# પ્રકાશકના બે બોલ

મ્હારાં પૂજ્ય માતુઃશ્રી સુભદ્રાબ્હેનનાં ભગવદ્ભક્તિનાં ભાવગીતોના સંગ્રહનું આ પુસ્તક ગુજરાતની સુસાહિત્યપ્રેમી જનતા સમક્ષ મૂકતાં મને ઘણોજ આનંદ થાય છે. કેમકે એક તો એ પૂજ્ય છે એટલે એમની સેવા કરવાનો આનંદ; વળી આમાં એમનો અક્ષરદેહ વિરાજે છે તેને ચિરસ્થાયી કરવાનો આનંદ; અને તેમાં પણ જે પરમાત્માનાં આપણે સૌ બાળકો છિયે તેના પ્રત્યેનાં ભક્તિભાવનાં કાવ્યો સમાજ પાસે મૂકી સમાજસેવા કરવાનો આનંદ–એ બધો આનંદ ભેગો થતાં કયા પુત્રનું હ્રદય ભાવભીનું ન થાય ?

વળી આ પુસ્તકને સારૂ મ્હારા પૂજ્ય સુરબ્બી મામાએ એની પ્રસ્તાવના લખી તથા ગ્રન્થની સંકલના, સંશોધન આદિ સંપાદન કાર્ય કરી આ ગ્રન્થને વધારે અમૂલ્ય બનાવ્યો છે તેને સારૂ શબ્દાડંબરથી આભાર માનવા કરતાં એ આભાર મનમાંજ રાખી હું એમને વંદું છું. એમણે મ્હારાં પૂજ્ય દાદીમા (માતામહી) મા. ગં. સ્વ. જસબાનાં કાવ્યોનો સંગ્રહ પ્રકટ કર્યો હતો તેમ મ્હારાં માતુઃશ્રીનાં કાવ્યો પ્રકટ કરીને એમને અનુસરતાં મ્હને સંતોષ થયા વિના રહેતો નથી. મ્હને ખાત્રી છે કે આ સત્કાર્યને સારૂ મ્હારા પૂજ્ય પિતાશ્રી સ્વર્ગમાંથી અમને પુણ્ય આશિષો આપશે.

વિ. સં. ૧૯૯૯
દેવદીપોત્સવી

વિનાયક પ્રહ્લાદજી દ્રુ.

# શ્રી દૂરકાળજી રચિત, સંપાદિત વા સંબંધી ગ્રન્થો

| | ગ્રન્થ | વિગત | પ્રકટ ઈ. સ. |
|---|---|---|---|
| ‡ | The Review | : An English Monthly | 1912–14 |
| ‡ | Harmony of Creeds | : Reprint of an Art. | 1912 |
| ‡ | હરિયશગીત | : ગં. સ્વ. જસબાનો કાવ્યસંગ્રહ | ૧૯૧૫ |
| ‡ | **चित्ततत्त्वनिरूपणम्** | **: पू. श्री. ब्रह्मण्यदेवस्वामी कृतं** | ૧૯૧૮ |
| ‡ | સિંહસ્થ યાત્રાવર્ણન | : ગં. સ્વ. જસબારચિત કાવ્ય | ૧૯૨૫ |
| § | થોડાંક છુટ્ટાં ફૂલ | : નિબંધો, ભાષણો ઈ૦નો સંગ્રહ | ૧૯૨૭ |
| § | ઝરણાં ટાઢાં ને ઊન્હાં | : સ્વરચિત કાવ્યસંગ્રહ | ૧૯૨૮ |
| ‡ | Politics & Education | : A Pamphlet | 1928 |
| ‡ | Indian Education | : ,, | 1928 |
| * | પોયણાં | : માર્મિક નિબંધોનો સંગ્રહ | ૧૯૩૦ |
| § | ધર્મની ભૂમિકા | : વિસ્તૃત નિબંધ | ૧૯૩૦ |
| † | બાળપાઠ્યપોથી | : ધાર્મિક શ્લોકસંગ્રહ, અર્થ સાથે | ૧૯૩૦ |
| * | સ્વરાજ્ય ને સંસ્કૃતિ | : વિસ્તૃત નિબંધો | ૧૯૩૧ |
| § | પૂ. શ્રી. લક્ષ્મણ શાસ્ત્રી સ્મારક ગ્રન્થ (સચિત્ર) | | ૧૯૩૨ |
| ‡ | અમી | : નિબંધિકાઓનો સંગ્રહ | ૧૯૩૫ |
| ‡ | ધર્મ અને રાષ્ટ્ર | : વિસ્તૃત નિબંધ | ૧૯૩૬ |
| ‡ | Spheres of Science and Philosophy (Thesis) | | 1937 |
| ** | Conservative India | : | 1941 |
| §§ | કણિકા | : હીરકોત્સવ સમિતિ સંપાદિત | ૧૯૪૨ |
| * | અંજલિ | : ગં. સ્વ. બહેન સુભદ્રા કૃત | ૧૯૪૨ |

---

* મળવાનું સ્થાન : મે. જીવણલાલ એન્ડ સન્સ, અમદાવાદ ને મુંબઈ

† ,, : શ્રી. વિ. ઠા. હિન્દુ ગુરૂકુલ સૂરત

‡ ,, : કર્તાને ત્યાંથી, આકાશેઠ કુવાની પોળ, અમદાવાદ

§ નથી. §§ સનાતન વૈદિક ધર્મસભા ,,

** Messrs D. B. Taraporewala Sons & Co., Bombay.

# અનુક્રમણિકા

# ભગવત્ લીલાનાં કાવ્યો

૨૩૮૭૧

# પ્રસ્તાવના

ભગવદ્‌ભક્તિનાં ભાવગીતોનો આ સમુચ્ચય ભાવિક અને સાહિત્યરસિક જનો પાસે મૂકતાં મ્હને ગુજરાતની કાવ્ય–સમૃદ્ધિમાં એક ઉચ્ચ રસિકતાવાળો, ભાવભીનો અને ભક્તિથી નીતરતો ગ્રન્થ ઉમેર્યાનો આનંદ થાય છે. આ કાવ્યોનાં લેખિકા મ્હારાં બહેન હોવાનો વિનય જેમ મ્હને પ્રશંસામાં સંકોચ કરાવે તેમ સત્યની પ્રેરણા મ્હને આવી સમીક્ષામાં ઉત્તેજના આપે છે. કાંટાને કાંટો કહેવો એ કદાચ સત્ય હોવા છતાં અપ્રિયતાને લીધે ઠીક ન લાગે પણ કંચન ને કંચન કહેવું એમાં તો સત્ય, પ્રિય અને હિત એ ત્રણેનો સમન્વય હોવાથી એ કર્તવ્ય છે.

ચિ. બહેન સુભદ્રાની વાગ્દેવી બહુ મોડી આવીર્ભૂત થઈ છે. આશરે સાત આઠ વર્ષ ઉપર એટલે છેક લગભગ ૫૦ વર્ષની વયે એમણે કાવ્યો લખવાં માંડયાં. એનું કારણ એ પણ જણાય છે કે ઉત્તમ પંક્તિનો કાવ્યસ્રોત ઘણુંખરૂં સંસારના વિશાળ અનુભવ પછી અને પરિપક્વ જ્ઞાન તથા બહુશ્રુતતા પ્રાપ્ત થયા પછી જ પ્રસરે છે. એમણે કાવ્ય લખવા માંડયા એમ કહેવા કરતાં એમનાથી કાવ્ય લખાઈ જવા માંડયાં એમ કહીએ તો ચાલે. એને પ્રગટ કરવાનો વિચાર પણ બહુ નહીં. કેટલોક વખત તો તે તેમની પોતાની ખાનગી મિલ્કત જેવાંજ રહ્યાં. પણ આવી બાબતો જીવનને એવી રંગી નાખે છે કે તે ઝાઝો વખત છાની રહેતી નથી. પછી કોઈ કોઈ વાર અમને એ સંભળાવા માંડયા. મેં કહ્યું કે 'આમાં કેટલાંક તો બહુ સારાં છે; તમે લખો હજી સારાં લખાશે'. એ લખતાં ગયાં. લખાણનો વેગ પણ પુષ્કળ. કેટલીક વાર તો રોજ એકાદ બે લખી નાખે. લખવાનો વખત રાતનો. કેમકે દહાડે તો છોકરા, વહુઓ, અને કુટુંબ કાર્યમાંથી વખતજ શેનો મળે. થોડા સમયમાં તો થોકડો થઈ ગયો. કહ્યું છપાવો, તો કહે કે "એમાં શું છપાવવું છે ? કોણ

વાંચે છે? છપાવવું ને બપાવવું. આપણું મન રાજી થાય એટલે બસ." આ ભાવના અને આવાં કાવ્ય એ બેનો સુમેળ જોઈ મ્હારો આગ્રહ વધ્યો. ચિ. ભાઇ વિનુભાઈએ તે છપાવવાનું આગ્રહપુર્વક માથે લીધું, અને આ ગ્રન્થ બહાર પડે છે. એમનાં બધાં કાવ્યો આ સંગ્રહમાં લેવાયાં નથી. ને હજી એમની કાવ્ય-સરિતા તો ધીરી ધીરી ચાલુ છે.

આ કાવ્યોની સમાલોચનામાં હું કદાચ ભાઈ બહેનના સંબંધે અતિશયોક્તિ કરૂં એમ લાગે પણ એમ કરવાનો મારો વિચાર તો નથી. તેમ આપણા કવિઓના ગુણાનુવાદમાં કંઇ નહીં તો અતિશયોક્તિની ભૂલ તો મેં ભાગ્યેજ કરી હશે એમ મને લાગે છે. તથાપિ આ કાવ્યોમાં જે વિશિષ્ટતાઓ મેં જોઈ છે તેનો નિર્દેષ કરવો એ પણ મારૂં કર્તવ્ય છે. એક વિશિષ્ટતા તો એ કે ગુજરાતી સાહિત્યમાં એકસાથે આટલા જ્ઞાન, આટલી નિષ્ઠા અને આટલી ભગવદ્‌ભક્તિના સંભારવાળાં કાવ્યો હજી સુધી કોઇ સ્ત્રી કવિએ કરેલાં મારા જોવામાં આવ્યાં નથી. બીજી વિશિષ્ટતા એ કે મીરાંબાઇ નરસિંહ મહેતા અને દયારામ સિવાય આટલી બધી ઉત્કટ પ્રેમોર્મિભર્યો, સર્વાત્મદર્શનવાળો ભક્તિભાવનો સતતવાહી ઉદ્રેક બીજા કોઇ ગુજરાતી કવિમાં ભાગ્યેજ દ્રષ્ટિગોચર થાય છે. એટલે ભવિષ્યમાં કવિઓની પંક્તિમાં બહેન સુભદ્રાને વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થાય તો મને આશ્ચર્ય થાય નહીં. એમના માનસની ભૂમિકાજ એટલી બધી ઉન્નત છે કે પહેલું તો ત્યાં પહોંચવું જ અઘરૂં છે: અને એ તો જાણીતી વાત છે કે મનુષ્ય પોતાની પાસે હોય તેમાંથીજ બીજાને દાન કરી શકે છે. આ કાવ્યોમાં સંસારથી તરેલ અને પ્રભુપ્રેમમાં તરબોળ થઇ ગયેલ માનસના ભણકાર છે અને એ રીતનું "સંત અને કવિ" નું એકીકરણ ભાષાના તેમજ પ્રજાના ઇતિહાસમાં કોઇક વાર જ થાય છે. એવા માનસના સંદેશ પ્રજાના અને સાહિત્યના અણમૂલા વારસાઓ છે. આ કાવ્યોના વિદ્વાન્ અને અવિદ્વાન્ બન્ને પ્રકારના વાંચકો એને વાંચીને જોશે કે આ ટીપના સૂરમાં પ્રશંસા નથી પણ ટીપના સૂરોની પ્રશંસા છે.

આ સંગ્રહમાંનાં ઘણાં કાવ્યોને ઉચ્ચ પ્રકારનાં ઊર્મિ-કાવ્યોની પંક્તિમાં મુકી શકાય: જેને પ્રખ્યાત અંગ્રેજ વિવેચક વોટસ્ ડન્ટન 'હાયર લિરિક' કહે છે અને મહાકાવ્યની પંક્તિમાં મૂકે છે. આ પ્રકારનાં કાવ્યો હિબ્રુ ભાષામાં પણ છે અને આપણી પ્રાચીન ભાષાઓમાં તો તેનો પ્રસાદ ચારે તરફ વેરાયેલો છે. વચલા વખતમાં જેમ કેટલાક લોકો વાસનાપ્રધાન અને આક્રમણકારક પ્રવૃત્તિઓથી નાચવા કૂદવા મંડી પડયા હતા પણ હવે તેના ખીલતા જતા પરિણામમાં વિશ્વવિગ્રહ જોઈને જેમ એ પૂર ઓસરવા માંડયાં છે તેમ કવિતાની વિકારપરાયણ અને બંડખોર કુદાકૂદથી વચલા વખતમાં ઘણા લોકો પોમાઈ ગયા હતા તે પૂર પણ જતે દહાડે અનુભવ થતાં ઓસરશે એમાં મ્હને તો બહુ શંકા નથી. થોડા સમય પહેલાં એક પાશ્ચાત્ય ટીકાકારે ઘણા અભિપ્રાયોનો સંગ્રહ કરી જણાવ્યું હતું કે વર્તમાન સમયની એઓની કવિતાસમૃદ્ધિ બહુજ થોડી છે એટલુંજ નહીં પણ બહુ ઊતરતી પંક્તિની છે. એ હકીકતમાં કાંઈ નવાઇ નથી. કારણ કે ઉચ્ચ કવિતા એ તો ઉત્કૃષ્ટ માનવ જીવનની ધન્ય ક્ષણોનો ભાવભર્યો પ્રસાદ છે. એ જીવન, એ ક્ષણો ને એ ભાવ, અકકેક પણ જ્યાં વિરલ છે એ દેશકાળમાં એના પરિપકવ ફળરૂપ કવિતા વિરલ હોય એમાં આશ્ચર્ય શું?

કળાની દ્રષ્ટિએ જોતાં ચિ. બહેન સુભદ્રાનાં કાવ્યોમાં સ્વભાવ સિદ્ધ કળા હોય અને કવિઓના નિકટ પરિચયથી જે કળા આવી જાય તેવી કળા તો છે; પણ પિંગળ, જોડણી, અલંકારશાસ્ત્ર કે એકંદરે કાવ્યશાસ્ત્રનો એમણે ઝાઝો અભ્યાસ કે થોડો અભ્યાસ પણ ભાગ્યેજ કર્યો હશે; અને મ્હારા તે તરફ તેમને લઇ જવાના પ્રયાસો તરફ પણ તેમણે ભાગ્યેજ બહુ લક્ષ આપ્યું હશે. કેમકે જેણે અચવ્યા રસનો સ્વાદ લેવા માંડયો છે તેને આવાં કાવ્યશાસ્ત્રનાં અને કળાશાસ્ત્રનાં થોથાં ઉથલાવવાં ન ગમે એ સ્વાભાવિક છે. એ બધું તો નાનપણમાં વિદ્યોપાર્જનના સમયમાં થઈ જાય તોજ થઇ

જાય. તોપણ એક બે વસ્તુઓ એમના કાવ્યોમાં મ્હેં જોઈ છે તે એ કે એમાં ઘણા ઘણા અને નવા નવા અનુપ્રાસો એમણે યોજી દીધા છે અને કાવ્ય-સુલભ ઝડઝમક પણ તેમાં અકૃત્રિમ તેમજ પુષ્કળ છે. વળી દ્વિઅર્થી શબ્દોવાળી વાક્યરચના પણ ઘણે સ્થળે સ્વાભાવિક રીતે આવી ગઈ છે. આ સંગ્રહમાં ઘણાંખરાં કાવ્યો ઊર્મિકાવ્યો છે અથવા તેને ભાવગીત પણ કહી શકાય. તેની કક્ષા ઉપર સૂચવ્યું તેમ ઊંચી છે. તે પછી છેલ્લા ભાગમાં ભગવત્ લીલાનાં કાવ્યો પણ દાખલ કર્યા છે. આ કાવ્યોની કક્ષા ઉતરતા પ્રકારની છે. પરલક્ષી કાવ્યો અથવા વર્ણનાત્મક કાવ્યોનો પ્રદેશ ઊર્મિકાવ્યો જેટલો સ્વભાવસિદ્ધ આ લેખિકાને નથી એ સહજ જોઈ શકાય એવું છે. ભાવગીતો અથવા ઊર્મિકાવ્યો એજ એમનો મીરાંબાઈની પેઠે વિહાર-પ્રદેશ છે તથાપિ ભગવત્ લીલાના કાવ્યોમાં પણ તેમની લાક્ષણિક નવીનતા અથવા લોકોત્તરતા સ્થળે સ્થળે દેખાયા વિના રહેતી નથી. ભાવગીતોમાં રૂપક વડે, ઉપમા વડે, વ્યંજના વડે, અથવા રૂપકમાળા વડે, કઠિન સમસ્યાઓને સહજબોધ્ય કરવાની એમની પદ્ધતિ છે. રસ જે કવિતાનો આત્મા છે અને રસોમાં પણ સૌથી ઉત્કૃષ્ટ શાંત રસ કહેવાય છે તેમાં આ કાવ્યોની અપ્રમેય શક્તિ રહેલી છે. વળી નવીન અને પ્રાચીન સંસ્કારોનો અનેરો સમન્વય આ કાવ્યોમાં જણાય છે. '**માનસ પૂજા**,' '**ચિત્રગુપ્તના ચોપડા**, '**કાદવે કમળ**', '**દરબારનાં દયણાં**,' ઈત્યાદિ કાવ્યોમાં જૂના તેમજ નવા વિચારના વાંચકને રસ પડે એવી રીતે સનાતન વિચારણાને એમણે નવી ઓઢણીઓ ઓઢાડી છે. કેટલાંક કાવ્યોમાં સ્ત્રી-કવિનો આત્મા સ્પષ્ટ રીતે દર્શન દે છે. શ્રી કૃષ્ણ પ્રત્યેના જાણે પ્રત્યક્ષ વાર્તા-વિનોદનાં કાવ્યોમાં આ ભાવો આપણે જોઈએ છીએ. કવિ દીનભાવે દીનબંધુ પાસે જાય છે અને એના બિરદ ઉપરની એમની અડગ શ્રદ્ધા કાવ્યોમાં અનેકવાર તરી આવે છે. અને '**એવા તે કેવા છો અલબેલા**,' '**માયાનાં આછાં ઓઢણાં**,' ઈત્યાદિ કાવ્યોમાં સ્ત્રી હૃદય ઊર્મિભર્યું પ્રકટ થાય છે.

સામાન્ય વાંચકને ખૂબજ રસપ્રદ થઈ પડે, હસાવે, અથવા ગમ્મત કરાવે એવાં પણ 'કુલેકુ", 'વાસનાનો પથારો,' 'સોળે સોગ-ઠીઓ કાચી,' 'ઘડુલો,' 'કમળભૂનું કારખાનું,' 'જીવન-નાવનો બેડો,' 'મદારીની માયા,' ઈત્યાદિ કાવ્યો છે. તેમ બીજી તરફથી 'પંચકોશોને આપ્યા પ્રકાશ,' 'બુદ્ધિનું ઇંદ્રજાળ', 'આડાં વૃત્તિનાં વ્યવધાન,' એવાં વિદ્વદ્ભોગ્ય પણ કેટલાંક કાવ્યો છે. વળી આધુનિક સમયની સમગ્ર–જીવન તરફની નવ–દ્રષ્ટિનાં, સર્વાત્મભાવ અને સહજ અનુકંપાનાં તથા રસને પરિપ્લાવિત કરનારાં પણ અનેક કાવ્યો છે. 'ભરી અંબાની આંખડી અમીએ' એ કાવ્યમાં પ્રકૃતિના પ્રેમનાં પૂરનું દર્શન છે. 'તારી વાડીનાં ફૂલડાં' એ કાવ્યમાં સર્વ મનુષ્યો પ્રત્યે કવિ–હૃદયના નિર્મળભાવનું દર્શન છે. 'આજ તારે બારણે હું આવી' એ કાવ્યમાં વિદેહ થયા પહેલાંજ કવિનો આત્મા પ્રભુના દ્વાર પાસે જઇને તે દ્વારને ખખડાવે છે ને ઉઘડાવે છે. 'દીલમાં છે એ દેહરે સહી' એ કાવ્યની પહેલી લીટીમાંજ મંદિરોમાં દીલમાં વસેલો દયામય પ્રભુજ બીરાજે છે એ ભાન કવિ કરાવે છે. વળી 'જીવરાજ'ને –જીવોમાં જેઓ રાજા જેવા થઇને ફરે છે તેમને –પણ મોટો બોધ કવિ આપે છે કેઃ—

તારે મહેલે વસે છે મહારાજ, જીવરાજ, જો જે એ દેવ ના દુભાય.

કેટલાંક કાવ્યો સંસારના અનુભવો ઉપરથી પ્રસંગોપાત્ત લખાયાં છે. 'આવાં શાં જોર,' 'કસોટી નવ કરશો,' 'મન ભૂલે ભણાવું ભણાવું,' 'પુજારીને,' ઈત્યાદિ કાવ્યો આ પ્રકારનાં છે. વળી નયણાંનાં નીર,' 'હૈયાના ઘાવ,' 'મહેરામણની પાર,' 'સ્વપ્નાં ઊડી ગયાં,' ઈત્યાદિ કેટલાંક કાવ્યો તીવ્ર આધ્યાત્મિક અનુભવમાંથી પ્રગટયાં હોય એમ સહજ દર્શન થાય છે. કાવ્યસંગ્રહ પ્રગટ કરવાનો વિચાર થયા પછી પ્રસંગોપાત વાંચકને ઉદ્દેશીને બે ચાર કાવ્યો લખાયાં છે તે વાંચીને આપણને આ કાવ્યોની પ્રેરણાનું વાસ્તવિક ભાન થાય છે. એમાં લખે છેઃ—

મારી માનસ-ગંગાનાં નીર, ધરી ધીર, કોઇ પીજો પ્રવાસી હો વીર.
ભિંજવી ભગવાન એ ભૂમિએ ઊતર્યાં કોઇ નેહીને પાવા એ નીર. કોઈ૦

આવાં કાવ્યો વિવેચકની ફૂદકારા મારતી કલમને ઢીલી પાડી દઇ એના અંતરને છલકાવવા માંડે તો કાંઈ નવાઈ નથી.

આ કાવ્યોમાં છંદોબદ્ધ રચનાવાળાં કાવ્યો બહુ થોડાંજ છે. ઘણાંખરાં તો જાણીતા રાગોની અથવા દેશીઓની ઢબ ઉપર રચેલાં કાવ્યો છે. કેટલીક ગરબીઓ પણ છે. આ બધાં કાવ્યો ગેય છે. જોડણીની બાબતમાં કરિયે અને કરીએ, નહિ અને નહીં, મારાં અને મ્હારાં, શામ અને શ્યામ કરે અને કર્યે એવા શબ્દોમાં છૂટથી વિકલ્પ રાખ્યો છે અને તદ્દ્ભવ શબ્દોમાં હ્રસ્વ દીર્ઘની યોજનામાં બનતા સુધી થોડાજ ફેરફારો કર્યા છે. કેટલી ભૂલો રહી ગઈ છે તેનું સંશોધન પુસ્તકને છેડે આપેલા શુદ્ધિપત્રમાં જોવામાં આવશે. અને કેટલાંક સહજ સમજાય એવાં સંશોધન વાંચક પોતેજ કરી લેશે એમ આશા છે.

આ ગ્રન્થને સંપાદન કરવામાં પ્રભુએ મ્હને નિમિત્તભૂત કર્યો તેથી મને આનંદ અને સંતોષ બન્ને થાય છે. મ્હને ખાત્રી છે કે આ સંગ્રહનાં કાવ્યો ઘણાં માનવ-હૃદયોમાં પ્રભુપ્રેમ, ઉત્સાહ, શાંતિ અને ઉત્કૃષ્ટ ભાવનાઓ પ્રેરશે, અનેક દુઃખી દિલોના વિસામા રૂપ અને પ્રભુ દર્શનની પીપાસાવાળાં હૃદયોના પીયાવા રૂપ થશે. વળી 'પૂજા કરી ના કરી' 'મોડે મ્હેમાન,' 'પડદામાં ભાત્ય,' 'કયારે આરતી,' 'આંખ ઉરે કેમ ના ઘડી,' એવાં એવાં કાવ્યોની નવા નવા ઉન્મેષોવાળી પ્રતિભા કવિ હૃદયોમાં પણ અનેરા ભાવો જગાડયા વિના રહેશે નહીં. કેમકે આ કાવ્ય સરિતા એ હાલનો રકૂ ફેરવી ફેરવીને કરેલો 'ટયૂબવેલ' નથી પણ સાત્વિક કવિહૃદયનો સ્વયંભુ સ્રોત છે. એ હૃદય શ્રીમદ્ ભગવદ્ગીતાના નિષ્કામ અને પ્રભુપ્રીત્યર્થ કર્મના પૂણ્ય આદેશથીજ રેલાઈ રહ્યું છે અને કહે છે:—

મહાનુભાવ મંદિર બીરાજે તેને દર્પણ ધરિયે,<br>
કવિતા—સરિતા રેલી રહી છે તો યે તર્પણ કરિયે.

જ. ભ. દૂરકાળ

॥ श्रीः ॥

# અંજલિ

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटियुगधारिणे नमः ॥

---

## અંતરની અંજલિ



( ધન્ય જેણે હરિગુણ ગાયા સંસારમાં—ધનાશ્રી—ની રાહ. )

અંતરની અંજલિ સ્વીકારો રે નાથ,
તમે અંતરની અંજલિ સ્વીકારો;
મારા અંતર મંદિરમાં પધારો રે નાથ, તમે૦ ૧
શ્રદ્ધાનાં મૂલ એક નાથ આપ જાણતા
ગણતા અમૂલ ઉપહારો રે, નાથ, તમે૦ ૨
તન મન ને ધન નાથ સર્વે તમારૂં
અજ્ઞાનથી અબુધને ઉગારો રે, નાથ, તમે૦ ૩
લેનારે આપ અને દેનારે આપ નાથ
ટાળો આ જીવનો જુદારો રે, નાથ, તમે૦ ૪
એક અખંડ તત્ત્વ અંતર ઉતારતાં
ન દીસે પ્રપંચના પ્રકારો રે, નાથ, તમે૦ ૫

  

## કોને અર્પણ ?

( એ દિનના મેમાન, અમે તમારા, એ રાહ. )

કોને અર્પણુ કરિયે, કવિતા કોને અર્પણુ કરિયે ?
પ્રિયતમ પદ પંકજ ધરિયે;
ઉર ઊર્મિ ઝીલનારાં અંતર તેને ચરણે ધરિયે; કવિતા૦ ૧
મહાનુભાવ મંદિર બિરાજે, તેને દર્પણુ ધરિયે,
કવિતા સરિતા રેલી રહી છે તોયે તર્પણુ કરિયે; કવિતા૦ ૨
નિગમનાદ જ્યાં પહોંચે નહિ ત્યાં શોર કરી શું કરિયે,
જે કવનારો તે સુણુનારો સાક્ષી કોને કરિયે; કવિતા૦ ૩
શબ્દ સમાસની પાર જવું ત્યાં, શી ચતુરાઇઓ કરિયે,
બાળક ભાષા માત સમજશે, ચિંતા શીદને ધરિયે; કવિતા૦ ૪
સાક્ષર ચરણે કયમ કરી ધરિયે, ભૂલે લાજી મરિયે,
સમાન અસૂયા ભરિયા પેખી, ઉરમાં શમશમી રહિયે; કવિતા૦ ૫
અધિકારી વિના અરપી શું કરિયે, ઉપેક્ષકને શું કહિયે,
કવિતા કુંવરી સદા કુંવારી, કયમ કરી અપર્ણ કરિયે. કવિતા૦ ૬



## કેવા એ સાદ ?

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ રાહ. )

કોઈ સદ્‌ગુરૂ મુજને બતાવે રે, કે કેવા સાદે હરિ આવે; ૧
કેવા સાદ કીધા દ્રૌપદીએ કે, હસ્તિનાપુર હરિ આવે. રે કોઇ૦
કેવા સાદ ગજરાજે કીધા કે, પ્રભુ પોતે વિમાન જ લાવે; કોઇ૦ ૨
કેવા સાદ નરસૈંયે કીધા કે, હાથે હરિ હાર પ્હેરાવે. કોઇ૦
કેવા સાદ અજામેળે કીધા કે, પુત્ર સાટે પ્રભુ આવે; કોઇ૦ ૩
એ તે સાદ હશે રે કેવા કે શામ સત્વર દોડી આવે. કોઈ૦
હુંયે સાદ કરૂં રે એવા, કોઈ મને ભેદ બતાવે. કોઇ૦ ૪



## આ સરિતાનાં નીર

( સખી, ભણી અણોસરી રાત, એ રાહ. )

આછાં ડોળાં સરિતાનાં નીર, સાગર ઉવેખશો નહીં;
કોઇ પ્યાસી પ્રવાસી સોય, અંજલિ લેશો સહી. ૧

જેની પાસે છે નિર્મળ નીર, અંશી ઉવેખશો નહીં;
છે આપે એ ડોળાં નીર, કોગળા કરશો નહીં. ૨

જેને જંતુવિદ્યાનાં જ્ઞાન, જંતુ જોઇ બીશો નહીં;
છે જંતુએ જંતુએ જીવ, નિર્બળને હણશો નહીં. ૩

નવ સ્થૂળને મારશો કોઇ, સૂક્ષ્મ તો મરશે નહીં;
છે અમર જીવોના અંશ, એકમાં અનંતા સહી. ૪

આ ડોળાં પાણીના જીવ, ઉપદ્રવ કરશે નહીં;
હશે એને રે યોગ્ય જે જીવ, એમાં એ સરશે સહી. ૫

જેને આત્માનાં હોય દર્શન, સરિતા સૌ ગંગા લહે;
ગણી ગંગા સમાં એ નીર, અંજલિ શિરે વહે. ૬

પ્રભુ પાણી વહે વણમૂલ, આજ મૂલ એનાં પડે;
માટે ડોળાંયે લેતા કામ, સમજુ શોધો વડે. ૭

નીર જેવાં તેવાંએ, જીવ તૃપ્ત કાંઇ થાતા હશે;
નીર નીરે પરીક્ષાના જાણ, તત્ત્વને ન્હાતા હશે. ૮

ગાળી ગાળી પ્રવાસી કોઇ, પીશે એને સહી;
નહીં સરિતાને હર્ષ કે શોક, મૂળ જેનાં પત્થર મહીં. ૯

જેવી તેવી સરિતાનાં નીર, જ્યાંથી વહેતાં સહી;
ભલે દેખાયે પત્થર રૂપ, ઝરણાં અમોલાં મહીં. ૧૦

સૌ પ્રભુ–પ્રીતિનાં પ્રતીક, ભેદ કોઇ જોશો નહીં;
રાખી એકજ તત્ત્વનાં તાન, પાન કોઇ ખોશો નહીં. ૧૧



## માનસ ગંગા



( ધનાશ્રીની ચાલ )

મારી માનસ ગંગાનાં નીર, ધરી ધીર,
કોઇ પીજો પ્રવાસી હો વીર.
જરી લેજો આનંદ એને તીર. ધરી૦ ૧

એ આઘેથી આવતી તૃષા સમાવતી
શીળા વહાવતી સમીર. ધરી૦ ૨

ધીરી વ્હેતી ને કદી વ્હેતી ઉતાવળી
જેવાં ઝરણુ દે ગીર. ધરી૦ ૩

તાપે તપેલની તૃષા છીપાવશે
શાન્તિ એ ભરશે શરીર. ધરી૦ ૪

સ્વાદ બેસ્વાદ એના જોશો નહીં, વીર,
એ તો જીવનનાં હીર. ધરી૦ ૫

ધરનાંને તોલ કદિ ટાંઢાં ન હોય તો
લે જો અંજલિયો લગીર. ધરી૦ ૬

તૃષા ન હોય તો નીર ના બગાડશો
નાંખીને કંકર કથીર. ધરી૦ ૭

ભીંજવી ભગવાન એ ભૂમીએ ઉતર્યાં
કોઇ નેહી ને પાવા એ નીર. ધરી૦ ૮

  

## કવિ પ્રકૃતિની આસપાસ ફેરા ફરે



(વાલે ભરી ગુલાલે ભરી બેનીબાની આંખડી—એ રાહ.)

કવિ વાદળ ને વીજ શું વાતો કરે,
મારાં અંતર લહે કે ખોટાં આ તો ખરે. ૧

કવિ કોકિલ ટોકાર મુગ્ધ મનને કરે,
મારે અંતર કો શબ્દ બ્રહ્મ સૂરો સરે. ૨

કવિ સૂરજ ને ચંદ્ર શું ચેડાં કરે,
મારાં અંતર અવ્યક્ત ને તેડાં કરે. ૩

કવિ ખિલવે સરોજ ને સંધ્યા ખરે,
મારે અંતર સૌંદર્ય કો અનેરાં તરે. ૪

કવિ ફુલડાંની ફોરમે ફૂલ્યા ફરે,
મારાં અંતર પરિમલ ભાવેથી ભરે. ૫

કવિ ઉષાના રંગો આલેખ્યા કરે,
મારાં અંતર કો દિવ્ય જ્યોત દેખ્યા કરે. ૬

કવિ સરિતા ને સિન્ધુ તર્ક ત્રાપે તરે,
મારાં અંતર ઉંડાણુ એવે પાય ના ધરે. ૭

કવિ વ્યોમ વિહાર હશે કરતા ખરે,
મારે અંતર વિચાર એ તે કોણુ કરે. ૮

કવિ આપે અનંત રૂપ ધાર્યો ધરે,
મારાં અંતર કો ભાર એવા નારે ભરે. ૯

કવિ લઇને ઉછીનાં એ પાછાં ધરે,
મારે અંતર જે ઓરતા કોણુ એ કરે. ૧૦

કવિ કલ્પનાના કાંગરા ચણુતા ફરે,
મારાં અંતર કહે કે એતો કાળે ખરે. ૧૧

કવિ પ્રકૃતિની આસપાસ ફેરા ફરે,
મારાં અંતર રમે રે એના પ્રાણો પરે. ૧૨

કવિ જાણો, ઉપાલંભ કો કોના કરે,
મારાં અંતર એ જાણી આનંદો ધરે. ૧૩

મન કાવ્યો કરે ને કવિ રૂપો ધરે,
મારાં અંતર એ દ્રશ્યના દ્રષ્ટા પરે. ૧૪

કવિ દ્રષ્ટિએ સૃષ્ટિ ઉકેલ્યા કરે,
મારાં ઉર સૃષ્ટિ દ્રષ્ટિ સંકેલ્યા કરે. ૧૫

કવિ કોરે કાગળ શીદ રંગો ભરે,
એના રંગો આશ્ચર્ય મારાં અંગો ભરે. ૧૬

કવિ માનસની મશ્કરી માયા કરે,
મારાં અંતર એ માયાના રાયા ભરે. ૧૭

કવિ કર્તાની આગળે ઝાંખો ખરે,
મારાં અંતર કિરતારની પાંખો પરે. ૧૮

કવિ કર્તાની કીર્તિને રેલી ફરે,
મારાં અંતર કિરતાર શું કેલિ કરે. ૧૯

  

## કવિતાના કોડ નથી છાયા



( ધન્ય જેણે હરિગુણ ગાયા સંસારમાં, એ રાહ )

કવિતાના કોડ નથી છાયા,
શ્રીકૃષ્ણ, મને કવિતાના કોડ નથી છાયા.
ઉર ઊર્મીએ લેખ છે લખાયા. શ્રીકૃષ્ણ૦ ૧

કીતને કારણે કેમ કરૂં રે, એ કીર્તિ કુંવારી ના વરી;
કેમ કરીને કોને કાજે એ કરિયે, જાણતા એક શ્રીહરિ. શ્રીકૃષ્ણ૦ ૨

પીંગળ પાઠ કાંઇ જાણું નહીં ને, કવિતાના કેમ કરૂં કોડ;
સારી નહીં ને નઠારી નહીં એ, એવી કવિતા અજોડ. શ્રીકૃષ્ણ૦ ૩

સારી કહું તો સાક્ષરો ખીજે, નઠારીયે કેમ કહેવાય;
પ્રભુની પ્રેરીને નઠારી કહેતાં, જીભલડી છેદાય. શ્રીકૃષ્ણ૦ ૪

કોની રે પ્રેરણા ને કોની રે હેરણા, કોનાં હશે ફરમાન;
અગમ્ય રહી એ કોણ કરાવે, કોનાં હશે એ વિધાન? શ્રીકૃષ્ણ૦ ૫

ફોગટ પાનાં ભાવે ભરૂં હું, ભલે કોઇ ગ્રાહક નવ થાય;
ફિકર પ્રભુ મ્હને એની નહીં જો, તું એક રીઝી જાય. શ્રીકૃષ્ણ૦ ૬

અંતરયામીનું શું રે અજાણ્યું, શાને ધરૂં ચિંતાય;
શક્તિની તુલના મનમાં કરૂં ત્યારે કૃતિઓના ભેદ જણાય. શ્રીકૃષ્ણ૦ ૭

વિધિનાં વિધાન એ પ્રભુનાં ફરમાન એ, ગુંગાએ ગાન ગવાય;
અદ્દભુત લીલા લાલન તમારી, કૃતિ એ ન કોથી કવાય. શ્રીકૃષ્ણ૦ ૮

  

## પ્રેમનાં પૂર

( સખી ઊણી અણોસરી૦ એ રાહ )

ઉર ઉભરાય પ્રેમનાં પુર, ભીંજે મ્હારો સામળીઓ,
જરા લેજો ઉંચીરે જરૂર, તમારી કામળીઓ. ૧

જળ ઝીલ્યાના તમને કોડ, પાણીડાં પાછાં વળ્યાં;
ક્હાન કેવા રે બાંધિયે બંધ, ખાળ્યાં ન જાયે ખળ્યાં. ૨

પૂરા ન્હાયા ન નંદકિશોર, પૂર એ ઓસરી ગયાં,
તોય હસે રે હરિ મંદમંદ, ભાન ન્યાતનાં રે થયાં. ૩

"નથી ન્હાવાની અમને ટેવ," વેણુ અક્રુરને કહ્યાં;
એવી દેખી દયાની રીત્ય, પાણીડાં થંભી ગયાં. ૪

જ્યાં ભીંજ્યા રે નંદકુમાર, નીર ત્યાં સૂકે નહીં;
પ્રભુ પ્રેમીને પુરા વિશ્વાસ, પ્રભુ એને મૂકે નહીં. ૫



## મોંઘા મહારાજ

( લાલે ભરી ગુલાલે ભરી,—એ રાહ૦ )

મોંઘા મહારાજ, તમે મોંઘા મહારાજ,
આ માયાની માંહી તમે મોંઘા મહારાજ,
કરિયા તારાજ જીવ કરિયા તારાજ.
એણે અંતર ઘેરીને જીવ કરિયા તારાજ. મોઘાં૦ ૧

નવ થાશો રે નાથ એને દેખી નારાજ,
આ અંતે આવરણુ ભયે અંશો ત્હારાજ,
ખરે ખેલો ખલક તોએ લાગે ખારાજ,
માંહી મીઠા મ્હારાજ એક દીઠા મારાજ. મોઘાં૦ ૨



## ત્હારે ચરણે ચિત લાગ્યાં

( મથુરામાં ખેલ ખેલી આવ્યા, એ રાહ. )

મ્હારાં ત્હારે ચરણુ ચિત્ત લાગ્યાં, હો કહાન, ત્હારે ચરણુ૦
પ્રભુ ત્હારે પ્રસાદ ઉર જાગ્યાં, હો કહાન૦ ૧

મનોહર તેં મોરલીઓ વગાડી, લક્ષ લાવી લાલન તેં જગાડી. હો કહાન.
ઉરે ત્હારી એકજ લ્હે લાગી, જૂઠી જગની જંજાળ જોઇ જાગી. હો કહાન.૨

મ્હારા સ્વજનેથી સ્નેહ ગયા ઊઠી, લોક જાણે લાગણીઓ જૂઠી. હો કહાન.
હરિ હૈયાં કોમળ તમે ઘડિયાં, એને માયાવી દુઃખ કંઇક નડિયાં. હો કહાન.૩

મને સાચા વૈરાગ એણે આણ્યા, દુઃખદાઇ સંસારને પ્રમાણ્યા. હો કહાન.
એક સાધનથી સાથ સહુ આવ્યાં, ત્યારે ત્હારાંરે ધ્યાન ઉરે આવ્યાં. હો કહાન.૪

પ્રભુ અંતરના નાદથી પોકાર્યા, અમે દ્રૌપદીની જેમ શું ઉતાર્યા. હો કહાન.
દયા દૃષ્ટિએ દુઃખ સહુ વાર્મ્યાં, વિભુ ત્હારા વિલાસમાં વિરામ્યાં. હો કહાન.૫

પ્રભુ બ્હીકેથી પ્હેલાં સમરતાં, હવે પ્રીત્યેથી બ્હીકો વિસરતાં. હો કહાન.
ઇશ આનંદ અર્ણવ લાધ્યા, જોયા જીવનના સાર સ્નેહ વાધ્યા. હો કહાન.૬

તોય માયાની નાથ બ્હીક લાગે, મ્હારા કાચાશા યોગ રખે ભાગે. હો કહાન.
પ્રભુ આતો પ્રસ્તાવ બધા ત્હારા, મૂળે જીવો તો જન્મથી બિચારા. હો કહાન.૭

હવે આપ વિના એહને ન ગોઠે, રૂપ હૈયે ને નામ ત્હારાં હોઠે. હો કહાન.
તમે સામળીઆ સાર આમ લીધી, લેહ લાગી તમારી એજ વિધિ. હો કહાન.૮

તમે લીધાં સંભાળી સૌ તમારાં, હવે બાકી રહ્યાં શું અમારાં. હો કહાન.
હતાં ચેતન એ ચેતને સમાયાં, આતો માયા એ બે ઘડી રમાયાં. હો કહાન.૯

જીવન સંધ્યાના રંગ હતા ન્હોતા, રાતે જાતે શ્રી કૃષ્ણચંદ્ર સ્હોતા. હો કહાન.
શીળી ચાંદનીએ રાત વહી જાતે, રવિ રામ ઉર ઊગશે પ્રભાતે. હો કહાન.૧૦

ન્હોતા અસ્ત કદી સૂર્યના ગગનમાં, એના અનુભવ નામની લગનમાં. હો કહાન.
તારા નામની એ રે બલિહારી, હરિ નામ પરે જાઉં વારી વારી. હો કહાન.૧૧



## આપો હશી હોંકાર



( ભક્તિ વડે વશ થાય રમાપતિ, એ રાહ. )

મુજ મનની વાત મોરાર, જગમાં કોઇ ન સાંભળનાર.
સુણતા સામળ એ નિરધાર. જગમાં. ૧

જેને કહું તે આગ વધારે, કોઇ ન હોલવનાર. જગમાં.
વ્હેવારી વાત ગમે નહીં મનને, ઉલટા જ્યાં આચાર. જગમાં. ૨

સંચિત ખેંચ્યાં જ્યાં ખેંચાયાં, ત્યાં નવ દીઠા સાર. જગમાં.
હરિવિણુ બીજી વાતે હવે એ પામે નહીંજ કરાર. જગમાં. ૩

અંતરની એ કો નવ જાણે, જાણે હૃદે રહેનાર. જગમાં.
મન હવે તો વૃદ્ધ થયાં છે, બહુ નવ નિકળે બ્હાર. જગમાં. ૪

અમ્મર સુખ અંતરમાં લાધ્યાં, છુટી ગયા સંસાર. જગમાં.
વાત એની તમે જાણી વિશ્વંભર, આપ્યા અમૃત આહાર. જગમાં. ૫

વ્હારે ચડયા વિભુ જેની એને, કોઇ ન છેતરનાર. જગમાં.
વાત વિસામો છો વનમાળી, આપો હશી હોંકાર. જગમાં. ૬

ચિંતા લઇને ચિંતવન આપો, આનંદ આપ બજાર. જગમાં.
દીન નિરાશી જાય નહીં કો, દીનબંધુ દરબાર. જગમાં. ૭

જીવન સાથી રહો અલબેલા, અંતર ને વળી બહાર. જગમાં.
જે જે વાતો જ્યાં જ્યાં કરિયે, ત્યાં દેજો હોંકાર. જગમાં. ૮

બાળક હું છું બાપ તમે છો, આ તો અમ અધિકાર. જગમાં.
તમ વિણુ ત્રીકમ કોને કહિયે, છુટવા આ સંસાર. જગમાં. ૯

  

## હીંડોળાનો છંદ



( સખી, ઊણી અણોસરી રાત, એ રાહ. )

જગજીવન હીંડોળા માંહ્ય, જીવશિવ ઝૂલી રહ્યા;
ઝૂલે ઝૂલાવે જાદવરાય, જીવ શું ફૂલી રહ્યા. ૧
જીવ ઝૂલે સંચિત અનુસાર, હાથ દોર રહેતી નથી,
દોર દીનદયાળને હાથ, હીંડોળે જે બ્હીતા નથી. ૨
જીવનેરે હીંડોળાના છંદ, ઝુલ્યાવિણુ રહેતા નથી,
પણુ હીંચકો હલતી ડાળ, જીવ હીંચ સહેતા નથી. ૩
હરિ તમને હીંડોળાના છંદ, હીંડોળે રીઝો સહી,
જીવના હો જીવન શું દોષ, એને તમે ખીજો નહીં. ૪
તમે બેસાડ્યા બેઠા એહ, એને કાંઇ કહેશો નહીં,
એ ઓથે તમારી છેય, ઝાઝી હીંચ લેશો નહીં. ૫
તમે સમતોલે શ્યામ શરીર, હીંચે હલતા નથી,
જીવ હીંડોળામાં રે બેહાલ, હીલોળે ઝલતા નથી. ૬
તમે પાકા ઝુલાવણુહાર, જીવને જોતા રહો,
છે દોરી તમારે હાથ, એને તમે સ્હાતા રહો. ૭
જેણે ઝાલ્યા તમારા હાથ, ભાર જાળવજો હરિ,
રખે ગોથું ગોવિંદ એ ખાય, ક્હાંય નવ કરશો પરી. ૮
જગજીવન ઝુલાવણુ હાર, જીવને ઝુલાવી રહ્યા,
એવા કેવા ખવાયા હીંચ, ભાન ભૂલાવી રહ્યા. ૯
હરિ જાળવજો હીંચની ચાલ્ય, ઝુલો ઝુલાવો વરી.
જેણ્યે જાણી તમારી એ ચાલ્ય, હીલોળા ન આવે જરી. ૧૦



## પરાપારના પાઠ



( માન્યો મનનો મોહનવર પામિયાં જો, એ રાહ. )

મ્હારે ભણવા છે પાઠ પરાપારનારે લોલ,
મ્હારે ગણવા છે ગુણ નિરાકારના રે લોલ. મ્હા૦ ૧

મ્હારે ઝાઝા અભ્યાસ તો અજ્ઞાનના રે લોલ.
તેણે આવ્યા છે ગુણ અભિમાનના રે લોલ. મ્હા૦ ૨

મારા ઘટના ગુરુજી જ્ઞાન આપશે રે લોલ.
પડી શંકા શિવ-જીવની એ કાપશે રે લોલ. મ્હા૦ ૩

ગુરૂ પાટી મૂકીને રહ્યા બોલતા રે લોલ.
ત્યારે જીવ થયા મર્મ એ ઉકેલતા રે લોલ. મ્હા૦ ૪

ભાઇ ભણવું ગણવું એ અજ્ઞાનમાં રે લોલ.
પરાપારના એ પાઠ નથી જ્ઞાનમાં રે લોલ. મ્હા૦ ૫



## બંસીના બોલ

( ધન્ય જેજ હરિગુણ ગાયા સંસારમાં, એ રાહ. )

બંસીના બોલ રે અમોલા, શ્રીકૃષ્ણ પ્યારી બંસીના બોલ રે અમોલા;
એની પાસે છે વેદ બોલ પોલા; શ્રીકૃષ્ણ૦ ૧

વૃજવાસી જાણે કો અનુભવીઓ જાણે;
જાણે શું જન રાજ રોલા; શ્રીકૃષ્ણ૦ ૨

રસિઆના રાગ એ સુણતાં રાધાનાં;
હૈઆં લે છે રે હિંડોળા; શ્રીકૃષ્ણ૦ ૩

બંસીને બોલ ભેદ બ્રહ્મના સુણાવતા;
નાથ તમે રહીને અબોલા; શ્રીકૃષ્ણ૦ ૪



## માયા માડી ને ઘેર મ્હૈયરો

( માન્યો મનનો મોહનવર પામિયાં જો, એ રાહ. )

મ્હારાં માયા માડીને ઘેર મ્હૈયરો રે;
મ્હારે મમતા આદિ અનેક સૈયરો રે. મ્હારાં૦ ૧

મ્હારા બાળા તે જીવ વયે બોધીઆ રે;
ત્યારે સ્વામીના સાથ એણે શોધીઆ રે. મ્હારાં૦ ૨

મ્હારા સ્વામીને ઘેર સદા આનંદ છે રે;
તોય મુજને તો મ્હૈયરના છંદ છે રે. મ્હારાં૦ ૩

કાંક બ્હાનું મળે ને આવું મ્હૈયરે રે;
દિન ઝાઝાના સ્નેહ મ્હારા સ્હૈયરે રે. મ્હારાં૦ ૪

એમ કરતાં ભાભીનાં રાજ આવીઆં રે;
ત્યારે પહેલાં સમાન ત્યાં ન ફાવીઆં રે. મ્હારાં૦ ૫

જીવ જ્યમત્યમ કરીને ઘેર ચાલીઆ રે;
ત્યાં તો પ્રિતમના પ્રેમ પછી ફાલીઆ રે. મ્હારાં૦ ૬

આવ્યા પ્રસવોના દિન પછી પાસમાં રે;
પાછાં આવ્યાં મ્હૈયરના અવાસમાં રે. મ્હારાં૦ ૭

રહું મ્હૈયર પણુ મન મ્હારાં નાથમાં રે;
ત્યાં તો ભક્તિ બાળક આવ્યું હાથમાં રે. મ્હારાં૦ ૮

મ્હને પ્રિયતમથી પ્રિય મ્હારૂં બાળકું રે;
રાજ ભાભીનાં તોય દુઃખ ટાળતું રે. મ્હારાં૦ ૯

થયું મ્હોટું ને મ્હૈયર મ્હેં મૂકિયાં રે;
વળી આવીશું કહેવું નવ ચુકિયાં રે. મ્હારાં૦ ૧૦

પાછાં આવ્યાં મ્હૈયર બીજીવારકાં રે;
ત્યારે લાગ્યાં પીયર મ્હને પારકાં રે. મ્હારાં૦ ૧૧

પુત્ર પ્રગટયો છે જ્ઞાન રૂપ ધેનમાં રે;
શિથળ કાયાએ ધ્યાન એની એનમાં રે. મ્હારાં૦ ૧૨

પુરા વાસા થયેથી ઘેર પ્હોંચશુ રે;
સદા સ્વામી સદન સુતે શોભશું રે. મ્હારાં૦ ૧૩



## માયાનાં આછાં ઓઢણાં

( હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે, એ રાહ. )

ઈશ આછાં આછાં તે માયા ઓઢણાં રે;
માંહી ઝાંખા જીવન રે જણાય, જોવા જ્યોતિરૂપે.
સંસારી અધ્યાસનાં ઓઢણાં રે,
શ્યામ સમરૂં સમરૂં ને સરી જાય. જોવા૦ ૧

અહંકારોની ભાત્ય પાકી પડી રે;
તન ટૂટયે ફીટયે નવ જાય. જોવા૦ ૨

એમાં મમતાની કોર મોટી વણી રે;
એના મનને રે મોહ નવ જાય. જોવા૦ ૩

નવ આઘી કરાય માયા ઓઢણી રે;
જોવા જીવને તો જાદવરાય. જોવા૦ ૪

ભાવ ભક્તિએ ભુરકી નાંખી દીધી;
જેણે વશ રે વિશ્વંભર થાય. જોવા૦ ૫

અલબેલાએ ઓઢણાં ખેંચી લીધાં,
જોયા જ્યોતિ રૂપે જગરાય. જોવા૦ ૬



## કસોટીઓ નવ કરશો

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો, એ રાહ. )

કસોટીઓ નવ કરશો, પ્રભુ, તમે કસોટીઓ નવ કરશો;
દીનબંધુનાં બિરદો ન હરશો. પ્રભુ. ૧
કુન્દન હોય ત્યાં કસોટી કરજો, જ્યાં ત્યાં ડગ નવ ભરશો. પ્રભુ. ૨
કસોટીઓના મર્મ હરિ, હું, અજાણુ કયમ કરી જાણું;
કસોટીએ કંઇ ભક્તો દુખીઆ સ્થૂળ નજરમાં આણું. પ્રભુ. ૩
તમ ભકતોને સુખ દુઃખ નહીં તે, નાથ તમે તો જાણો;
પણુ જગજીવો તે નવ જાણે, શું આવરણો આણો. પ્રભુ. ૪
કસોટીઓ કરી કંચનનાં, પ્રભુ, મૂલ તમે દરસાવો;
સાચા મર્મ જડે પ્રભુ એના, જો અંતરમાં આવો. પ્રભુ. ૫



## નબળી નાવડી

( આવાં શાં જોર તારાં આવાં શાં જોર—એ રાહ. )

નબળી શી નાવડીને જાવું રે પાર, ભોગવવા ભાર માંહ્ય ભરિયા અપાર;
પાણીને પુર નાવ જીવનનાં જાય, વાટો વિકટ વિભુ નારે ગવાય.
વાતા વંટોળ અને ખડકો અપાર, ઊંચી વળવાને હવે ઝાઝી ન વાર,
બોલે ખલાસી હવે નાંખી દ્યો ભાર, હલકી કરો તો લઉં જેમ તેમ પાર.
નારે ઓ ભાઇ માંહી માયા અપાર, એમાં ભર્યાં છે મારા જીવનના સાર,
લાગ્યા ન પાર એની હોડી ડુબી, એ તરતે તર્યાંની જો જાણુતે ખુબી.
નબળી શી નાવ એ તો છે રે શરીર, જાવું ભવપાર જેમાં ખારાં રે નીર,
વૃદ્ધા ખલાસી એને ચેતવે અપાર, માયા મૂકીને ભજી લે તું ભવતાર.
કર્મોના ભાર જેમાં મમતા અપાર, જાતાં એ જીવ નવ છોડે લગાર.
તારણકળા એ એક હરિનાં રે નામ, જેથી રે જાય જીવ નિજને મુકામ,
અહંતાના ભાર જીવ અળગા કરે, ત્યારે ભવરૂપ આપ ભવને તરે.



# કપરી કસોટીઓ ન કરશો



( ધન્ય જેણે હરિગુણ ગાયા,—એ રાહ• )

કપરી કસોટીઓ ન કરશો, કૃપાળ, તમે કપરી કસોટીઓ૦
દાસ દિલના વિશ્વાસ નવ હરશો. કૃપાળ૦ ૧

પિંડોને પિંજરે પંખી પડેલ જીવ;
ઉડવાની આશ નવ ધરશો. કૃપાળ૦ ૨
નેહોનાં નીર નાથ ના રે સુકાવશો;
તૃષ્ણા ભરેલ જીવ તરશો. કૃપાળ૦ ૩
સંગો કર્યા છે એણે અંગોના ઉરથી,
અનૃતના ગુણ એને ગણશો. કૃપાળ૦ ૪
જીવબ્રહ્મ ભાખવું તો સ્હેલું છે શામળા;
અઘરૂં આચરવું ન કરશો. કૃપાળ૦ ૫
માયા મધુરી માવ આપે સ્વીકારી તો;
જીવશું જરી ન રોશ ધરશો. કૃપાળ૦ ૬
માયાના મહાત્મ્ય કેમ આવાં ન હોય કહાન;
આપે આશ્ચર્ય શું ધરશો ? કૃપાળ૦ ૭
માનવનાં મન ભૂલ્ય કરશે જરૂર, જીવ
માયાવી માની માફ કરશો. કૃપાળ૦ ૮
માયાવી હોય એ તો દાસ નથી માહરો;
એમ કદી આપ ના ઉચરશો. કૃપાળ૦ ૯
બ્રહ્માદિ ભૂલીઆ તો એના શા આશરા;
કિંકર કસોટીઓ ન કરશો. કૃપાળ૦ ૧૦
ટપકા દેશે ને દાસ ટેઠ સુધી રોકશે;
જીવન હવે તો જીરવશો. કૃપાળ૦ ૧૧

  

## સંદેશા ક્યાં લગી?

( સર્વ તજીને ભજીયે શ્રી ગોવિંદને, એ રાહ. )

સામળીઆ સંદેશા ક્યાં લગી કહાવશો,
અધીરાં ઉર હવે નવ ધરતાં ધીર જો;
અંતરમાં અવિનાશી ક્યારે આવશો,
ઉર આવરણુ ભેદ્યાનાં નથી શું હીર જો. સામળીઆ૦ ૧
નિર્બળ જીવ જાણો છો જીવન નંદના,
માટે શોધ્યા સબળ તણા સહચાર જો;
વિનવીને વિભુ કરિયે તમને વંદના,
પરમપદે પહોંચાડો વિશ્વાધાર જો. સામળીઆ૦ ૨
કેટકેટલા જન્મોના, જીવન, વાયદા,
વિમળ મને જોતાં નવ થાય વિલંબ જો;
જૂદારા જોવામાં પ્રભુ શા ફાયદા,
પ્રેમ રીતે નવ ઘટતા કોઇ પ્રબંધ જો. સામળીઆ૦ ૩
અનુભવમાં આવો પણ આંખ જુવે નહીં,
પ્રભુને પડદા ન ઘટે દાસો પાસ જો;
અંતર આંખ ઘડો તો જીવ જુવે સહી,
વિરહો વ્હેવા સરજાયા નથી દાસ જો. સામળીઆ૦ ૪
સામળના સંદેશા જેને આવિયા,
એનાં ભાગ્ય વખાણે વિધિ ને શેષ જો;
અમને તો ભણકારા એના આવિયા,
એ ભણકારે નિશ્ચય છે સંદેશ જો: સામળીઆ૦ ૫
સંદેશા અંદેશા સામળમાં નથી,
આ તો બે ઘડી વૃત્તિના જ વિલાસ જો;
સંદેશા લેતા દેતા ન્યારા નથી,
પ્રિય પરોક્ષ નથી, પ્રેમીની પાસ જો. સામળીઆ૦ ૬



# નયણાંના નીર



( ચરખા કાંતેસે બેઠા પાર, એ રાહ૦ )

મારે નયણેથી આછાં આછાં નીરો વહે,
　　　નવ જાણું સુખે કે એ તે દુઃખે વહે;
દેવ દાસોને દુઃખે, દાખો, કોણ દહે,
　　　મને કારણ કહો રે, એનાં કોણ કહે ? ૧

મારા મનના રે મરમો મોહન કોણ લહે,
　　　મારાં અંતર વિનાશી વસ્તુ ના રે દહે;
એક આત્માના વિરહો એતો નારે સહે,
　　　ક્યારે મળશે કનૈયો એ તે કોણ કહે. ૨

મારે નયણેથી આછાં આછાં નીરો વહે,
　　　ભલે શ્યામ સંભારી એ સુખેથી વહે;
નાથ નિર્ગુણ માટે શું એને નારે લહે,
　　　શ્યામસુંદર તો આંસુ એવાં ના રે સહે. ૩

મને એમ સુઝે એ એની સાથે વહે,
　　　અરે એવાં જાણીને નીરો ઘેરાં વહે;
તોય રસીયો તો મારો રાજીરાજી રહે,
　　　એમ બ્રહ્મની સાથે મન રમતાં રહે. ૪

એને જગમાં જવાનાં માયા ક્યાંથી કહે,
　　　આંસુ સુખે કે દુઃખે કહો કેમ વહે ?
એનાં હારદ તો હરિ એક હૈયે લહે,
　　　હરિ હૈયે ને આંખો બ્હાર માટે વહે. ૫

  

## ક્યાં ક્યાં વંદન કરીએ !

(અમે તો બે દીનના મેમાન, એ શમેરીની ચાલ.)

ક્યાં ક્યાં વંદન કરીએ તારાં ક્યાં ક્યાં વંદન કરીએ,
શાં શાં વર્ણન કરીએ તારાં શાં શાં વર્ણન કરીએ. તા૦ ૧
સચરાચરમાં સ્થાન તમારાં, ચોદિશ વંદન કરીએ. તા૦ ૨
પરાવાણી તું પોતે પ્રભુ ત્યાં, શાથી વર્ણન કરીએ. તા૦ ૩
નિર્મળ મન મંદિરમાં તારાં, અમોલ આસન કરીએ. તા૦ ૪
પ્રેમ સિંહાસન ઉપર તુજને, અમૂર્ત મૂર્તજ કરીએ. તા૦ ૫
દિવ્ય જ્યોતિનાં દર્શન કરીને, આવરણો પરહરીએ. તા૦ ૬
સંકલ્પોના અર્ઘ્યો ધરીને, કર્મરહિત પ્રભુ થઈએ. તા૦ ૭
અક્ષય પ્રેમ તણા ઉપહારો, તુજ ચરણોમાં ધરીએ. તા૦ ૮
વિસર્જનો કદી નવ હો તારાં, અખંડ સ્થાપન કરીએ. તા૦ ૯
વંદન નંદના નંદન તારાં, સ્પંદન સ્પંદન કરીએ. તા૦૧૦

## ગરીબની ઝુંપડી

(મથુરાંમાં ખેલખેલી આવ્યા, એ રાહ.)

મ્હારી ગરીબની ઝુંપડીએ આવ્યા હો રાજ, તમે ગરીબની૦
મ્હેં તો તમ જોગ સાજ ના સજાવ્યા હો રાજ, ગરીબ૦ ૧
આપ રાજને બેસણાં સિંહાસનો રે,
મ્હારા ડગમગતા દિલનાં અહીં આસનો રે. મ્હારી૦ ૨
તમારી શેષ શારદ સ્તુતિઓ કરે રે,
મ્હારી ઝુંપડીએ ચોર ફેરા ફરે હો રાજ. મ્હારી૦ ૩
પ્રભુ ભાવના ભૂખ્યા સાજ જોતા નથી,
આપ નામનાં બ્હાનાં ખોતા નથી હો રાજ. મ્હારી૦ ૪
રાજ આવ્યા તો ઝુંપડી પાવન થઈ રે,
મ્હારી જનમ મરણની બીતી ગઈ રે. મ્હારી૦ ૫
તન મન ને એ ઝુંપડાં માહરાં રે,
આજ તમને સોંપ્યાં એ તમારાં હો રાજ. મ્હારી૦ ૬

## ઝાંખીની ઝંખના



( રઘુનાથજીનો ખૂબ રંગ ખીલ્યો, એ રાહ. )

મને સદ્ગુરૂનાં દર્શન કરાવો, ગિરિરાજ ધરણ,
સદ્ગુરૂનાં દર્શન કરાવો, દેહે દેહીનાં જ્ઞાન દરશાવો. ગિરિ૦ ૧
મારા અજ્ઞાન ગોવર્ધન ઉઠાવો,
મેઘ માયાનાં પૂરને હઠાવો. ગિરિ૦ ૨
મારી બુદ્ધિ યશોદા બનાવો,
એમાં બ્રહ્માનંદને દર્શાવો. ગિરિ૦ ૩
મારાં અંતર વૃંદાવન બનાવો,
ભક્તિ રાધાનાં દર્શન કરાવો. ગિરિ૦ ૪
મારી પ્રજ્ઞાદિ ગોપીઓ તેડાવો,
ગોપ સદ્વિચારને પ્રકટાવો. ગિરિ૦ ૫
ગોપ ગોપીના સ્નેહ દરશાવો,
એની લીલાનાં ભાન કરાવો. ગિરિ૦ ૬
મને યમનાનાં દર્શન કરાવો,
બળરામ નામ નાવે તરાવો. ગિરિ૦ ૭
કહાન ધેનોનાં ભાગ્ય દરશાવો,
મ્હને ઝાંખી માટે ન તરસાવો. ગિરિ૦ ૮



## શંકર સ્તવન

( મારૂં માણેકડું રીસાયું, એ રાહ. )

ગૌરીના નાથને વિનવું રે, મ્હને દીલમાંહ્ય દરશન આપો,
શીરમાંહ્ય ગંગાને ભાલમાંહ્ય ચંદ્રમા, મનમાં એ મૂર્તિઓ સ્થાપો. ૧
ઉરમાંહ્ય મુંડમાળા શાને ધરી છે, પ્રભુ દુષ્ટોને આપવા શું તાપ,
ગરલ ભરેલ વ્યાલકંઠે ધરીને, વિષ જીરવ્યાં કેમ તમે બાપ. ૨

એ નીલકંઠ રૂપનાં ધ્યાન ધરંતાં, અમૃત આવતાં હાથ,
ગૌરી ઉછંગ રૂડો શોભતો ગણપતિ, મંગળનો કહાવતો નાથ. ૩
કામનાઓ બાળીને ભસ્મ આપી ભક્તને, તમારા તો એ શણગાર,
નંદીનાં મહાત્મ્ય પ્રભુ શું રે વખાણીએ, જેણે ઝીલ્યા તમભાર. ૪
ત્રિશુળ ધરીને ભવ ત્રણ તાપ ટાળીઆ, ભકતોના તમને ઉચાટ,
પૂર્ણકામી તોયે તમે તપ રે તપીને, જગને દેખાડતા એ વાટ. ૫
લક્ષ લાભ બાળકો શું સિદ્ધિબુદ્ધિ રાજતાં, આપ દરબાર ઉમાનાથ,
કાર્તિકની હાક હર સ્વર્ગમાંય ગાજતી, પૂજી રહ્યા છે સુરસાથ. ૬
શેષ શારદ શિવસ્તવનો કરે, મને ઝાંખીના ઉર અભિલાષ,
ભોળા છો નાથ તમે ના નવ પાડતા, મને દેખાડજો રે કૈલાસ. ૭

## શારદાને આંગણે સોહાગ

(ધન્ય જેણે હરિગુણ ગાયા સંસારમાં, એ રાહ.)

મા શારદાને આંગણે સોહાગ, સદૈવ મા શારદાને આંગણે સોહાગ,
મા વ્હેંચો પ્રસાદ દઇ વાગ્. સદૈવ૦ ૧
માગે પ્રસાદ દેવ દાનવ ને માનવો,
પામે એ કોઈક મહા ભાગ. સદૈવ૦ ૨
પામે પ્રસાદ એના પ્રસરે પરાગ જેમ
મોગરે મધુર થાય બાગ. સદૈવ૦ ૩
માને પ્રસાદ થાય પાંગળાયે પોપટો,
મહિમા એ મહિમા અથાગ. સદૈવ૦ ૪
માને પ્રસાદ પામે પ્રસિદ્ધિ પંડિતો,
જેને આપે અધીશ્વર માગ. સદૈવ૦ ૫
પાણિએ પુસ્તક ને વાણિએ વેદના
વીણાએ ગાય માત રાગ. સદૈવ૦ ૬

માના પ્રસાદને પામવા પ્રતાપીઓ,
પૂજતા એ માતાના પાગ. સદૈવ૦ ૭
મા, એ પ્રસાદના બિન્દુને કાજ અમ
ઉર આજ શોધંતાં લાગ. સદૈવ૦ ૮
જાણું જગબાળનાં જનુનીયે આપ છો,
આપજો અમારા, મા! ભાગ. સદૈવ૦ ૯
વેરો વરદાન મા, પ્રેરો ઉર જ્ઞાનમાં,
માણીએ એ આપના સોહાગ. સદૈવ૦ ૧૦

## સંતોને આમંત્રણ

( મ્હાડની ચાલ. )

આવજો અમારે દેશ, સંતો મારા, આવજો અમારે દેશ;
ત્યાં તો જાવું છે જૂદે વેશ. સંતો૦ ૧
ભાવતાં ભોજન ત્યાં નથી મારા સંતો,
મધુર રસો નથી પીવા;
હરિરસ પાન કરીને રે રહેવાં,
આવજો કોઈ મરજીવા. સંતો૦ ૨
બાગ બગીચા ત્યાં નથી મ્હારા સંતો,
નથી રે ગુલાબી ગાન;
પ્રેમના તાર પ્રભુશું રે જોડી,
ત્યાં તો ભૂલવાં છે દેહનાં ભાન. સંતો૦ ૩
પ્રેમનગરના અમે રે પ્રવાસી,
ને પ્રેમી હમારો નાથ;
અણુગણુ પંથ પલકમાં કપાએ,
સંતોના હોય સંગાથ. સંતો૦ ૪



## તારાં પાવન પગલાં

( બે દિનના મેમાન,—એ રાહ. )

હરિ હવે થયાં ઉર હસતાં, તારાં પાવન પગલાં વસતાં
નહીં મન તહીંથી ખસતાં—તારાં૦ ૧
જીવ ભાવો જીવ ભૂલ્યા જીવન, આપે રસથી રસતાં. તારાં૦ ૨
અખંડ સુખ અણુમૂલાં આવ્યાં, લક્ષે લાલન લસતાં. તારાં૦ ૩
આમ સમૃદ્ધિ આપી અમને, શું એ સુખ છે સસ્તાં. તારાં૦ ૪
ઉત્તર જીવન આપો અમને, ત્યાં લગી તો નથી ખસતાં. તારાં૦ ૫
હાથ ગ્રહી હરિ હસીને બોલે, તમે જ અમથી ખસતાં. તારાં૦ ૬
અમે હતા ને આમ જ હઇશું, રખે હવે વરી ખસતાં. તારાં૦ ૭
ખરે ખશ્યેથી થશે હશ્યાં એ, રખે કરમ કો કસતાં. તારાં૦ ૮
હૈયાં હબકયાં ત્યાં હરિ બોલ્યા, નહીં ખસો અમ વસતાં. તારાં૦ ૯
એ વરદાને ઉર આનંદે, આપ જુવે હરિ હસતાં. તારાં૦ ૧૦



## કમળો કૃષ્ણ ચરણમાં ધરીએ

( બે દિનના મહેમાન,—એ રાહ. )

કૃષ્ણ ચરણમાં ધરીએ, કમળો કૃષ્ણ ચરણમાં ધરીએ,
જો જળથી જુદાં કરીએ—ક૦ ૧
પ્રેમ પદ્મ દળ જગ જળ જોતાં, વસતાં કોરાં રહીએ. ક૦ ૨
પદ્મ પ્રભુને પ્રિય છે પ્રેમે, પદ પંકજમાં ધરીએ. ક૦ ૩
ફળ ફુલ જળથી જગપતિ રીઝે, તો કયમ આળસ કરીએ. ક૦ ૪
ભક્તિ વડે ભગવાન ભીંજે છે, શાને આંસુ ભરીએ. ક૦ ૫
સહેલાં સાધન શાસ્ત્રે શોધ્યાં, શીદ મુંઝાઇ મરીએ. ક૦ ૬
એટલુંયે જો નવ કરીએ તો, કયાંથી ભવજળ તરીએ. ક૦ ૭
આ સંસારે વારે વારે, શું કરવા અવતરીએ. ક૦ ૮
હૃદય કમળ આ ધરીને હરિને, કલિએ કૃતકૃત્ય સરીએ. ક૦ ૯



## અંતરદીપ



( સખી ઊગી અણોસરી,—એ રાહ. )

મનમોહનના મંદિર માંય, દીપક અજવાળીએ રે.
જે જ્યોતિએ દેવ દરશાય, એ દેવ દિલ ભાળીએ રે. ૧
એ જ્યોતો ફરી ના બુઝાય, અખંડ એવી બાળીએ રે.
જે જ્યોત્યે જગત જગદીશ, એક ઉર ભાળીએ રે. ૨
જે જ્યોતોએ જીવના ફંદ, બધા પ્રજાળીએ રે.
ઉર આવરણને ભરનાર, અજ્ઞાન ગાંઠ ગાળીએ રે. ૩
દ્યો જ્યોતિ એ જગના નાથ, ઉર અજવાળીએ રે.
એવી જ્યારે પ્રગટ જ્યોત્ય થાય, ત્યારે મન વાળીએ રે. ૪
મનમોહનના મંદિર મ્હાંય, એ કાજ દીપ બાળીએ રે.
જે જ્યોતિમાં જ્યોતો સમાય, દ્વૈત ભાવ ટાળીએ રે. ૫



## ભુવને અજવાળાં



( શું લઈ અચરન કરિયે,—એ રાહ. )

આજ ભુવન અજવાળાં, મારે આજ ભુવન અજવાળાં
એ પ્રભુકૃત છે મરમાળાં—મારે૦ ૧
જે જ્યોતિએ વસ્તુ જડતી, ઉઘડતાં ઝટ તાળાં—મારે૦ ૨
જે જ્યોતિને તેજે અટકે, કર્મ ચોરના કાળાં—મારે૦ ૩
જે જ્યોતિએ જગ ઇશ્વિરનાં, રૂપ દીસે જ નિરાળાં—મારે૦ ૪
જે દીસતાંતાં ઝાંખાં ઝાંખાં, દીસે આજ રૂપાળાં—મારે૦ ૫
જ્યોત થતાં મંદિર ઝળહળીઆં, ન રહ્યાં એકે જાળાં—મારે૦ ૬
આ જોતી જે જ્યોતની જોતી, જેણે આ અજવાળાં—મારે૦ ૭

એ જ્યોતિ કોઇ અદ્‌ભુત જોઇ, આ તો એનાં ડાળાં—મારે૦ ૮
એ જ્યોતિની અમર નદીઓ, આ તો એનાં નાળાં—મારે૦ ૯
એ જ્યોતિ જીવ શિવ જણાયા, બ્રહ્મસદન અજવાળાં—મારે૦ ૧૦
નિશ્ચે આ જ્યોતિને જોતાં, જ્યોતિ રૂપ નિરાળાં—મારે૦ ૧૧



## આંતર રાસ

( સખી ઊગી અણોસરી—એ રાહ )

આજ અંતર વૃંદાવન ચોક, કહાન રાસ ખેલી રહ્યા,
વૃત્તિ રાધા થઈ રસ રૂપ, બ્રહ્માનંદ રેલી રહ્યા. ૧
ઉર ઉગ્યો પૂનમનો ચંદ્ર, જીવ એ જોઈ રહ્યા,
થયા કામનાઓના ધ્વંસ, મોહન મોહી રહ્યા. ૨
સત્ ચિત્ અને આનંદ, દેવ ત્યાં ટોળે મળ્યા,
નિરખી રે નિજાનંદ સુખ, એક રૂપ એમાં ગળ્યા. ૩
એ જોતા વિભુના વિલાસ, એક જે ઉમાપતિ,
જે જીવથી ના જોવાય, કવાય કેમ કવિની વતી. ૪
રસ રૂપ કન્હૈયો એ કહાન, ખેલાવે ખલક બધું,
રસ પ્રેમીને ઉરે અખંડ, અનુભવી માણે મધુ. ૫



## માનસપૂજા.



( બે દિનના મેમાન-એ રાહ )

શું લઇ અર્ચન કરીએ તારાં શું દઇ પૂજન કરીએ?
ઉપહાર તને શા ધરીએ? તારાં૦ ૧
પૂરણબ્રહ્મ તું સૌમાં વ્યાપક, આવાહન શાં કરીએ. તારાં૦ ૨
અવનિ રહી પ્રભુ તું આધારે, ક્યાં તુજ આસન ધરીએ. તારાં૦ ૩
પદરજ તારી પાવનકારી, ત્યાં અર્ઘ્યો ક્યાં કરીએ. તારાં૦ ૪
નિર્મળ તારાં નામ કરે પ્રભુ, ગંગાજળ શાં ધરીએ. તારાં૦ ૫

વાસ સર્વમાં વિષ્ણુ તમારા, વસનો કયમ કરી ધરીએ. તારાં૦ ૬
સ્મરણ તમારાં શીતળ કરતાં, ત્યાં ચંદન શાં ધરીએ. તારાં૦ ૭
અક્ષય પ્રેમ તમારા વરસે, ત્યાં અક્ષત કયાં ધરીએ. તારાં૦ ૮
પરિમલ સૌમાં પ્રસરે તારો, ત્યાં પુષ્પો કયાં ધરીએ. તારાં૦ ૯
દિવ્ય જ્યોતિ તું સૌનો જ્યોતિ, ત્યાં દીપક કયાં કરીએ. તારાં૦ ૧૦
વાયુરૂપે વિભુ જીવન સૌનું, ધૂપ તને શા ધરીએ. તારાં૦ ૧૧
વિશ્વંભર તું સૌને ભરતો, શાં નૈવેદ્યો કરીએ. તારાં૦ ૧૨
રાજરિદ્ધિ સૌ તારી ત્રિકમ, ત્યાં તાંબુલ કયાં ધરીએ. તારાં૦ ૧૩
અનંતરૂપે તું સૌમાં હરિ, નિરાજનો કયાં કરીએ. તારાં૦ ૧૪
અપાર તું તુજ પાર નથી તો, પ્રદક્ષિણા કેમ કરીએ. તારાં૦ ૧૫
પુષ્પાંજલિઓ પુષ્પની કરતાં, તનમન તારાં કરીએ. તારાં૦ ૧૬
તન મન ધન પ્રભુ નથી અમારાં, શું તુજ ચરણે ધરીએ. તારાં૦ ૧૭
સકળ સૃષ્ટિ તુંરૂપ હરિ ત્યાં, કોનું કોને ધરીએ. તારાં૦ ૧૮
તુજ વિણ ઠાલો ઠામ નહીં તો, વિસર્જનો કયાં કરીએ. તારાં૦ ૧૯
એક અમારાં અંતર સૂનાં, આવ્ય તને ત્યાં ભરીએ. તારાં૦ ૨૦
અર્ચન કરનારો જે જૂદો, તે તું રૂપે કરીએ. તારાં૦ ૨૧
એ ઉપહાર ધરીને ત્હારાં તુંથી પૂજન કરીએ. તારાં૦ ૨૨



## વનમાળી વિરાટરાજ



( ધન્ય જેણે હરિ ગુણ ગાયા, એ રાહ, )

વ્યાપી રહ્યા છો વનમાળી, વિરાટરાજ, વ્યાપી રહ્યા છો વનમાળી.
વિશ્વ રચના રચી છે રસવાળી.　　　　　　　　　　વિરાટ૦ ૧
લક્ષે લહું હું લાલ લીલાની વાડીઓ, લટકે લટકોરે ડાળી ડાળી. વિ. ૨
વેષો ધરો છો વળી વિધવિધ એ વાડીએ, એથી થઇ એ રઢિયાળી. વિ. ૩
ભજવો છો વેષ નિજભાવથી ભૂમંડળે, કૃત્રિમતા કયાંય ના નિહાળી. વિ. ૪
ભોગો ભર્યાં છે ભલી ભાતના ભોગવવા, જમતા જમાડતા લ્યો તાળી. વિ. ૫

જીવને વિરાગ જરી દેતા ન આવવા, રમતો રોકાય એમ ભાળી. વિ. ૬
એક નથી છો અનંત અલબેલડા, માયાઓ એ તો મરમાળી. વિ. ૭
વ્હાલાં આ વિશ્વ મ્હને લાગે વિભુવડે, રજે રજે રોશની રૂપાળી. વિ. ૮
હું એ તુંરૂપ રાજ તું એ હું રૂપ રાજ, એક અખંડ જ્યોત ન્યાળી. વિ. ૯



## બહુરૂપી

( ધન્ય જેણે હરિ ગુણ ગાયા,-એ રાહ. )

એક એ અનેક રૂપ ધારે, આ અંતરે એક એ અનેક રૂપ ધારે.
એના આનંદ નિત્ય નવા મારે—આ અંતરે૦ ૧
ઘડીમાં ગોપાળ થાય, ઘડીમાં રઘુબાળ થાય,
ઘડીમાં શ્રી સામ્બ થઇ પધારે—આ અંતરે૦ ૨
ઘડીમાં અંબાને રૂપ, ઘડીમાં જમવાને રૂપ,
ઘડીમાં રમવાને રૂપ ધારે—આ અંતરે૦ ૩
ઘડીમાં એ મનરૂપ ઘડીમાં એ ધન રૂપ,
ઘડીમાં પ્રચ્છન્ન રૂપ ધારે—આ અંતરે૦ ૪
અણુગણુ ધર્યા ને વળી અણુગણુ ધારશે,
એમાં ઉપાધિ શી અમારે—આ અંતરે૦ ૫
એ અંતર રહ્યાને અમે લઇએ ઓવારણાં,
જે રહેલ આત્મને આધારે—આ અંતરે૦ ૬



## ઘટ ઘટમાં ગિરિવરધારી

( અમે તો બે દિનના મહેમાન, એ રાહ. )

ઘટઘટમાં ગિરિવરધારી, તારી મનહર મૂર્તિ ન્યારી.
ઉતરી આંખ્યોની અંધારી, તારા૦ ૧
ન્યારે ન્યારે રૂપે નટવર, નેત્ર જોતાં હારી, તારી૦ ૨
શી સામગ્રી, શી તૈયારી, એહ રહી છું વિચારી. તારી૦ ૩

અણુઅણુ અમૂલાં મૂક્યાં ભરીઆં, ચેતનની ચિનગારી. તારા૦ ૪
વાવરતાં હજી વિશ્વ ન શીખ્યું, બુદ્ધિ બાળ બિચારી. તારી૦ ૫
માનવ માટે માયા વાટે, વ્યાપકતા વિસ્તારી. તારી૦ ૬
સમૃદ્ધિ શિખરે જીવ ચડાવી, આપ રહ્યા અવિકારી. તારી૦ ૭
આસ્ત ભાતિ પ્રિય રૂપે રહીને, સીંચ્યાં અમૃતવારી. તારી૦ ૮
મન અભિલાષા મૂર્તિ જોવા, પૂરી ગિરિવરધારી. તારી૦ ૯
જડ ચૈતનમાં જાદવ જોયા, અનંત રૂપ અવતારી. તારી૦ ૧૦

## માનસે તું મોરલી બજાવ

( ધન્ય જે જે હરિ ગુણ ગાયા,–એ રાહ. )

માનસે તું મોરલી બજાવ, કનૈયા, માનસે તું મોરલી બજાવ.
આવ, અંતર પ્રદેશને ગજાવ. કનૈયા૦ ૧
મોરલીને નાદ મહાદેવ મોહ પામીઆ,
એ મોરલીના સાદને સુણાવ. કનૈયા૦ ૨
બંસીને નાદ ડોલ્યાં દેવ દેવાંગના,
એમ અમ અંતર ડોલાવ. કનૈયા૦ ૩
મોરલીને નાદ સર્વ ભૂલી ગોપાંગના;
એમ સર્વસ્વને ભૂલાવ. કનૈયા૦ ૪
મોરલીને નાદ વ્હેતાં યમુનારે સ્થંભીઆં,
એમ માયા પૂરને થોભાવ. કનૈયા૦ ૫
મોરલીને નાદ વર્યાં રાધા વ્રજાંગના;
એમ જીવ બ્રહ્મને વરાવ. કનૈયા૦ ૬
મોરલીના મંત્ર મર્મ જાણે મહાભાગ કો,
અમને એ ભાગ્ય તું ભળાવ. કનૈયા૦ ૭
એ મોરલીના મંત્ર મન સુણતાં સદૈવ કાન;
જન્મજન્મ આમ એ સુણાવ. કનૈયા૦ ૮



## અંતરના આગળા ઉઘાડો

( સખી સાબરમતીનાં નીર,—એ રાહ. )

જરા અંતરના આગળા ઉઘાડશો, હો જીવરાજ, જરા અંતરના આ૦
શ્યામ સૂતા સખાને જગાડશો. હો જીવરાજ૦ ૧

તમે એકલડા ભોગ ભોગવશો,
ખરી વખતે સખા સ્હાય ખોશો. હો૦ ૨

તમે વિષયો વેરીથી ન મ્હોશો,
દગા દેશે અંતે એ તમે રોશો. હો૦ ૩

અભિમાનભર્યા અવનિ વિચરશો,
નથી ઠરવાના ઠામ ત્યાં રખડશો. હો૦ ૪

જગ જૂઠાની જાળ ના ફસાશો,
જોવા જેવો નથી એ તમાશો. હો૦ ૫

થશો વેવલા તો વૈરીએ વવાશો,
પ્રભુ ભૂલ્યા તો પાછળ પસ્તાશો. હો૦ ૬

સખા સામળના સ્નેહ ના વિસરશો,
જગે એકલા ન ફરવા નીસરશો. હો૦ ૭

સગાં સ્વારથે વિશ્વાસ નવ કરશો,
થશે દૂર સહુ એકલડા મરશો. હો૦ ૮

સખા સામળની સંગ જો વિચરશો,
ભવ સિન્ધુ એ નાવ સમા તરશો. હો૦ ૯

માટે અંતરના આગળા ઉઘાડો,
એને રીઝવીને સાથ શું જગાડો. હો૦ ૧૦

એની કદિએ ઉપેક્ષા ન કરશો,
પૂરા પ્રેમે એ પ્રિયને ભીંજવશો. હો૦ ૧૧

## લક્ષ્મીની લીલા

( ધન્ય જેણે હરિગુણ ગાયા,–એ રાહ. )

લક્ષ્મીએ લીલા શું માંડી, સંસારમાં લક્ષ્મીએ લીલા શું માંડી,
બધી દુનિયાં બની છે આજ ગાંડી. સંસારમાં૦ ૧
અર્થી ને કાજ કો આપ્તો સંતાપતા, ભાન ભૂલીને રહ્યા ભાંડી. સં૦ ૨
પૈસાને કાજ પ્રાણી પાપો ન ન્યાળતા, પરભવ બીતિયે છાંડી. સં૦ ૩
રાજા ધરાય નહીં, રૈયત ધરાય નહીં, ધનથી ધરાય નહીં રાંડી. સં૦ ૪
ધોળે દિવસ ધની લૂંટે લાચારને, ધન ધરેલ ઘેર ખાંડી. સં૦ ૫
પૈસા વગર પ્રિય લાગે પરાયા, દુનિયાં થઈ છે સાવ ડાંડી. સં૦ ૬
સગાં સીદાય તોય સામાં ન ભાળતાં, લોક મરજાદ પણ છાંડી. સં૦ ૭
માયાને કાજ કોક મરવાં એ તાકતાં, મારે છે કોક તો કુભાન્ડી. સં૦ ૮
ધાતા ફરે ને ધન ભેગાં કરે તોય, દુઃખ શકે નહીં છાંડી. સં૦ ૯
સંતોષ વિણ સુખ નહીં રે સંસારમાં, સંતો કહે વગાડી ડાંડી. સં૦ ૧૦
એ રે સુભાગીઓ તૃષ્ણાઓ ટાળતા, જેણે હરિશું મીટ માંડી. સં૦ ૧૧

## સાચાં સગપણ

( ભજન. )

સાચાં રે સગપણ સીતારામનાં, જીવ જો સાચાં રે સગપણ૦
બીજાં સંસારી સગપણ સહુ નામનાં. જીવ જો૦ ૧
સ્નેહી સ્વજન સહુ સ્વારથ શોધે, અંતે નહીં એ કો કામનાં. જી૦ ૨
કાયાએ માયાએ તને મોહજ લાગે, સ્મરણ ભૂલાવ્યાં એણે શામનાં. જી૦ ૩
મૃગજળ પાછળ તું શીદ મથતો, નથી રે ઠેકાણું એનાં દામનાં. જી૦ ૪
વિશ્વંભર આ વિશ્વ ભરે છે, કામ શું છે તારે દામનાં. જી૦ ૫
અજ્ઞાને તું એથી વીંટાયો, દુઃખ આવે છે એની ભામનાં. જી૦ ૬
તું સત સુખરૂપ એ જડ દુઃખરૂપ, શેના એ હંકારો હાડ ચામના. જી૦ ૭
તું જીવ શિવરૂપ સત્ય સ્વરૂપે, ઓળખી લે રૂપ આત્મારામનાં. જી૦ ૮

## અમે તો એકલ આનંદ લઈએ

( દયાનિધી દુસ્તર માયા તમારી–એ રાગ. )

અમે તો એકલ આનંદ લઈએ,
પ્રભુના પ્રેમ મહીં રત રહીએ. અમે તો૦ ૧
મનને માનવ–મેળા વહાલા,
અજંપા એકલ કરતું હાલા;
ભ્રમણુની ટેવ સ્વભાવો કાલા. અમે તો૦ ૨
રજોગુણુ રાજસ સુખો બતાવે,
અંતે એ બંધન હેતુ કહાવે;
અનુભવ કરતાંયે એહ વિતાવે. અમે તો૦ ૩
વિદેહી વાસનાએ દેહ આવે,
અહંકાર અનૃતમાં લપટાવે;
સંગોની પ્રીતિ એહ કરાવે. અમે તો૦ ૪
ઇંદ્રિયને અંગથી અસંગ થઈએ,
એણે સુખ આવ્યાં નહીં એ લહીએ;
હવે કેમ બેભાન રહી, એ વહીએ. અમે તો૦ ૫
આત્મા તો અખંડ સુખોના રાગી,
થયા જીવ તદપિ ન ટેવ એ ત્યાગી;
દિશાઓ બદલ્યે ખરી શોધ લાગી. અમે તો૦ ૬
હવે તો સુપ્ત જીવોને જગાડી,
પરિપૂર્ણુ માંહે માયાઓ લગાડી;
સુધારી લઈએ બાજી જે બગાડી. અમે તો૦ ૭
હરિ એ કરવાં તો હાથ તમારે,
મૂકયા સંગ કોઈ ન સાથ અમારે;
હવે જીવ એકલ આપે પધારે. અમે તો૦ ૮
તમો વિણુ જીવ દુ:ખ કોણુ વિચારે,
તમારી એક જ ઓથયો અમારે;
જીવન છો જાણુ, કહું શું વધારે? અમે તો૦ ૯

## નટવર નિત્ય નવલે રૂપે

( ધન્ય જેણે હરિગુણ ગાયા,–એ રાહ. )

નિત્ય નિત્ય નવલે રૂપે, નટવર તમે નિત્ય નિત્ય નવલે રૂપે,
બ્હાર ભીતર જોતાં મન ખૂપે. નટવર૦ ૧
કોઈ દિન મંદિર મૂર્તિએ દેખીએ, કોઈ દિન મનમાં અરૂપે. નટવર૦ ૨
કોઈ દિન ભૂખ્યા ભમતા રે ભાળીએ, કોઈ દિન જમતા તૂપે. નટવર૦ ૩
કોઈ દિન દુનિઆ ડોલાવતા રે દેખીએ, કોઈ દિન ફરતા ધૂપે. નટવર૦ ૪
કોઈ દિન સાગર સરિતા રેલાવતા, કો દિ સંતાયલા કૂપે. નટવર૦ ૫
સ્થાવરને જંગમે રંગે રે રમતા, રાજી રહ્યા રે રંક ભૂપે. નટવર૦ ૬
વિશ્વવિલાસ એમ વિધવિધ રૂપે, કરતા દીઠા રે રૂપ છૂપે. નટવર૦ ૭
પ્રેમીએ પીંડ પીંડ પેખ્યા પ્રભુ એ, વ્યક્ત અવ્યક્ત એક રૂપે. નટવર૦ ૮

---

## ચિત્રગુપ્તના ચોપડા

( ધન્ય જેણે હરિગુણ ગાયા,–એ રાહ.)

ચોપડા તપાસો તમારા, ઓ ચિત્રગુપ્ત ચો૦
અહીં કેટલા છે વાસો અમારા. ઓ ચિત્રગુપ્ત૦ ૧
સુણી એ સંદેશ વિધિ હાસ્યો કરે છે,
કોણ લે હિસાબ આ અમારા. ઓ ચિત્રગુપ્ત૦ ૨
એહ અધિકાર એક દાસોની પાસ છે,
આવ્યાં ઓસાણ ભાવ ન્યારા. ઓ ચિત્રગુપ્ત૦ ૩
ચોંકીને ચિત્રગુપ્ત ચિત્તમાં વિચારતા,
પુછે છે જાણવા એ ધારા. ઓ ચિત્રગુપ્ત૦ ૪
સંદેશ પાઠવે એ દાસોની પાસ એમ,
ચોપડા સમાપ્ત છે તમારા. ઓ ચિત્રગુપ્ત૦ ૫
વાસના વિનાનાં કર્મ લખતા નથી અમો,
છે અંતર પિછાન સમ ધારા. ઓ ચિત્રગુપ્ત૦ ૬

અંતર તમારાં આનંદમાં રમે છે,
હરિ હાથ હવે લેખ છે તમારા. ઓ ચિત્રગુપ્ત૦ ૭
દાસના હિસાબ હરિ હાથ રહે છે,
નથી અધિકાર ત્યાં અમારા. ઓ ચિત્રગુપ્ત૦ ૮
શ્યામે સમો છો ને શ્યામે રમો છો,
સત્ ચિતમાં સમાસો તમારા. ઓ ચિત્રગુપ્ત૦ ૯
હળવાં હૈયાં ને દાસ અંતર જુવે ત્યાં,
ચિત્રગુપ્ત ચિત્ત દીઠા ન્યારા. ઓ ચિત્રગુપ્ત૦ ૧૦

## શું કહું અંતરયામી?

( શું લઈ અરચન કરિયે,–એ રાહ. )

શું કહું અંતરયામી, તમને શું કહું અંતરયામી.
પ્રભુ શરણુ રહું શિર નામી. તમને૦ ૧
સતત તમારાં સ્મરણુ ન રહેતાં, કોણુ કર્મની ખામી. તમને૦ ૨
અધ્યાસો એ આડા આવે, કારણુ મનમાં પામી. તમને૦ ૩
કર્મો કંટક વેરે રસ્તે, આવરણુ વાડ નકામી. તમને૦ ૪
તોડી ફોડી હું તમને ન્યાળું, એમ કરો શ્રીના સ્વામી. તમને૦ ૫
પ્રપંચ પ્રેમ તમે પ્રીછો છો, અમ નજરો જગ સામી. તમને૦ ૬
અષ્ટ પ્રહરમાં ઘડી એક ગાઇએ, જોશો નહીંજ હરામી. તમને૦ ૭
એ એક પ્રહરના અનંત મહિમા, વેદ વદે ગજગામી. તમને૦ ૮
વેદ વચન વિશ્વાસ ધરીને, વિપત જઇશું વામી. તમને૦ ૯
વિપત પડગે વારો માગીશું, નાથ અમો છું સકામી. તમને૦ ૧૦
સહાય સદા છો પૂરણુકામી, રાખી નથી કંઈ ખામી. તમને૦ ૧૧
વળી વળી માગું વિઠ્ઠલવર હું, જીવબુદ્ધિ છે જામી. તમને૦ ૧૨
રંક અમો છું રાજ તમો છો, તો શી લાજ નકામી. તમને૦ ૧૩
રાજ રીઝો તો માગ્યું આપો, નિકર કરો નિષ્કામી. તમને૦ ૧૪
એવું કરો જે અહોનિશ મ્હારી, વૃત્તિ રહે તમ સામી. તમને૦ ૧૫
કોઈ કાળે નવ ભૂલું તમને, એ દ્યો અંતરયામી. તમને૦ ૧૬

## ભવસાગરમાં નાવ

( સીતાજીના મહિનાનો રાગ )

ભવસાગરમાં મ્હારાં નાવ, હીલોળે હૈઆં હાલતાં રે
આ જળની મુસાફરીમ્હાંય, મોજાં ના ખાળી જતાં રે
કદી કદી એ સ્થિર ચાલ્યાં જાય, છોળ્યો કદી આવતી રે
મ્હારે હૈએ હાહાકાર થાય, મોળ્યો મુખે આવતી રે
કદી વાયરા વસમા વાય, ડામાડોળ થઈ જતાં રે
મહાસાગરમાં પડે ધન, ખોળ્યાં એ ના જતાં રે
મ્હારા મોંઘા ભરેલા માલ, ચિંતા ચિત્તમાં ભરી રે
હરિ ચાલે નહીં રે ઉપાય, પડી એ જાતા સરી રે
મ્હેં તો કરવા કમાણી જે ધન, લીધાં છે સાથમાં રે
નવ જાણું વંટોળો મ્હાંય, રહેશે શાં શાં હાથમાં રે
હરિ હોડી હીલોળે જાય, પાણીના પારો નથી રે
છે વસમી વિકટ વિભુ વાટ્ય, ખેદામાં સારો નથી રે
મ્હારા નાવિક નંદકુમાર, દયા લાવી થાવને રે
રહ્યા બાકી બચાવીએ માલ, પારે લઈ જાવને રે
હરિ હોડી ને સામન સાથ, જીવને જાળવો રે
નિશ્ચે શામ સુકાની છો સાથ, કિનારો ભાળવો રે

---

## અનંત જીવન સ્રોત

( તોટકછંદની ચાલ )

યદિ જીવન સ્રોત અનંત ભર્યાં, જીવ શક્તિ નહીં કેમ જાય તર્યાં
જગકાનન જીવ અનેક ફર્યાં, પણ કાળની ફાળથી બીકભર્યાં
જળ સ્રોત થકી નવ શાન્ત થયા, કુમળાં કુસુમે નવ દાહ ગયા
સુખકાજ ફર્યાં બહુ યત્ન કરે, નવ મર્મ જડે દુઃખ કયાંથી તરે
જવ દેહ દીધી વળી બુદ્ધિ દીધી, દઈ સાજ અને શીખવીજ વિધિ
સુખસાજ ભર્યાં પણ દુઃખ થયું, કંઈ કારણ એ અણજાણ રહ્યું

નથી રે નથી રે બધું ગુમજ એ, પણ શોધ વિના સૌ સુમજ એ. ૭
રહીઆ કરી યોગ સમાધિ અને, ઋષિઓ મુનિઓ તુજ કાજ વને. ૮
કરી મંથન શાસ્ત્ર રચીજ ગયા, જીવ કારણ કંઇક ફનાજ થયા. ૯
કહે અમૃત તે નવ હોય બીજે, ભર્યું શાસ્ત્ર વિષે દઈ જીવન એ. ૧૦
પણ ભાગ્ય વિના જીવ શુંજ કરે, અધિકાર વિના અર્થ કયમ સરે. ૧૧
પરતંત્ર એ જીવનો દોષ કસ્યો, અધિકારી તણીજ એ રાશે રસ્યો. ૧૨
પરિત્રાણ કરો પ્રભુ પાપીજ છું. કરૂણાજળનો પ્રભુ સિન્ધુ જ તું. ૧૩
જેમ તેમ કરીને ઉગારીજ લ્યો, વળી કાં જળ માંહી ડુબાડીજ દ્યો. ૧૪

## સંતો એને જાણવા

( રામલક્ષ્મણ વનમાં સિધાવતા, એ રાગ )

ધન્ય ધન્ય ધર્યા દેહો એમણે, જેણે ઓળખ્યા અવધકિશોર
સોંપી હાથ દોર, સંતો એને જાણવા. ૧
એને દેહોમાં સ્નેહો હોતા નથી, નથી હોતા વિષયના વ્યાસંગ,
ચડયા હરિ રંગ. સંતો૦ ૨
એનાં માનવમાં મન ગોઠે નહીં, નહીં અપત્ય કલત્રમાં પ્રીત,
ભક્તિની એ રીત. સંતો૦ ૩
એને કાયામાયાનાં માનો નહીં, નહીં કોઈ સંગાથે દ્વેષ.
વધે જેથી ક્લેશ. સંતો૦ ૪
એનાં પરદુઃખ જોઇ દિલ પીગળે, કરે પ્રભુને એ પ્રેમે પોકાર
ટાળો દુઃખભાર. સંતો૦ ૫
અભિમાન નહીં એને જ્ઞાનનાં, ભર્યા અંતરે અખૂટ ભંડાર
દેખાડે ન બ્હાર. સંતો૦ ૬
અધિકારીને સર્વસ્વ આપતા, કાપતા એના સર્વ સંદેહ
ધરી સાચા સ્નેહ. સંતો૦ ૭
એને દ્રષ્ટ પદારથ જેટલા, એમાં આવી ગયા ઉપરામ
અંતર આત્મારામ. સંતો૦ ૮

વિશ્વે વિવિધ વિલાસો જે ભાસતા, તે તો જાણે માયાના પ્રપંચ
લોભે નહીં રંચ. સંતો૦ ૯

તનમનથી સંતોશે સમસ્તને, હરિરૂપ થયાં જેને જક્ત
ઓળખતાં અવ્યક્ત. સંતો૦ ૧૦

વિશ્વે વશીઆ વિભુ એણ્યે પેખીઆ, દેખ્યા સર્વમાં સતચિતરૂપ
ત્રિભુવન ભૂપ. સંતો૦ ૧૧

કોની સાથે ક્લેશો ને દ્વેષો કરે, આપે આપ રમે જ્યાં અખંડ
કરે કો શું બંડ? સંતો૦ ૧૨

પર દોષે લક્ષો નવ રાખતા, ગણે હરિના એ સર્વ સંકેત
જે માયા સમેત. સંતો૦ ૧૩

એની સુરતા સદા રહે શામમાં, બીજી કામનાઓ થઈ ધ્વંસ
આપે એ તો હંસ. સંતો૦ ૧૪

અહંકારના અંશ એને નહીં, માને પ્રભુની દયાઓ સદાય
ઓછા ઓછા થાય. સંતો૦ ૧૫

સર્વસ્વ સોંપ્યાં એણે શ્યામને, જાણે કેમ ઓશીંગણ થાઉં
શરણ એને જાઉં. સંતો૦ ૧૬

સર્વ સદ્‌ગુણ સંતોમાં શોભતા, કેમ જાણે હરિના એ અંશ
સફળ જેના વંશ. સંતો૦ ૧૭

સાચા સંતના ગુણને કહેવા કદી, નથી શેષ મહેશ સમર્થ
ફાંફાં મારૂં વ્યર્થ. સંતો૦ ૧૮

ગુણ ગાતાં ગંગાનાં સ્નાનો વળે, મળે પુણ્યો શ્રેયસ્ અવિનાશ
અંતરમાં પ્રકાશ. સંતો૦ ૧૯

સંતચરિતે પવિત્ર જીવન થતાં, વળી જેથી પ્રભુ છે પ્રસન્ન
વસે એશું મન. સંતો૦ ૨૦

નાથ નિજથી અધિક દાસોને ગણે, દીનબંધુને દાસ ન ભિન્ન
સદા છે અભિન્ન સંતો૦ ૨૧

વંદુ વિશ્વે વસ્યા એવા સંતને, વંદુ સંતસેવ્યા ભગવંત.
આપે એ અનંત. સંતો૦ ૨૨

## આશા અમ્મર તુ શેણે થઈ રે !

( રૂક્ષ્મણીહરણનો રાગ. )

આશા તને હું એમજ પૂછું, અમ્મર તું શેણે થઈ રે ?
ઝાઝી નહીં તોય થોડી તું રહેતી, મૂળ મૂકીને તું ના ગઈ રે ૧

એક અમ્મર મેં તો આત્માને જાણ્યો, બીજી તું અમ્મર ભાસતી રે
નિત્ય નિત્ય રૂપ નવાં તું તો ધરતી, સંતોષથી આઘે નાસતી રે ૨

પેટ નથી તારાં પૂરાં ભરાતાં, અમ્મર થઈ અલી શું રળી રે
આશરા આપ્યા સૌએ તને અંગે, તોએ કોને પૂરી ના ફળી રે ૩

દુઃખી આ જીવનમાંયે તું રહે માતી, ધીરજ અલી ત્હારી ધન્ય છે રે
જીવન દોરી તું જીવની જણાતી, જેને તુજ સમ નહી અન્ય છે રે ૪

તું અલી અમ્મર ને આત્મા એ અમ્મર, બીજે તો પ્રીતિ ના ઘટે રે
એને વરીને સતી જો તું રહેશે, તો અમર બાકી મરણ ના મટે રે. ૫



## દરબારનાં દયણાં

( રાગ ધીરાનો. )

માયાની ઘંટી માંડી રે, દયણું તો દરબારેથી મળ્યાં;
દળતાં તો નવ ખૂટયાં રે, કેટલાં એ તો નવ જાયે કળ્યાં. માયાની૦ ૧

પહેલાં દળ્યાંતાં પીયરનાં, ને પછી દળ્યાં ઘરમાંય,
પુત્ર કલત્ર નાંખી ગયાં, એનાં દળ્યાં આવી દયાય;
થાકી હારી બેઠાં રે, ત્યાં તો કર્મ રાજાનાં ભળ્યાં. માયાની૦ ૨

તન થાક્યાં ને મન મુંઝાયાં, ક્યારે આ પુરાં થાય,
સવાર પડે ને સામી ઘંટી, ના તે કોને કહેવાય;
દળવાં તો નિશ્ચે પડશે રે, એતો નક્કી કર્મે મળ્યાં. માયાની૦ ૩

રાગ માંડયા મ્હેં તો દળતાં દળતાં, જે ઓછા લાગે થાક,
દરબારને કાંઇ આવે દયા, એ મ્હારા મનના તાક;
કાંઇ ખબરો તો હું કહાડું રે, દયણાં તે મ્હેં કોનાં દળ્યાં. માયાની૦ ૪

જાણ પડી જે એ તો વેઠનાં ને રાજાનાં તો નામ,
એ વેઠવાળા તો છોડે નહીં, હું ભરડી કહાડું તમામ;
રાજાને અરજી નાંખી રે, તારે રાજ્યે શું આવું રળ્યાં ? માયાની૦ ૫

હજુર હુકમ નકી આવશે, આશા ભરી જોઉં વાટ,
દરબાર દયાળુ દિલના, નકી ટાળશે એહ ઉચાટ;
જેમ તેમ રાજા રીઝે રે, એવે ઉપાયે મન રે વળ્યાં. માયાની૦ ૬



## ઝાકળ બિન્દુ

( સંત વચનથી છુટે માયા—એ રાગ. )

ક્ષણભંગુર આ જીવન સારૂ, આવડા શા ઉત્પાત,
ઝાકળ બિન્દુ જીવતર જાણી, જાણી લે જુગતાત. ૧
પડદો ચીરી જો તું પોતે, તોજ જણાશે જાત,
માયા મોહે ભૂલો ભમીઓ, પડી પટોળે ભાત. ૨
સંચિત તુજને દોરાવે ને તેવાં થાય ક્રિયમાણ.
જાળ ગુંથી કરોળીએ, ત્યાંથી કયાં પરિત્રાણ. ૩
ઓચિંતાં તને તેડાં થાશે, જાવું પડે જરૂર,
કાંઇ સાધન સાધી લે તો ન જાય જમને પુર. ૪
એ આપ બળે તો નહીં બને, તું માગ કૃપા ભગવાન,
દીન દયાળ જ છોડવશે ને, કરશે આપ સમાન. ૫
આ સહુ ક્ષણભંગુર તું જોજે, અમર જોનારો એહ,
એ વિદ્યા જો હાથ થઇ તો, ધન્ય ધર્યો આ દેહ. ૬



## અજ્ઞાનનું જોર

( કોણે હિંચોળી મારી હીંચકાની દોર—એ રાગ. )

આવાં શાં જોર તારાં આવાં શાં જોર, ઓ રે અજ્ઞાન તારાં આવાં શાં જોર,
અંતર આવીને કર્યા અંધારાં ઘોર, તારે પ્રતાપ પ્રાણી જેવાં રે ઢોર. ૧

દશ્ય દ્રષ્ટા ને દેહ જૂઠાં નર્યાં, તારે પ્રતાપ એને મન રે વર્યાં,
અંધાર ને આચ્છાદન એવાં કર્યાં, અંધ આગળે જેમ રૂપો ધર્યાં. ૨

કરી રે કળા ને મોર ઢાંકી દીધા, મનની ઢેલ્યોએ લાવ ના રે લીધા,
રાવ રાણાને તેં તો રંક રે કીધા, કોને ન જંપ તારા ભાવો દ્વિધા. ૩

સંતો ને શાસ્ત્ર તને આઘું કરે, તોયે તું મૂળથી નારે મરે,
જ્ઞાની મુનિનાં તું તો ભાનો હરે, ઘડીમાં એના તું ફજેતા કરે. ૪

તારા પ્રભાવ, પ્રાણી માત્રમાં પડયા, તારા વિનાના કોઇ નારે જડયા,
તારા રે રંગ એવા પાકા ચડયા, નારે ફીટયા એ તો ટૂટયા સડયા. ૫

આવાં અદ્‌ભુત તમને કોણે કર્યાં, આપ મરીને કોણ સુખથી સર્યાં,
અલ્યા મનની સાથે રે તેં તો હેરાં કર્યાં, તુજને વરીને એ તો નારે ઠર્યાં. ૬

તુંથી મુંઝાય મન હરિને વરે, તો તારા ઝળકાટ તું ઝાંખા કરે,
તારા ભારે પ્રભાવ જીવ શું રે કરે, દયા દાખે દયાળ તે તુજને તરે. ૭

અપાર ઇંદ્રજાળ તેં અવધિ કરી, જાદુગર ભક્ત એને જાણે ખરી,
'અ'નો અધ્યારોપે લય રે કરી, જ્ઞાતાઓ જ્ઞાનમાં રહેતા ઠરી. ૮

જ્ઞાન અજ્ઞાન લગી તારા પ્રતાપ, બન્ને છૂટે ત્યારે આપે રે આપ,
કરવા તો સહેલ છે આરે આલાપ, અઘરા છે જીવને જાણવા રે બાપ. ૯



## રાજહંસને

( મથુરાંમાં ખેલ૦-એ રાહ. )

માનસને તીરે પધારો હો રાજહંસ,
માનસને તીરે પધારો.
માનસને તીર છોડી મોતીનો લ્હાવો,
શેનો શોધો તમે ચારો. હો રાજ૦ ૧
માનસના કાંઠડા છોડી હો હંસલા,
જંગલના મારગ શું ઝાલ્યા. હો રાજ૦ ૨
માનસને તીર સંગ હંસાના છોડીને,
પશુ પંખીને સંગે શું મ્હાલ્યા. હો રાજ૦ ૩
વનઘેરી ઝાડીમાં શાને ગુંચાયા,
જ્યાં વિષયોના વાયરા વાયા. હો રાજ૦ ૪
મનમાન્યું ચાલ્યે તો જાણો વવાયા,
વળો પાછા, નહીં તો ફસાયા. હો રાજ૦ ૫
એ પારધી તમો પરે ટાંપી રહ્યો છે,
એથી બચવાના કરજો વિચારો. હો રાજ૦ ૬
પારધીને હાથ પડયા પહેલાં રે રાજહંસ,
માનસને તીરે પધારો. હો રાજ૦ ૭
માનસને તીર સંગ હંસના કરીને,
કરો સાર ને અસારના વિચારો. હો રાજ૦ ૮
રાજહંસ છો રહો રાજહંસ રૂપથી,
રખે રાજહંસ રૂપને વિસારો. હો રાજ૦ ૯



## જાય જીવન વ્યર્થ આ અમૂલાં

( ધન્ય જેણે હરિગુણ૦–એ રાગ. )

જાય જીવન વ્યર્થ આ અમૂલાં,
ઓ માનવી જાય જીવન વ્યર્થ આ અમૂલાં;
સુવાસના વિના રે જેમ ફૂલાં. ઓ૦ ૧

શાને આવ્યો ને તું શું રે કરે છે,
મન રે ભમે છે સાવ ભૂલાં. ઓ૦ ૨

શિવના સંગાથ શું છોડી તેં દીધા,
જીવન જણાય છે અટૂલાં. ઓ૦ ૩

સંસારી સુખ નવ સાચાં સમજવાં,
અંતે તો દરશે એ લૂલાં. ઓ૦ ૪

જીવન આવ્યાં જગદીશને રે જાણવા,
ઓળખી લે રૂપ એ અતૂલાં. ઓ૦ ૫



## ઝાકળ પાણી

( બે દિનના મેમાન૦–એ રાહ.)

આ જગ સુખ ઝાકળ પાણી, જો જીવ, આ જગ૦
એ વાત ન તુંથી અજાણી. જો જીવ૦ ૧

દૂરથી જોતાં મનહર મોતી,
મતિ લેવા લલચાણી. જો જીવ૦ ૨

ઇચ્છા ધરીને અડવા જાતાં,
સરી ગયાં થઈ પાણી. જો જીવ૦ ૩

ઝાંઝવડાના જૂઠા જળથી,
તૃષા કોની છીપાણી. જો જીવ૦ ૪
આગળ સુખ અંગારા પાછળ,
જ્યાં માયા બંધાણી. જો જીવ૦ ૫
અહીંનાં સુખ અનુભવ્યાં છે તેં,
કેવી મઝાઓ માણી. જો જીવ૦ ૬
અચૂક અંતર સાક્ષી પૂરે,
નથી રહી સુખ એંધાણી. જો જીવ૦ ૭
સુખ નથી એ સુખના ભાસો,
જ્યાં લગી જ્યોતિ અજાણી. જો જીવ૦ ૮
અવિચળ સુખ જો લેવાં ઇચ્છે,
એને લે જ પીછાની. જો જીવ૦ ૯
જ્યાં નહીં ક્લેશો જ્યાં નહીં વેષો,
વૃથા થતી જ્યાં વાણી. જો જીવ૦ ૧૦
કહ્યે બતાવ્યે એહ જડે ના,
અનુભવથી લે માણી. જો જીવ૦ ૧૧



## મનમૃગલા, કસ્તુરી તુજ પાસ છે !

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ રાહ. )

મન મૃગલા કસ્તુરી તારી પાસ છે, વને ભમે એ મિથ્યા તુજને ત્રાસ છે. ૧
ભૂખે ને તરશે તું દેહ શાને દમે, ઝાંઝવડાં જળથી રે તરશો નહીં સમે. ૨
કસ્તુરી તુજ અંતર,એણે વન પૂર્યાં, દોડયે થાકયો ઉલટાં ત્હારાં દીલ ઝુર્યાં. ૩
અમૂલ ખજાનો જો રે ત્હારી પાસ છે,વિષયવાસના એ તો ત્હારા હ્રાસ છે. ૪
જગ મૃગજળને માન્યું તેં શું સત્ય રે, તરષાઓ વાધીને ભાગી ગત્યરે. ૫
દૈવી રે સંપત્તિના તૃણ તેં છૂંદીઆ, ભાન ભૂલી શત્રુનાં વન તેં ખૂંદીઆં. ૬
કાળ કેસરી ઘડીમાં છાપા મારશે, અધુરી રે શોધ્યે તું નિશ્ચય હારશે. ૭

તૃષ્ણાની તરષાને રે તું રોધજે, ઉરમાં છે અમૃતકુંપી તું શોધજે. ૮
શાન્તિ રે રાખીશ તો શોધ્યે સહેલ છે, સદ્‌વૃત્તિની આ તો તુજને ટેલ છે. ૯
મૃગલાને જીતી કસ્તુરી ભોગવે, એ રાજાઓ અમ્મર સુખને જોગવે. ૧૦
મનમૃગલો કસ્તુરી એતો આતમા, મૃગલાને છે કસ્તુરી તો જાતમાં. ૧૧
આત્મા ને ઓળખતાં મન દોડે નહિ, પૂરણકામી કસ્તુરી ભોગે સહી. ૧૨



## હંસા, દૂર કાં ભમે ?



( લાલેભરી ગુલાલે ભરી૦–એ રાહ )

અંતરમાં ઈશ ઉર દૂર કાં ભમે, અંતર આનંદ દુઃખ કાં તું ખમે ?
વિષયોને વન કેમ જાવાં ગમે, રે હંસા તો માનસરોવરમાં રમે. ૧
રાજાનાં બાળ કેમ ટૂકડા જમે, એ દુઃખમાં રે દિન કહો કેમ નિર્ગમે,
ધરણીનાં ધન શું ન દેખ્યાં તમે, ખોળો નહીં તો દુઃખ કયાંથી વમે. ૨
એ પૂરણ પરિબ્રહ્મ આ પુરમાં રમે, એને જોવા ન જીવ તને કેમ રે ગમે,
દેવ દિલમાં દેખો તો દુઃખ સરવે સમે, સુજ્ઞ સંતો લહે સુખરૂપ રે અમે. ૩



## અમૂલાં આયુષ



( બે દિનના મહેમાન–એ રાહ. )

અમૂલાં આયુષ આ વહી જાય, જીવને કેમ અજંપ ન થાય ?
હવે તો પળ ન ગુમાવી જાય. જીવને૦ ૧
અરધાં આયુષ્ ઊંઘે જાતાં, કંઈક કિશોરે જાય. જીવને૦ ૨
યુવા દિવાની દશાયે જાતી, ત્યાં વૃદ્ધાઓ છાય. જીવને૦ ૩
તોર ગયા ને ભાર ગયા વળી, કાયાયે કરમાય. જીવને૦ ૪
તારાં તારી આશ ન મૂકે, જ્યાં લગી જીવ છે કાય. જીવને૦ ૫
ડગલે પગલે સ્વારથ જોતાં, કાં મમતા ન મૂકાય. જીવને૦ ૬

ખમા ખમા કદી થાય છતાં તું, રખે ભૂલ્યો ખાય. જીવને૦ ૭
એ મમતાયે એ ઘેર જન્મી, ઝુલવું ઝોળી મ્હાંય. જીવને૦ ૮
માટે જીવ જંજાળો મૂકી, સાધ તું સદ્‌વિદ્યાય. જીવને૦ ૯
પ્રભુ વિના સૌ પર તું જાણી, અસંગ શેં નવ થાય. જીવને૦ ૧૦
હાર્યું કરીશ એ વાર્યું કરે તો, જીવન જંપે જાય. જીવન૦ ૧૧
અભય ચરણુમાં તું લય થા તો, અમ્મર શાન્તિ થાય. જીવને૦ ૧૨

❀ ❀ ❀

## ભવસિન્ધુ ખારો નવ જાણો

(રઘુનાથજીનો ખૂબ રંગ ખીલ્યો–એ રાગ.)

ભવસિન્ધુ ખારો નવ જાણો રે, એને મીઠો મ્હેરામણ માણો,
તનુ જાણો તર્યાનાં વહાણો રે. ભવ૦ ૧
સુખ સાજ ભર્યાં છે અમૂલા, સાર લેવાના છે રે અતૂલા,
નથી જીવને મૂકયા અટૂલા રે. ભવ૦ ૨
સુખદુઃખનાં ભર્યાં છે બજારો, એમાં કોઇનો નથી ઇજારો,
અરે વ્હોરતાં તો કરવા વિચારો રે. ભવ૦ ૩
રખે મોંઘાને સોંઘું તું જાણે, રખે પડળો તું દ્રષ્ટિએ આણે,
અહીં આવવું એ દેવો વખાણે રે. ભવ૦ ૪
નથી એકેય વસ્તુ અધુરી, તને આપી છે બુદ્ધિ મધુરી,
ખરી ખબરો રાખી છે પૂરી રે. ભવ૦ ૫
હૃદે આનંદરૂપે વસ્યો છે, જગે આનંદરૂપે રસ્યો છે,
અણુઅણુએ આપે લસ્યો છે રે. ભવ૦ ૬
એવા મોહનના મોહ જો ન લાગ્યા, છતે દિવસે ન જો જીવ જાગ્યા,
તો તો મીઠા મ્હેરામણ ત્યાગ્યા રે, ભવ૦ ૭
આવ મીઠા મ્હેરામણ ભર્યાં છે, એમાં ડૂબ્યા એ જીવો તર્યાં છે,
એજ અમ્મર પદોને વર્યાં છે રે. ભવ૦ ૮



## કાદવે કમળ

( ધન્ય જેણ્યે૦—એ રાગ.)

પંકજ આ પંકમાં પડયું છે રે,
જીવ જો પંકજ આ કાદવે પડયું છે,
પ્રભુ પૂજાને કાજ જે ઘડયું છે રે. જીવ૦ ૧

કાયા ને કીચડેથી કાઢયું ન કોઇએ,
સતસંગ વિણ એ સડયું છે રે. જીવ૦ ૨

ભક્તિ કરીને જેણે ભાળ્યા ભગવાન એ
શંકરને શિરે ચડયું છે રે. જીવ૦ ૩

જળજળ કમળ તને જડશે ન જીવ જો,
મૂલવી લે આજ જે જડયું છે રે. જીવ૦ ૪



## વારૂં મનને

( અહદશ્ય કહે છે૦—એ રાગ. )

વારે વારે વારૂં મનને રાગોથી રહે ન્યારૂં,
કહોને કહાના, કેમ કરૂં, એ કહ્યું ન માને મારૂં. ૧

સંસારે જે સામું આવે એહ રૂપ એ થાતું,
એક વખત તો આદરી બેસે પાછળથી પસ્તાતું. ૨

જૂઠું કહીને કેમ છૂટીશું, સચેત રહી સૌ કરતું,
કર્મ ગતિનાં જોખમ જાણે, તોય ન પાછું ફરતું. ૩

જે વખતે વ્હેવારે વળગે તે વેળા એ ખારૂં,
પાછું આવી પ્રભુમાં પેસે, ત્યારે લાગે પ્યારૂં. ૪

ઓળખાવે અવિનાશી એને કેમ કરીએ ન્યારૂં,
એ પુરતાં છે કામો એનાં, નહીં તો ક્યાં એ મારૂં! ૫

જીવન લગી તો જાળવવું છે જોવા રૂપ તમારૂં,
જાગ્રત્ રહી એ તમને ઝંખે, તો નવ થાય અકારૂં. ૬

આજ થકી તમને એ અરપ્યું કદી ન કરશો ન્યારૂં,
તમને વરતાં થશે વિવેકી, થાવા તમને પ્યારૂં. ૭



## કોદરા



( સર્વ તજીને ભજીએં૦—એ રાગ )

મન મિષ્ટાન મૂકી તેં ખાધા કોદરા, એ કોદરડે તૃપ્તિ ક્યાંથી થાય જો,(ટેક)
અજીત મન તે દીન મ્હને તો દીસતું, નહીંતર એવાં ખડધાનો કો ખાય જો. ૧

શાસ્ત્રોનાં અમૃત સંતોએ કહાડીઆં, તેમાં ત્હારાં ખૂંપે નહીં દીલ લેશ જો,
અનૃતનાં પરિણામો આવે આકરાં, તેને મોહીને વ્હોરી લીધા કલેશ જો. ૨

સંયમને સંતોષે તૃપ્તિ સાંપડે, તેહ તજી તેં લીધા અવળા રાહ જો,
માયાનાં સુખમાં રે શાન્તિ ના મળે, ઉલટા જીવને થાતા એમાં દાહ જો. ૩

દીનપણે સંસારે સુખદુઃખ ભોગવે, અજીતને શું શોભે એ અપમાન જો,
સબળ સ્વરૂપો ત્હારાં તું જો અનુભવે, તો કોણ પકડે કહેને ત્હારા કાન જો. ૪

સુખદુઃખના ક્લેશો તો વ્હોર્યા ભાસતા, ત્યાં નવ કરશો મન તમે મુકામ જો,
તમ દેશો દરવાના એથી દૂર છે, ત્યાં વસજો સુખદુઃખનાં કરી લીલામ જો. ૫

સાર અસાર વિચારો નહીં વિવેકથી, તો તો શાનાં અજીત નક્કી દીન જો,
અજીતને ભય હોય નહીં બ્રહ્માંડમાં, સત વસ્તુમાં ક્યાં છે ભિન્નાભિન્ન જો. ૬

માયાનાં વંચન તો નિત્યે નિત્ય નવનવાં, ઓળખવાં એ તો તારાં છે કામ જો,
કોદરડા છોડી મિષ્ટાનો માણવાં, અખંડ તૃપ્તિ લાવે આત્મારામ જો. ૭



## જુગારી જીવ

( ધન્ય જેણે હરિગુણ૦—એ રાગ. )

શી શી સમૃદ્ધિ કમાયો જુવારી જીવ શી શી સમૃદ્ધિ કમાયો,
ખરી ખાંતે છે ખેલ આ રમાયો. જુવારી૦ (ટેક.) ૧
શું શું સરતમાં મૂક્યું તેં જીવરાજ, તું હારી ગયો કે કમાયો. ૨
હોડયોમાં જીવ હરિ હારિ બેઠો તું નક્કી, માયા જીતી શું મલકાયો. ૩
માયા આવી ને રંગ જામ્યા રમતમાં, ધારેલ દાવ નવ આવ્યો. ૪
ખોયું કમાયો ને છંદ નવ છૂટીઆ, વારેવારે તું વવાયો. ૫
હાર્યો જુગારી જીવ બમણું રમે છે, રંક બન્યો જે હતો રાયો. ૬
જુગટાના છંદ તું છોડી દે જીવરાજ, શાખ ગયે ના શરમાયો. ૭
રળવા આવ્યો તું રાજનગૂરે જો જીવરાજ, કરીને કુસંગ તું ફસાયો. ૮
કુળને વિચારી તું કર રે કમાણીઓ, તું છે જગદીશનો જાયો. ૯
ઓળખી લે આપ રૂપ જાણ હરિ બાપ રૂપ, જેરે જોવાને જગ આવ્યો. ૧૦
રાખીને રાજ રીત કરી લે પ્રભુથી પ્રીત, છોડી દે સંગ જે પરાયો. ૧૧
સંસારી સુખ તેં માયાએ માનીઆં, ઘડીમાં હારીશ હરખાયો. ૧૨
વારવાર માનવના દેહ નથી આવતા, ચેતી જા હોય જો ડાહ્યો. ૧૩
જોવાને ખેલ તું આવ્યો ખલકમાં, આપે રમીને ફસાયો. ૧૪
સંચિતના ખેલ તું જોરે અસંગ રહી, માયાએ જીવ શીદ છાયો. ૧૫
જૂઠી રમત અને જૂઠા એ રાગ જીવ, અજ્ઞાને ખેલ ત્યાં કરાયો. ૧૬
ઓળખી લે આત્મ આપ, જાએ સંસાર તાપ, ત્યારે તું સત્ય રે કમાયો ૧૭
સાચી સમૃદ્ધિ છે તે તો સ્વરૂપમાં મળતી ગોપાળ જેણે ગાયો. ૧૮



## સોળે સોગઠીઓ કાચી

( કાલે પરણાવીશું ગોપી–એ રાગ. )

સોળે સોગઠીઓ કાચી, કનૈયા આ સોળે સોગઠીઓ કાચી,
આ કાચી બાજીએ હું તો રાચી. કનૈયા૦ ૧

ધાર્યાં રે દાવ તો ના રે પડે ને, ભેરૂ નાખે છે મારી મારી,
તોડ થશે હવે કયારે કન્હૈયા, એ મુંઝવણ મનને ભારી. કનૈયા૦ ૨

માંડ કરીને તોડ થયા તોય, થાય ખડાં ફરી ફરી,
વણ વિચારે મ્હેં કાચી કરી, એ ગાંડી ન મારી મરી રે. કનૈયા૦ ૩

ક્યાંથી માંડી ને મ્હેં શાથી રે માંડી, બાજી આ લાંબી ભૂરી,
પડમાં રે જાય ત્યાંથી પાછી ફરે, હવે કયારે થશે એ પૂરી. કનૈયા૦ ૪

રમતો ન ખૂટી ને રાતો રે ખૂટી, બાજી રહી રે અધૂરી.
હોંશ નથી હવે બાજી ખેલ્યાની, રમતો માનો પ્રભુ પૂરી. કનૈયા૦ ૫

બાજીની રમતોએ હર્ષ શોક શાના, એ સમજણ જ્યારે સજાવી.
રમતોના શોખને દૂર કર્યાં ત્યારે, કો અખંડ શાન્તિ આવી. કનૈયા૦ ૬



## શરણ હું તમારે

( ધનાશ્રીની ચાલ. )

ગિરિરાજ ધરણ શરણ હું તમારે, સદૈવ ગિરિરાજ ધરણ,
પ્રભુ આપ વિણ પાર કો ઉતારે. સદૈવ૦ ૧

મ્હાનાંની લાજ રાજ, બીજું ન સુઝે,
નથી સુકૃત કો ઝાઝાં જમા રે. સદૈવ૦ ૨

જાણ અજાણ ગુન્હા કોટી થયેલ કહાન,
કરજો કૃપાએ ક્ષમા રે. સદૈવ૦ ૩

અલ્પ જીવ જાણતો રીઝવ્યાની રીત આ,
ચરણ શરણ આવવું તમારે. સદૈવ૦ ૪

શરણોમાં સ્થાપવા, તમને શ્રમ આપવા,
ખમા રાજોના રાજને ખમા રે. સદૈવ૦ ૫
જીવ રહે જાચતા, શિવ રહે રાચતા,
અંતર આનંદ એ અમારે. સદૈવ૦ ૬



## સર્વ પૂજા

( આજ હણી આગોસરી રાત-એ રાગ. )

જેને કરવાં છે પ્રભુનાં પૂજન પ્રતિમા થોડી નથી,
જીવે જીવે હરિ દર્શન ગીતાએ લખ્યાં છે કથી. ૧
કાંઈ અભય તણા ઉપહાર ક્ષણે ક્ષણે કરતાં રહો,
મન કર્મે કરીને સંતોષ વચન મધુરાં રે કહો. ૨
પર કાજે કાયાને જે દુઃખ પૂજાઓ તેને લહો,
જેને પ્રીત્યે જમાડ્યાં અન્ન પ્રસાદો તેને કહો. ૩
જો તુંથી દુભાશે કો જીવ, પૂજા પ્રભુ નહિ રે ગ્રહે,
પ્રભુ પૂજાઓ માનશે એહ જીવે પ્રભુ-બુદ્ધિ રહે. ૪
પ્રભુ પૂજ્યા ને પૂજાના ભેદ જેણે જાણ્યા નહીં,
બહાર અંતર ન વ્યાપ્યા પ્રેમ પૂજા કેવી થઈ? ૫
પ્રભુ પૂજનના રે પ્રકાર, સામગ્રીએ પૂરા નથી,
જીવે જીવે પ્રભુ દર્શન કરો શાસ્ત્ર કહેતાં કથી. ૬
પણ કરવા એવાં તન મન પૂજા તો કરવી પડે,
આવાં સર્વાત્મભાવે દર્શન થાય પૂજાઓ વડે. ૭
જ્યારે ભાસ્યા બધે ભગવંત ભેદની ભ્રાન્તિ ગઈ,
થઈ શાશ્વત શાન્તિઓ મન, પૂજાઓ પૂરી થઈ. ૮
પ્રભુ સભર ભર્યા બ્રહ્માંડ, પળ પળ પૂજા કરૂં,
કાળ કર્મના ભાગ્યા ઉચાટ, પૂજાઓ કરતી ફરૂં. ૯



## મારી મનની મૂર્તિને સર્વે ચડે



( હું તો ઢાલે રમું ને હરિ સાંભરે રે–એ રાહ. )

મારી મનની મૂર્તિને સર્વે ચડે,
હું જે જે ધરાવું એને ધ્યાનો વડે. મારી૦ ૧
ત્યાં સાજ સામગ્રી ન શોધવી પડે,
એને વિધિ નિષેધનાં વિધાન ના નડે. મારી૦ ૨
મન મંદિર ન શોધવા જાવાં પડે,
મૂર્ત મૂર્તિ અમૂર્ત ત્યાં જોતાં જડે. મારી૦ ૩
એને કાજે પાણી નવ ભરવાં પડે,
શુદ્ધ તનમન સદૈવ એના નામો વડે. મારી૦ ૪
એને કાજે વસન ના વસાવવાં પડે,
દેહ શોભે એ દેવના વાસો વડે. મારી૦ ૫
એને કાજે ચંદન નવ ઘસવાં પડે,
એને વંદનનાં ચંદન નિત્યે ચડે. મારી૦ ૬
પુષ્પ કાજે ન બાગ ઓવરાવવા પડે,
શ્યામ શોભે સદૈવ પ્રેમ–પુષ્પો વડે. મારી૦ ૭
શિવ–બોલે બીલી મહાદેવને ચડે,
ત્યાં તુલસીનાં વન નવ વાવવાં પડે. મારી૦ ૮
એને દીપને ધૂપ નવ ધરવાં પડે,
ઉર ઉજ્વળ અખંડ એ જ્યોતિ વડે. મારી૦ ૯
એને સારૂ રસોઈ નવ ચૂલે ચડે,
એને ભાવે ધરેલ ભોગ સરવે રડે. મારી૦ ૧૦
એ દેવને ન દક્ષિણા ધરવી પડે,
શ્યામ માને સંતોષ લક્ષ એકજ વડે. મારી૦ ૧૧
મન–મૂર્તિ એ જેમ તેમ ના રે જડે,
એને કાજે અતૂલ તપ તપવાં પડે, મારી૦ ૧૨

જે પૂજન પ્રભુને કબૂલવાં પડે,
એવાં પૂજન આ ઉર-ઉપહારો વડે. મારી૦ ૧૩



## વરસાદ

( સખી ઉગી અણોસરી રાત, —એ રાગ. )

દીઠા દીઠા મ્હેં મેઘો અનંત, પાણીડાં કોણે ભર્યાં,
આવા ઊંચા આભલિયા મ્હાંય, અદ્ધર કોણે ધર્યાં. ૧

દીઠા દીઠા વિદ્યુત્ ચમકાર તેજ ત્યાં કોણે ભર્યાં,
છૂટી વાદળી ને પડીઆં છે નીર, જાણે મોતીડાં ખર્યાં. ૨

ખીલ્યા ખીલ્યા બગીચા ને બાગ ધરણિ લીલી થઈ,
રીઝયાં રીઝયાં રબારીનાં મન, પશુઓની ભૂખો ગઈ. ૩

રીઝયાં રીઝયાં ખેડુતનાં મન અન્ન અનંતાં થશે,
સીઝયાં સીઝયાં વેપારીનાં મન, લાભ લાખેણા જશે. ૪

પણ ડાહ્યો એ ધેલીનો બાળ, જીવનો પાળક જે,
રાખે હસતાં સદા એ વદન, લક્ષ્મીનો બાળક એ, ૫

થતા અનંત જીવોના જન્મ, મન શું જાણતા હશે,
એવા અલ્પ આયુના જીવ, સુખ શું માણતા હશે. ૬

ભરી કાંઠડાને પાણીડાં વહંત નદીઓ ગાજી રહી,
નવ જોતી પશુડાં કે બાળ, અભિમાને જાતી વહી. ૭

ઘનસ્યામે એ રેડયાં રે નીર, વિશ્વે શાન્તિ થઈ,
એને જાણ્યો જગતનો તાત, જીવની ભ્રાન્તિ ગઈ. ૮

બાપ રાખજે અમારી સંભાળ, જગતનો પાળક તું,
તારી અગમ્ય લીલાનો ખેલ, જાણું શું બાળક હું. ૯



## મોરલો નાચી રહ્યો

( ગરબી )

ગાજ્યો ગાજ્યો અસાડી મેહ, મોરલો નાચી રહ્યો,
જેને વરષાનાં નીરના નેહ, ચિત્તડે રાચી રહ્યો. મો૦ ૧
થાય વિજળીના ચમકાર મો૦ પણ એના તો મેઘ શું તાર મો૦ ૨
થયા ધરતિએ ઘોર અંધાર મો૦ એની આંખે તો આંસુની ધાર મો૦ ૩
નથી એને અંધારનાં ભાન મો૦ એનાં તનમન થયાં છે બેભાન મો૦ ૪
એ તો મેઘને પાડે પોકાર મો૦ મેહ ગાજીને દે છે હોંકાર મો૦ ૫
મારાં ભીનાં થાશે રે રહેઠાણ મો૦ એનાં વિસર્યો એ એંસાણ મો૦ ૬
એ ભૂલ્યો શરીરનાં ભાન મો૦ મારાં ભીંજાશે નવરંગ વાન મો૦ ૭
એના દેખીને સાચા પ્રેમ મો૦ મેઘરાયાને આવી છે રહેમ મો૦ ૮
એણે રેડયાં છે નવઘન નીર મો૦ થયાં મોરલાનાં તૃપ્ત શરીર મો૦ ૯
એવી સુરતા શામળિયાશું થાય મો૦ તો એ અમૃતઘન રેલાય મો૦ ૧૦
પછી તૃષા સંસારની જાય મો૦ એનાં તનમન અમીએ ભરાય મો૦ ૧૧



## પ્રેરણા ને પ્રસાદ

( હરિગીત છંદની ચાલ )

પ્રભુ, ચરણકમળો તમારાં, જે ઋષિ મુનિ ધ્યાને ધરે,
તે પદરજોને પામવા, અમ અંતરો ઈચ્છા કરે. ૧
પ્રભુપદ વિષે પ્રણમું સદા, જે અભયપદને આપતાં,
વળી દ્વંદ ભાવો કાપીને, જે નિજપદોમાં સ્થાપતાં. ૨
પ્રભુ પિંડમાં પૂજા કરૂં, હું અવર અર્ચા ના લહું,
અંતસ્થ આપ સહુ લહો, હું અપરને શાને કહું. ૩
કંઇ કાળ પહેલાં અંતરે, સંકલ્પ અલ્પ હતો નહીં,
કે હું કવિતાઓ કરૂં એ શક્તિ છે મ્હારા મહીં. ૪

કૃતિઓ કવિની વાંચતાં, મુજ ઉર વિષે ઉતરી જતી,
પ્રભુ ગુણ તમારા જાણતાં, ગાવા મને ઇચ્છા થતી. ૫

કંઈ ઊર્મિઓ તો ઊઠતી, પણ હું લખીને શું કરૂં,
અભિલાષ એવા કાં કરૂં, વિશ્વાસ હું જો ના ધરૂં. ૬

પણ પ્રેરણા એ આપની, તે વૃથા જાવા ના લખી,
પ્રભુ તમે જે ઇચ્છા કરી, તે કેમ રહે પ્રસર્યા પખી. ૭

કલમો ઝલાવી કર મહીં, લહીઆ સમાં લખીઆં અમે,
અમ શક્તિઓને ઓળખી, સહુ ભાર લઈ લીધા તમે. ૮

હરિ, રીઝવવાના આપને, કો અવરની આશા નહીં,
કંઇ કાર્યમાં આ કાળમાં, યશ તણી અભિલાષા નહીં. ૯

ભક્તિ ભરી અભિલાષ ને, પ્રભુ તમે પૂરી સર્વથા,
જાણું નકી રીઝ્યા તમે, લહું સાથ માંહે સર્વદા. ૧૦

પ્રભુ પ્રસાદી આ આપની, કંઈ પ્રેમીઓ પીશે નકી,
પ્રભુકૃતિ એ જે પેખશે, તે રીઝશે એના થકી. ૧૧

આ કવ્યા કારણ એટલું, જે હરિ કૃપા અદ્‌ભુત છે,
પ્રભુ કૃપાને પામ્યા વિના, આ દેહ નેટ અછૂત છે. ૧૨

એ કૃપાથી શું ના બને, એ કહી કોઈ ના શકે,
પ્રભુકૃપાને લખવા કરે, તો શારદા આપે થકે. ૧૩

એ કૃપા પાત્ર થવા વળી, કંઈ નિયમ નાના છે નહીં,
હરિ સરળ ભાવે સમરવા, નિષ્કામ ભાવે મન મહીં. ૧૪

હરિચરણ સ્મરણે સ્નેહ થાવો, એ કૃપા વિણ તો ના બને,
અધિકાર એવો લાવવા કઈ કઈ તપો તપીઆ વને. ૧૫

કઈ જન્મના અભ્યાસ ને, વળી હરિ કૃપાએ આવશે,
હાલીમુવાલી એ દિશે, કદી કોઈ કાળે ના જશે. ૧૬

પણ એક દિન આ માર્ગમાં, આવ્યા વિના છુટકો નથી,
સંસાર સાગર જીરવવા, એ પાણીનો ઘુંટકો નથી. ૧૭

કો વિષમ સ્થિતિએ આવતાં, જીવ જરૂર નાથ પૂકારશે,
વિશ્વાસથી કર આપશે, તો નક્કી નાથ સ્વીકારશે. ૧૮
હરિ સત્ય જ્ઞાનો આપશે, જે, તું અસંગ અખંડ છે,
ત્રણ દેહ સાથે હું જ એ, સંસાર માયા બંડ છે. ૧૯
આદિ અનાદિ તું હતો, ને અંત માંહે તું હશે,
વચમાં લીધા આ વેશ એ, અવધિ થયે ચાલ્યા જશે. ૨૦
કંઈ જન્મ તો લીધા હશે, ને કંઈક લેવાના હશે,
માયા તણા આ મોહથી, તું કોણ, કોનો, ક્યાં જશે. ૨૧
અજ્ઞાનના અભ્યાસથી, અભિમાન એમાં જે કર્યાં,
એ આવરણ આવ્યાં કર્યે, નિજરૂપ તો થાશે નર્યાં. ૨૨
જ્યાં દુઃખ દશા કંઈ છે નહીં, ને નિત્ય બ્રહ્માનંદ છે,
જ્યાં અમર આત્મા એક છે, ને મૃષા માયા દ્વંદ છે. ૨૩
અપરોક્ષ જ્ઞાનો એ હરિ, કરી કૃપા પ્રેમે આપતા,
ઓછું અણુ રાખે નહીં, નિજ રૂપ માંહે સ્થાપતા. ૨૪
પ્રભુ એ પદોને પામવા, હું પ્રેમથી તમને સ્મરૂં,
પ્રભુ પ્રતીતિ આવી ગઈ, હું કેમ આશા પરહરૂં. ૨૫
સર્વસ્વ આપ્યું સામળા, અભિલાષ કો બાકી નથી,
સર્વજ્ઞ જાણો શ્રી હરિ, હું સમરતાં થાકી નથી. ૨૬
એ માગવું પડશે નહીં, માગ્યા વિના આપો તમે,
ઉપકારમાં શું આપીએ, શિર આપનાં આપે નમે. ૨૭



## આંખ ઉરે કાં એક ના ઘડી ?

(ધનાશ્રીની ચાલ)

આંખ ઉરે કાં એક ના ઘડી, ગોપાલ, આંખ ઉરે કાં એક ના ઘડી ?
જેણે જ્યોતિ ન આપની જડી. ગોપાલ૦ ૧

એવાં ઝવેર શાં જોવાતાં જગતે,
બન્ને ને બાહરે જડી. ગોપાલ૦ ૨

જોવાનું શું હશે, જોવાતું શું હશે,
એની પિછાન ના પડી. ગોપાલ૦ ૩

જોત ઉરે જ્યોત તો જાત નહીં જગતમાં,
એવી કો ઉપાધિ શું નડી. ગોપાલ૦ ૪

છો જો સમાયલા સારે સંસાર તો,
ઉપર કાં ઓઢણી મઢી. ગોપાલ૦ ૫

લાગે છે આંખ ઘડી અંતરમાં આગવી,
વિધ વિધ વિચિત્ર વાંકડી. ગોપાલ૦ ૬

કોઈ જુવે ભૂતને, કોઈ અનુસ્યૂતને,
કોઈ રહી એય શું લ્હડી. ગોપાલ૦ ૭

અંતરમાં આંખ જેને આપી અમોલ એની,
આર પાર દ્રષ્ટિયો પડી. ગોપાલ૦ ૮

માયાની માંહ્ય એણે જોયા જીવનને,
અમૃતની આડ ના અડી. ગોપાલ૦ ૯

એવાં રે નેણ મને આપોને નંદલાલ,
જોઉં જ્યોત નિત્ય આ ઘડી. ગોપાલ૦ ૧૦

માયાવી નેણને વૃત્તિના વ્હેણને,
જુવે એ કેઈ આંખડી. ગોપાલ૦ ૧૧

ન્યારી એ આંખડી ઘટઘટમાં તેં ઘડી,
અનુગ્રહ વિના ન ઉઘડી. ગોપાલ૦ ૧૨

નયનોનું નૂર તું, ભવમાં ભરપૂર તું,
જોયો જેને આંખ એ જડી. ગોપાલ૦ ૧૩



## કેવી માયાથી ભરેલા ?

(ધન્ય જેણે હરિગુણ ગાયા, —એ રાગ.)

એવા કેવા તે છો અલબેલા કે, આવડે વિશ્વે રહેલ વ્યાપેલા,
ત્યારે વળી અંતરમાં કેમ સમેલા, કે આવડે૦ ૧
આધીન જેને આખું જગત પણ, કો જને ન જેને જોયેલા કે૦ ૨
આજ્ઞા લોપાય નહીં જેની જરિય કો, કેવા એ કાયદા કરેલા કે૦ ૩
નિયમે રહે પ્રકૃતિ ને નિયમે રહે પ્રાણિયો, સૂર્યચંદ્ર ના દીઠા ખરેલા કે૦ ૪
પંચ ભૂત પ્રકૃતિ ન છાંડે કદાપિ, ભાસતા સદાય સૌ ડરેલા કે૦ ૫
બુદ્ધોની બુદ્ધિએ ન આવતા કદિય જે આપે અહંકારથી ભરેલા કે૦ ૬
તો યે તમે નથી એ કોથી કહેવાય ના, પળ પળ પડછા પડેલા કે૦ ૭
જન્મ મરણના ભેદોને જાણવા, શોધ્યે ન કોઈને જડેલા કે૦ ૮
સુખ દુઃખના ભોગને કોથી ટળાય ના, રાયરંક સંચિતે ઘડેલા કે૦ ૯
દેહજ દેખાય ને દેહી અગમ્ય એ, કારમી કળાએ કો ભરેલા કે૦ ૧૦
અનુમાને આપને કો કો કબૂલતા, કાંકે એ આપથી રસેલા કે૦ ૧૧
અણુ અણુ આપ તોય એવા અસંગ કે, રાગદ્વેષ રંગ ના ચડેલા કે૦ ૧૨
પ્રેમીના પિંડમાં ને આખા બ્રહ્માંડમાં, અનુગ્રહે આપ તો રહેલા કે૦ ૧૩
કેવાં આચ્છાદનોએ આપ છો છવાયલા, એના ઉકેલ ના કરેલા કે૦ ૧૪
સિન્ધુના પાર કેમ પામે રે શંખલા, જેનાથી જેહ ઉપજેલા કે૦ ૧૫
પાથર્યો પ્રતાપ ને પ્રેમોયે પાથર્યા, સ્નેહીએ સ્નેહથી વરેલા કે૦ ૧૬
અંતર રહ્યા ને કેમ ના રે ઓળખીએ, એવી કેવી માયા ભરેલા કે૦ ૧૭
જેવારે જીવ ને જેવાં જગત એવા, પરિણામી આપ ના ઠરેલા કે૦ ૧૮
જેવા છો તેવા સર્વેમાં સમાયલા, જોયા મુજ હાથ તેં ધરેલા કે૦ ૧૯
વ્યાપક રૂપ સહુ વિશ્વમાં વણાયલા, એજ આમ અંતરે રમેલા કે૦ ૨૦



## માયાની કેલિ

(ધન્ય જેણે હરિગુણ ગાયા, –એ રાગ)

એવી કેવી તે માયા રચેલી, કે આપની સંગેજ છળ રહેલ ખેલી,
ઓળખાણ નિજની ના પડવા દીધેલી. કે૦ ૧
દેખાય જળ અને એ ઝાંઝવા જરૂર તો
મૃગલે કાં ફાળ ભરેલી, કે૦ ૨
લલચાવે લાખ લાખ આપીને લાલચો,
હાથ નવ આપે અધેલી. કે૦ ૩
પડે પછડાય તોય જાય જીવ પાછળે,
ભૂરકિયો નક્કી નાંખેલી. કે૦ ૪
કહે આપું ટોપરૂં ને હાડ કરે ખોખરૂં,
તોય એ તે માત શું હરેલી. કે૦ ૫
આપતાં અજંપ એને આવે ન કંપ જરી,
એવી તે કેવી એની કેલિ? કે૦ ૬
ઇચ્છે ન જીવ તોય આવી ન જાય એ,
એવી અપલક્ષણી હરેલી. કે૦ ૭
અવિદ્યા છે નામ જેનાં, દમતાં છે કામ એનાં,
અજ્ઞાને ગિભી કરેલી. કે૦ ૮
વંધ્યાની બેટિ એ, કોને વરી ભેટી એ,
નક્કી હશે જાદૂએ જોયેલી. કે૦ ૯
પરવશ કરીને જીવ નાંખે એ પિંજરે,
કોઈએ ન જોઈએ રીઝેલી. કે૦ ૧૦
ઓળખી એવી એ જેણે મોહી શકી ન એને,
સ્વરૂપની શોધો થયેલી. કે૦ ૧૧
પ્રકૃતિ ને રૂપ વળી પાંગરી રહેલી,
આપથી જ સૌ કરી શકેલી. કે૦ ૧૨

મૂળમાં વિકારી એને આપે સ્વીકારી તો,
મોહ પાશ નાંખી રહેલી. કે૦ ૧૩
પ્રિછે ન કોઈ જેને ઇચ્છે સૌ કોઇ એને,
એવી તે કેવી અલબેલી. કે૦ ૧૪
રમવા રચી તમે જ રાચી રમિયે અમે જ,
એવી શું હોડો અકેલી. કે૦ ૧૫
રમતો એ રોષ શા જીવના એ દોષ શા,
અંતે જો લ્યો એ સંકેલી. કે૦ ૧૬
સંતે સંકેલી વ્હેલી, અંગે અંડેલી ઠેલી,
કરવાને આપશું જ કેલિ. કે૦ ૧૭
આત્મને વરેલી ત્યારે વિદ્યા હરેલી એ,
જે વડે જ જ્યોતિઓ જડેલી. કે૦ ૧૮



## તુજ મુખ મોરલીવાળું

(અમે તો તમારા બે દિનના મેમાન, –એ રાહ)

તુજ મુખ મુરલીવાળું, કન્હૈયા તુજ મુખ મુરલીવાળું
હું એક વાર નજરે ન્યાળું, કન્હૈયા૦ ૧
અધમ ઉદ્ધારણ તો તો જાણું
જો બિરદો તું પાળું. કન્હૈયા૦ ૨
અથવા કહે એના ઉપાયો,
કરી અંતર અજવાળું. કન્હૈયા૦ ૩
શા માટે સંતાડે મુખડું,
કરજે ટપકું કાળું. કન્હૈયા૦ ૪
નજર ન લાગે નિજનાં આગે,
કાં જૂદારા ભાળું. કન્હૈયા૦ ૫
જે મુખ શુક સનકાદિક ઝંખે,
એ હું કયાંથી ન્યાળું. કન્હૈયા૦ ૬

જેણે જોયું એ નવ જન્મ્યાં,
ભવ ભય હરવા વાળું. કન્હૈયા૦ ૭
અમૂર્ત અનુપમ રૂપે રમતો,
અંતર આપ નિહાળું. કન્હૈયા૦ ૮
તદપિ નેત્રો આમ સતાવે,
જોવા રૂપ રસાળું, કન્હૈયા૦ ૯
આજ ન તો આગે દાખવજે,
જવ છેલ્લાં નેત્રો ઢાળું. કન્હૈયા૦ ૧૦

## દર્શન

( અમે તો તમારા બે દિનના મેમાન,–એ રાહ )
કહે સાભળ દર્શન દઇશું, ત્યારે તમથી જૂદા લઈશું,
પછી એકત્વે ક્યાંથી રહીશું. ત્યારે૦ ૧
એવી ઇચ્છા અમથી કરો છો, જૂદા જોતાં જઇશું. ત્યારે૦ ૨
હું, તું ભેદો ભાગ્યા વિણ તે ક્યાંથી ભેગા થઈશું. ત્યારે૦ ૩
નેત્રે જોવા ન્યારા કરવા, મનને ઇચ્છા થઈ શું ? ત્યારે૦ ૪
મન ઈંદ્રિયની માયા રાખ્યે, અમે જૂદારા લહીશું. ત્યારે૦ ૫
જ્યમ છે ત્યમ સંતોષ જ માનો, ઉર આનંદ રહીશું. ત્યારે૦ ૬
દર્શન ઇચ્છો કે ઉર ઇચ્છો, કહો અમે ત્યાં રહીશું. ત્યારે૦ ૭
અગ્ર તમે પણ અમે ન એવા, બિરદ ધર્યા એ વહીશું. ત્યારે૦ ૮

## કારમી કરામત

( ધનાશ્રીની ચાલ )
અતિ કારમી કરામત તમારી, વિરાટ અતિ કારમી કરામત તમારી.
ભેદ લેતાં બ્રહ્માયે ગયા હારી. વિરાટ૦ ૧

ચેતન અચેતનની આવી આ ગુંથણી,
કયારે કરી રે મોરારી. વિરાટ૦ ૨
રમવા રચી રે તમે ભૂલ ભુલામણી,
વિસર્યા નિસરવાની બારી. વિરાટ૦ ૩
આંધળા ને પાંગળાએ માંડી મુસાફરી,
માયાની રાત અંધારી. વિરાટ૦ ૪
વિષયના વ્યસને જીવને ચડાવીને,
મમતાએ માંડી ખુવારી. વિરાટ૦ ૫
અજ્ઞાન આવરણ અદ્‌ભુત ઓઢાડીયાં,
જોઈ ન જ્યોતની કિનારી, વિરાટ૦ ૬
શાસક જણાય ના શક્તિ જણાય ના,
દંડી મારે રે દરબારી. વિરાટ૦ ૭
કૌતક ભરેલ આવા કોયડા અનંતના,
કર્તા ગણાવ અવિકારી. વિરાટ૦ ૮
આના ઉકેલ નથી કોને સુઝેલ શ્યામ,
બુઝે એની બલિહારી. વિરાટ૦ ૯
માયા મેરામણની પાર થવાને કરી,
કાગળની હોડીયે સવારી. વિરાટ૦ ૧૦
સારૂં સુઝયું કે રહ્યા સર્વેથી વેગળા,
નહીંતર હતી હાડમારી. વિરાટ૦ ૧૧
વારૂ કર્યું જે વરી વેર્યાં અજ્ઞાન આ,
માયામાં મસ્ત નરનારી. વિરાટ૦ ૧૨
કલના એ કાળની, કેલિ જીવ બાળની,
આપ રહ્યા બંધન સ્વિકારી. વિરાટ૦ ૧૩



## ફુલેકું

( સખી રે હું તો જમનાજી ગઈતી પાણી, —એ રાહ )

જીવન, જીવે જાગતાં જ સ્વપ્ન એક જોયું,
હતું ખોટું એ તોય ભાન ખોયું. જીવન૦ ૧
માયા વંધ્યાના સુતનું ફુલેકું,
અહંકાર વર નજરે ન દેખું. જીવન૦ ૨
ઘટ ઘરમાં છે મન રહ્યું મ્હાલી,
એણે માયા કરી છે ઘણી વ્હાલી. જીવન૦ ૩
વસે વિષયો વડીલ રૂપ ઘરમાં,
નથી કોશર કરતા એ જરી જરમાં. જીવન૦ ૪
કામ ક્રોધ લોભ મોહ મદ દેહે,
એના હુકમ માને છે સહુ સ્નેહે. જીવન૦ ૫
મન એને પૂછીને કામ કરતું,
એની મરજી રાખીને ફુલી ફરતું. જીવન૦ ૬
રાગ દ્વેષ વીર વરના વાદીલા,
એ તો કજીયાના નટખટ નાદીલા. જીવન૦ ૭
સુતા સ્વાદુ ઇંદ્રિયો ખંતીલી,
કોઈ કામે જણાય નહીં ઢીલી. જીવન૦ ૮
ખાતાં પીતાં ફરતાં ને વળી હરતાં,
એને કોઈ રોકાણ નથી કરતાં. જીવન૦ ૯
વળી આશા તૃષ્ણાદિ દિકરીઓ,
જેની સૌને પડે છે ઘણી ચરિઓ. જીવન૦ ૧૦
કામ આવે ન તોય કર લેતી,
એની ચિન્તામાં મા સદાય રહેતી. જીવન૦ ૧૧
વડી પુત્રી છે લાજ જરા સમજુ,
કહે બેનોને આ કરો અણુકતુ. જીવન૦ ૧૨

મન મોહે વારી ન એને શકતું,
એની પ્રીતિએ દોષ ના પ્રગટતું. જીવન૦ ૧૩
એને સુખે સુખી ને દુઃખે દુઃખી,
કેમ થાય નહીં એ ગણાય કુખી! જીવન૦ ૧૪
વૃદ્ધ દાદી ને રૂપ બુદ્ધિ દેહે,
એને પૂછતું નથી રે કોઈ સ્નેહે. જીવન૦ ૧૫
આવી આંટીએ મન સલાહ લેતું,
કરી ધાર્યું ને દોષ ઢોળી દેતું. જીવન૦ ૧૬
એક મમતા માશીજી છે ઘરમાં,
કરે ઘટતા સત્કાર એ સ્વપરમાં. જીવન૦ ૧૭
કરે ઘરમાં ઘણું એ કારભારૂં,
જાણે કેમ વખાણ થાય મારૂં. જીવન૦ ૧૮
નાત જમણ વખાણે એ માટે,
એસે થાય રસોઈ ત્યાં પાટે. જીવન૦ ૧૯
હતી ઝાઝી કંકોત્રી છપાવી,
દીધી સ્નેહી સગાંમાં ખપાવી, જીવન૦ ૨૦
મિત્રમંડળનો સાથ નહીં થોડો.
એનો વરઘોડો ચડવો અજોડો, જીવન૦ ૨૧
મંડપ બાંધ્યા વિના તે કેમ ચાલે.
ભાઈ પૈસો તો આવી મળે કાલે. જીવન૦ ૨૨
રખે સુતને ઓછું રે કાંઈ આવે,
એમ માયા મા લાડ લડાવે. જીવન૦ ૨૩
હિત હાનિ સામું એ નથી જોતી,
માત પ્રીતિ સર્વસ્વ ખરે ખોતી. જીવન૦ ૨૪
અહંકાર વર્યો વાસના વિકારી,
એણે એની ગુલામી સ્વીકારી. જીવન૦ ૨૫

વર વહુના વધ્યા છે દોર ઘરમાં,
માંડ્યાં જોર જુલમ એણે છરમાં. જીવન૦ ૨૬
અતિ વસમી એ વાસના વધુ છે,
એણે વશ કરેલ સાસરૂં બધું છે. જીવન૦ ૨૭
કોને જંપવા ન દેતી જરિયે,
કહે મન, 'આણી આપણે, શું કરિયે?' જીવન૦ ૨૮
દુઃખી દુઃખી કર્યાં છે એણે સર્વે,
અતિ ફાલી રહી છે એ તો ગર્વે. જીવન૦ ૨૯
જન્મ જન્મ એનો વંશ નવ ટૂટ્યો,
એના પાશથી કદી ન જીવ છૂટ્યો. જીવન૦ ૩૦
વાગી ખંજરીઓ કાળની અકાળે,
જીવ જાગી ઉઠ્યો રે એની ફાળે. જીવન૦ ૩૧
ગયો ઝબકી ને આંખ ગઈ ઉઘડી,
ત્યારે સ્વપ્નાની ભ્રાન્તિ ગઈ ઉખડી. જીવન૦ ૨૨
વિવેકથી જીવે પછી વિચાર્યું,
અરે ખોટું અજ્ઞાન મેં સ્વિકાર્યું. જીવન૦ ૩૩
ન હોય વંધ્યાના સુતનું કુલેકું,
ન હોય આકાશે ફુલ કોઈ એકું. જીવન૦ ૩૪
વ્યર્થ હર્ષ શોક મોહ ભય વ્યાપ્યા,
વૃથા એને સુખ દુઃખ અમે તાપ્યા. જીવન૦ ૩૫
સ્વપ્ન સંસાર માયા તો વંધ્યા,
ઊંઘ્યા માનવને જન્મ, કાળ સંધ્યા. જીવન૦ ૩૬
કવેળાએ ઊંઘ્યા એ ભૂલ કીધી,
પ્રભુ આપે જગાડી શુધ્ધ દીધી. જીવન૦ ૩૭
તમે અનુગ્રહે સાર સદા લીધી,
કોણે કોની લીધી એ શુભ વિધિ. જીવન૦ ૩૮



## ભરી અંબાની આંખડી અમીએ

( ધનાશ્રીની ચાલ )

ભરી અંબાની આંખડી અમીએ, સદૈવ ભરી અંબાની.
મા તારા જ અંકમાં રમીએ. સદૈવ૦ ૧
મા સદા તું રીઝતી મા કદા ન ખીજતી,
દોષ કરૂં રહેતી ખમી એ. સદૈવ૦ ૨
મા શિશુ તે શું કરે, નિર્બળ એ આખરે,
નેહ ભર્યે નેણથી નમીએ. સદૈવ૦ ૩
મા સ્નેહે સૂવાડજે સ્નેહે જગાડજે,
દેજે પ્રસાદ જે જમીએ. સદૈવ૦ ૪
મા કાલા રે બોલ તું ગણતી અમોલ તું,
કોણ એવી અન્ય તું સમી યે, સદૈવ૦ ૫
મા તારા ઉર વાસ હો તારા જીવ દાસ હો,
મા તારે જ શરણે શમીએ. સદૈવ૦ ૬



## સુર-સરિતાનાં મૂળ

( દરિયાને તીર એક રેતીની ઝુંપડી,—એ રાહ.)

સુર-સરિત રસ રેલી રહેલ ઉર
જેનાં જળપાન અતિ મીઠાં હોજી,
તીરે રહીને હું તો તરષા છીપાવતી
જેનાં ન મૂળ મુખ દીઠાં હોજી. ૧

કેમ કરીને મૂળ શોધું આ નીરનાં
જાદુ જણાય કો અનેરાં હોજી,
પીયું પીયું ને મને તરપાઓ વાધતી
ક્યાંથી જવાય આઘેરાં હોજી. ૨

પીતાં પિયૂષ મારા પ્રાણો ભીંજાય ને
શાન્તિ વળી છે સૌ અંગે હો જી,
તાપે તપેલ તન ટાઢાં થયાં ને ત્યાં
રમતા રસિક દીઠા રંગે હો જી. ૩
પૂછ્યું પૂછ્યું રે મેં પ્રેમે એ પુરૂષને
જોયાં તમે શું મૂળ આનાં હો જી,
કોયે જોવાય કે કોયે જવાય ના
એવા અગમ્ય રહેવાનાં હો જી. ૪
મધુરૂં હસીને મુખ બોલ્યા માયાવી
આએ અદ્‌ભુત મૂળ એનાં હો જી,
જોવાં રે હોય તો આવો દેખાડીએ
મીંચો આ મોહ ભર્યાં નેનાં હો જી. ૫
મીંચ્યાં એ નેણુ ત્યાં જોઈ કો જ્યોતને
ઊભરાયાં ઉર આનંદે હો જી,
જોયાં એ જ્યોતમાં સરિતા ને સાગરો
જોયા માયાવી રમે છંદે હો જી. ૬
ભૂલી ગઈ રે મૂળ સરિતાનાં શોધવાં
ભૂલી જીવન જ્યોત જોતે હો જી,
ઉઘાડો આંખ કહે કૌતક કરનાર એ
જોયું તો શિવ જીવ ગોતે હો જી. ૭



## ભક્તિએ ઉર મારાં ભરજો

( ધનાશ્રીની ચાલ )

આજ મંદિરમાં રૂપ મનોહર જો,
દેવાધિદેવ આવાં દર્શન દીધા કરજો,
રહેજો ધ્યાને અંતર નિરંતર જો. દેવા૦ ૧

માયાવી મન જાય જોવા જગત તો,
વિશ્વે વિરાટ રૂપ ધરજો. દેવા૦ ૨

જે જે કરૂં ને વળી જે જે વિચારૂં ત્યાં,
તરણુ તારણુ તમે તરજો. દેવા૦ ૩

જીવન જાણું નહીં હું શું શું રે માગવું,
તમને ગમે એ કર્યાં કરજો. દેવા૦ ૪

માગું માગું ને હું મનાવું ન માગતી,
જાણ્યું અજાણ્યું તમે કરજો. દેવા૦ ૫

નાના છો નંદ નંદ, જાણો શું જીવફંદ,
પ્રેમીનાં ચિત્ત ચોર્યાં કરજો. દેવા૦ ૬

જાવું જગત ને થાવું ભગત મારે,
માટે જગત તમે સરજો. દેવા૦ ૭

નેણોમાં નેણ થઇ વેણોમાં વેણ થઈ,
ભક્તિ યે ઉર મારાં ભરજો. દેવા૦ ૮



## એક જ ઓથ તમારી

( અમે તો તમારા બે દિનના મેમાન, એ રાહ. )

પ્રભુ એકજ ઓથ તમારી, અમારે એકજ ઓથ તમારી૦
તમે તો હેતુ રહિત હિતકારી. અમારે૦ ૧

સંસારીની સ્વાર્થી સહાયો,
થઈ પડતી અતિ ભારી. અમારે૦ ૨

લેવે દેવે નોખાં તોલાં,
ગણે એ હલકાં ભારી. અમારે૦ ૩

ત્રિગુણે ઘેર્યાં ઘટ ઘટ મનની,
નજરો ન્યારી ન્યારી. અમારે૦ ૪

શાન્તિ નવ આપે સંસારી,
જે પોતાને પ્યારી. અમારે૦ ૫
અન્યની લેતાં વધશે ધારી,
ઝુંટવે વિણુ કંપારી. અમારે૦ ૬
દુનિયાદારી એવી દેખી,
છૂપે શાન્તિ બિચારી. અમારે૦ ૭
કર્મભોગથી એહજ ડરતું
જેને નજર તમારી. અમારે૦ ૮
લીધે દીધે લાભ ન દીઠો,
વધુ શું કહું વિસ્તારી. અમારે૦ ૯
અનુપમ શાન્તિ ત્યારે આવી,
સ્હાય તમારી સ્વીકારી. અમારે૦ ૧૦
નિરંજન નયનો એવાં આપો,
જાય અમારી તમારી. અમારે૦ ૧૧



## નંદનંદનનો હિંદોળો

(ધનાશ્રીની ચાલ.)

નંદ-નંદનને ન્યારે હિંદોળે, ઝુલાવું નંદ-નંદનને ન્યારે હિંદોળે.
જેના યુગ યુગથી યોગ જીવ ખોળે. ઝુલાવું૦ ૧
હરિના હિંદોળ મેં તો હૈયામાં બાંધિયા,
જીવન ઝુલાવું ભાવ ભોળે. ઝુલાવું૦ ૨
જગને ઝુલાવતા ઝુલો જીવનમાં,
અંતર આનંદ ને હિંડોળે. ઝુલાવું૦ ૩
વૃત્તિ વ્રજાંગના હેલે હિંડોળતી,
જાગી જીવન આંખ ચોળે. ઝુલાવું૦ ૪

નાનેરા નંદ નંદ હસતા રે મંદ મંદ,
ખોળે મુખ માનું એ ટોળે. ઝુલાવું૦ ૫

ભક્તિની ભૂખ નંદ નંદનને નિત્યની,
લીધા મુકુંદ માયે ખોળે. ઝુલાવું૦ ૬

અંબાના અંક હું જાણું આ વિશ્વને,
શિવ રમે જીવ થઈ ખોળે. ઝુલાવું૦ ૭



## પિંડના પરાગ

( આવાં શાં જોર, એ રાગ. )

પિંડે ભર્યા શું પ્રભુ આવા પરાગ, જેમાંથી નાથ, નથી જાતા રે રાગ.
પળમાં કરમાય હરિ ખીલ્યા એ બાગ, ફરતા ફરેરે માંહી વિષયોના નાગ.
મમતાનાં ફૂલ અતિ મોહે ભર્યાં, જોતાં જોતાં રે એ તો ખીલી ખર્યાં.
ભોગોનાં પાણી પળવાર ના થમે, પાયાં પાયાં ને એ તો પૃથ્વીમાં શમે.
જંતુ કરડે રે સંગ રૂપી અથાગ, તોયે ન જાય એના બાગોના રાગ.
ડસશે રે કાળનાગ બીકો અપાર, સંયમના સાંડસા ન રાખે રે સાર.
ધાર્યાં સારાં ફળ ના રે ખવાય, તૃષ્ણાભર્યો રે ચોરવાને લલચાય.
વનમાળીના ભય ધરે ના લગાર, ઘેરે અજાણ એ ખાતો રે માર.
પિંડ પરાગ મોહ ઓછા ધરે, માળી સોંપ્યાં કંઈક કામ જો કરે.
વનમાળી બાગ એને સોંપી સૂવે, દુઃખે સુખે એની ખબરો જુવે.
માળી રીઝે તો ફળફૂલની ન ખોટ, ચોરી કરીને નવ મૂકવી રે દોટ.
માળી શોધે કોઇ સારો કામદાર, પડે વિશ્વાસ તો સોંપે કારભાર.
મન ભરાય મોહ ના રહે લગાર, લાગે પછી તો થાક નિસરે એ બ્હાર.
જાણે જૂઠા રે એ પિંડ ને પરાગ, જૂઠા જીવનના જૂઠા આ બાગ.
વાસના છુટચે નહીં માળી ને બાગ, જાણી માણીને થાય જૂદો મહાભાગ.
તૂટયા રે રાગ ને બાગોની બહાર, પિંડ પરાગ અને છુટયા સંસાર.



# કમળભૂનું કારખાનું

( ધનાશ્રીની ચાલ. )

કારખાનું કેવડું તમારૂં, કમળભૂ, કારખાનું કેવડું તમારૂં,
જેને મોહી રહ્યું મન આ અમારૂં કમળભૂ૦ ૧
કેટલાક કામદાર કામો કરે છે, કોણ કરે છે કારભારૂં. કમળભૂ૦ ૨
કેટલા છે કારકુન, કેટલા કારીગર, કારખાનું કેવડું તમારૂં. કમળભૂ૦ ૩
કર્મે લખાય ક્યાં, ભાગ્ય ઘડાય ક્યાં, જીવન જડાય ક્યાં અમારૂં. ક૦ ૪
હૈયાં ઘડાય ક્યાં, હાડો જડાય ક્યાં, કોણ જુવે સારૂં નઠારૂં. ક૦ ૫
ધર્મે ચડાય ક્યાં, કર્મે પડાય ક્યાં, કેદખાનું કેવું એ અમારૂં. ક૦ ૬
કોણ અહીં મોકલે ને કોણ વળી તેડી લે, નિયમન કોણ કરનારૂં. ક૦ ૭
કોણ કમળભૂ એ કારખાને આવતું, કોણ વળી જાય પરભારૂં. ક૦ ૮
સાંભળ્યું સુભાગીઓ સીધા સીધાવતા, સ્વર્ગ સદન ક્યાં તમારૂં. ક૦ ૯
કૃપા રે કરીને વળી કહો રે કમળભૂ, સંતોનું શુંય છે થનારૂં. ક૦ ૧૦
કલ્પતાં એ કારખાનું કોડ ગયા છે, મન મુંઝાય છે અમારૂં. ક૦ ૧૧
કારખાને કામ કરી થાકયાં કમળભૂ, દાખો નીસરવાનું બારૂં. ક૦ ૧૨
કરગરી કરજોડી કહીએ, કમળભૂ, ચરણ દેખાડો તમારૂં. ક૦ ૧૩
ભાગ્ય વિધાતા હો ભવની રે પાર છો, અઘરૂં છે આવવું અમારૂં. ક૦ ૧૪
બાળકના બાપ છો, પાળક એ આપ છો, દીનબંધુ નામ છે તમારૂં. ક૦ ૧૫
મ્હારૂં તમારૂં એ જીવની વિડંબના, આગવું છે સ્થાન રે તમારૂં. ક૦ ૧૬
એક અદ્વૈતમાં દીસે આભાસ સૌ, આપથી નથી કાંઈ ન્યારૂં. ક૦ ૧૭
સૂત્રધાર રહીને આ સૃષ્ટિ ચલાવતા, અક્ષય્ય ધામ છે તમારૂં. ક૦ ૧૮



## હે હરિ હાથ ધરોને

( એ દિનના મેમાન તમારા, એ રાહ. )

હે હરિ હાથ ધરોને, અમને પોતાનાં જ કરોને,
ભરીને આપથી ઉર-સરોને; અમને૦ १
અમતમ વચ્ચે પડયા પટંતર એ અળગા જ ધરો ને. અમને૦ २
હ્રદય રહ્યાં રૂપો નવ નિરખું, એ અજ્ઞાન હરો ને. અમને૦ ३
શ્યામ વિના સિંહાસન સૂનાં, સોહાવો જ ધરોને. અમને૦ ४
ભેદભાવ બ્રહ્માંડે ભાસે, એહ કરો જ પરો ને. અમને૦ ५
આપ વિના નવ અંતર આવે, એવા ભાવ ભરો ને. અમને૦ ६
ચંચળ ચિત્તને સ્થિર કરીને, એમાં આપ ઠરો ને. અમને૦ ७
હાથ અમારા હરિ ધરીને, પ્રેમે પાર કરો ને. અમને૦ ८



## શરણાગતિ

( એ દીનના મેમાન તમારા, એ રાહ. )

હરિ તમ હાથ અમારી લાજ, હરિ તમ હાથ અમારી લાજ,
નથી પ્રભુ આપ કૃપાને પાજ; હરિ૦ १
અવધ વિહારી અધમ ઉધારી, અવધે કરીઆં રાજ. હરિ૦ २
જન્મ ધર્યા યુગયુગ જગજીવન, કરવાને એ કાજ. હરિ૦ ३
પતિત અમો છું શરણુ તમારે, નથી સાધનના સાજ. હરિ૦ ४
આપ વિના અવધેશ અમારા, સૂણશે કોણ અવાજ. હરિ૦ ५
આગે અમ સરખાં કંઈ તાર્યાં, રોશન રાજ-રીવાજ. હરિ૦ ६
ભવ દરિએ ભગવાન અમારાં, ડૂબતાં તારો જહાજ. હરિ૦ ७
વિશ્વેશ્વર આ વિનતી અમારી, ઉર લાવો અધિરાજ. હરિ૦ ८
આર્તજનોને આપ્યાં દર્શન, આપે ધરી દિલ દાઝ. હરિ૦ ९
અમને દર્શન દિલમાં આપી, લાજો રાખો આજ. હરિ૦ १०
અથવા અમ્મર આત્મા દાખી, હ્રદય રહો રઘુરાજ. હરિ૦ ११



# અંતરની આરત

( રૂક્ષ્મણી હરણનો રાહ. )

દીનબંધુ જરી દૂર ન થાશો, મ્હારે તો જોત્યો તમારી રે,
ઉપેંદ્ર ઉપેક્ષા એ નવ ઘટે તમને, અનન્ય આધાર છો શ્રીહરિ રે. ૧

જીવન જ્યોત ઝાંખી થતાં, જીવન, જીવન ઝાંખાં થઈ જશે રે,
રસ રૂપ છો રસ વિણુ નહીં રીઝો, ક્યાંથી લાવીશ એ ખાલી હશે રે. ૨

અંતર આસન આપ અજન્મા, પ્રેમ પૂજાએ પ્રસન્ન કરૂં રે,
સાજ સામગ્રી ન જોશો સામળીઆ, જે છે તે હું તમને ધરૂં રે. ૩

રાજરાજેશ્વર તમ જોગ જગમાં, જોયે કાંઈ જડતું નથી રે,
પૂર્ણકામીને શી રે કમીના, નિર્ગુણ નિગમ કહેતા કથી રે. ૪

મ્હારૂં મ્હારૂં મનને મ્હેં જે માન્યું, તે પણ મ્હારૂં ના થતું રે,
સ્મરણુ સેવા કરવાને તમારી, રોકું તોયે એ બીજે જતું રે. ૫

અનન્ય પ્રીતિના તમે અનુરાગી, જીવની શક્તિના જાણુ છો રે,
એના એ દોષ જોયે કયમ ચાલે, જીવનાયે જીવન પ્રાણુ છો રે. ૬

અખંડ દયાઓ વિભુ તમ વરસે, તોએ તૃપ્તિ કેમ ના થતી રે,
શું રે ઇચ્છે મ્હારૂં મન તે ન સમજું, ઉરની ઉણપ તો ના જતી રે. ૭

અંતરયામી અંતરમાં બિરાજો, સૂઝે મ્હને તમે ભાણુ છો રે,
માગ્યું જે આપ્યું તો આ પૂરૂં કરજો, અજાણ નથી પ્રભુ જાણુ છો રે. ૮

અપરોક્ષ થવાની ઊણપ પૂરો, એટલું બધું તો માગું નહીં રે,
વિરહનાં દુઃખ મધુરાંરે મ્હારે, સ્મરણ સુખે સહેવાં સહી રે. ૯

સ્મરણ શાન્તિએ જીવન જીવું, એટલું તો માગ્યું આપજો રે,
દીનબંધુ દયા દેખું તમારી, દિવ્ય ચક્ષુઓ એ સ્થાપજો રે. ૧૦

પૂર્ણકામી છો પૂરશો એ આશા, અમને શેની હરિ, આપદા રે,
ખોટ ખજાને નથી અલબેલા, પૂર્ણ છો, પૂર્ણ રહેશો સદા રે. ૧૧



## પાર ઉતારો પ્રભુ

( વાણેરાં ભલાં વાયાં રે-એ રાહ. )

ભવસિન્ધુ વિષે મ્હારૂં નાવ, પાર ઉતારો પ્રભુ,
મ્હારા ધ્રુવ તારલા તમે થાવ, માર્ગ બતાવો વિભુ. ૧
મ્હેં તો અજાણી સફરો આદરી, નવ જાણું ઉતરવાના દેશ. પા૦ ૨
મ્હને ખોટા મળ્યા રે ખલાશીઆ, પંચવિષયે ધર્યા વેષ બેશ. પા૦ ૩
એને ભરોંસે હોડી છોડી દીધી, એને વશ થયાં તનમન બેહાલ. પા૦ ૪
હોત ધર્મ હોકાયંત્ર હાથમાં, તો તો સૂઝત સાચી ચાલ. પા૦ ૫
વાધી ચિંતા ને મન રે ઉચાટમાં, વળી ભૂખે હર્યાં છે નૂર. પા૦ ૬
મ્હેં તો પુન્યનાં ભાથાં લીધાં નહીં, ભૂખ્યાં કેમ પ્હોંચાય જાવાં દૂર. ૭
મધ્ય દરિએ મોહમગર વીંટી વળ્યા, પુત્ર કલત્ર વમળે ચડયાં વહાણ. ૮
વમળ જોવામાં જોખમ વિસર્યાં, પણ વમળે તો વાળ્યા ઘાણ. પા૦ ૯
સંત સંગાથ સંગ લીધા નહીં, એ તો કંઈક બતાવત વાટય. પા૦ ૧૦
નાવે નામી લીધો હોત ખારવો, તો તો નવ હોત આવડા ઉચાટ. ૧૧
વૃદ્ધાવસ્થાના વાયા વાયરા, મ્હારાં ડોલવાને લાગ્યાં નાવ. પા૦ ૧૨
દૃઢ મનસઢ હોત જો સાથમાં, તો તો હાથ રહત કંઈક દાવ. પા૦ ૧૩
દેખી ભયને પ્રભુ મ્હને સાંભર્યાં, પાર પહોંચવા કીધા નાદ. પા૦ ૧૪
હારી એક માગ્યો એનો આશરો, મૂક્યાં મસ્તક એને પાદ પા૦ ૧૫
સાચા સાદ સૂણીને શ્યામ આવીઆ, હરિએ હેતેથી ઝાલ્યા હાથ.પા. ૧૬
જેમ ગજને કારણ પ્રભુ આવીઆ, તેમ આવ્યા ત્રિભુવનનાથ. પા૦ ૧૭
ભવતારણ મુજને મળી રે ગયા, મ્હારી સફળ સફરને કાજ. પા૦ ૧૮
મને નિજ દેશ નાથે દેખાડીઆ, જ્યાં અખંડ પ્રભુનાં રાજ. પા૦ ૧૯

# પાર તું પમાડજે

( શ્રીકૃષ્ણ વૃષ્ણીવંશ,– રાગ. )

પ્રભુ મ્હને પમાડજે તું પાર આ પ્રવાસથી,
અજાણુ આજ હું હરિ, અગમ્ય તું અવાસથી. ૧
ન ધર્મ ધ્યાન તીર્થ સ્નાન, દાન જ્ઞાન ના મ્હને,
સુસાધનો થયાં નથી, સુજાણુ, શું કહું તને. ૨
તથાપિ લક્ષ જીવને જરા તરા તુંમાં હશે,
ખરે થયા દયાકરા, ન નામ તુજ વૃથા જશે. ૩
અનુગ્રહો અનુભવું, એ આળખ્યા જતા નથી,
તથાપિ પ્રિય કયાં રમો, એ પારખ્યા જતા નથી. ૪
ન માગતાં મયા કરી, શું માગતાં મટી જશે ?
જીવત્વ ભાવ જાગતાં, પ્રભુત્વ શું ઘટી જશે. ૫
નજર નકી પડી ગઇ એ નાથ ખાલી ના જશે,
અમી પડયાં જ આંખથી, ઝીલ્યાં જીવે નકી હશે. ૬
પ્રતાપ પૂર્ણ તાહરા, અજાણુ જીવ શું લહે,
પરા પડયા જીવો પ્રભુ, કૃપા કૃપા મુખે કહે. ૭
અગમ્ય ભાવ અંતરે, ઉરસ્થ નાથ તું લહે,
અજાણુ જીવ આપતો, લહ્યા વિના વહી રહે. ૮
સનાથ નાથ હું સદા કદા ન આપદા કશી,
સબંધ સાંકડા જડયા, જવાય ના હવે ખશી. ૯
જરૂર જીવ શિવ તો, જૂદા કહું કઇ રીતે,
અભેદ ભાવ ભોગવ્યા, અપાર આપની પ્રીતે. ૧૦
તથાપિ લાજ રાખવી, હજી હરિ તું હાથ છે,
નચિંત નાથ હું હવે, સચિંત નાથ સાથ છે. ૧૧



## કંટક વન

( ક્યાં થકી આ સંભળાય મધુર સ્વર, એ રાહ. )

આ કંટક વન જીવ કેમ ? પડીઓ કંટક વનમાં કેમ ?
અલ્યા આવ્યો શું એમને એમ. પડીઓ૦ ૧
કર્મ કંટક વન વિશ્વ વટાવી, ક્યાં જાવાના નેમ. પડીઓ૦ ૨
પુણ્ય પગરખાં પ્હેર્યાં નહીં તેં, પાર થવાશે કેમ. પડીઓ૦ ૩
જ્ઞાન દીપક સાથે નવ રાખ્યા, કેડી કળાશે કેમ. પડીઓ૦ ૪
વિવેક વિસામો જાણે નહીં તું, મળે વિશ્રાંતિ જેમ. પડીઓ૦ ૫
માન સરોવર માંહ્ય મધુરાં, પાણી પ્રભુના પ્રેમ. પડીઓ૦ ૬
જે જળ ચેતન પૂર્ણ પ્રગટતાં, અમૃતસર એ હેમ. પડીઓ૦ ૭
કીર્તન કેડી પકડી લેજે, પંથ કપાશે ક્ષેમ. પડીઓ૦ ૮
નેમ હશે જીવ શિવ થવાના, તો નિશ્ચે થવાશે એમ. પડીઓ૦ ૯



## રાધાનાં રૂપ

( માન્યો મનનો મોહન વર પાંમીઆ જો,—એ રાહ )

માત રાધાની પાસ રણ છોડશું રે,
અમે શરણે જઈને કર જોડશું રે. માત૦ ૧

જેને રોમે રોમે તે રસીઓ રમે રે,
જેની સુરતાએ એક સામળ સમે રે. માત૦ ૨

જેણે વેર્યો આનંદ વ્રજ મંડળે રે,
એની શક્તિઓ કોણ કૃતિએ કળે રે. માત૦ ૩

જેને વેણે વેણે તે ઝરે ચાતુરી રે,
જેને નેણે નેણે તે સુરત માધુરી રે. માત૦ ૪

જેનાં અંતર ભર્યાં છે ભગવાનથી રે,
જેની તન્મયતા એક નંદ કહાનથી રે. માત૦ ૫

જેનાં પગલાં પૂંઠળ પ્રભુ ચાલતા રે,
ક્ષણ એકના વિયોગ જેના સાલતા રે. માત૦ ૬

પ્રેમ ભક્તિનાં મૂર્ત રૂપ રાધિકા રે,
જેણે અખંડ આનંદ ઉર સાધીઆ રે. માત૦ ૭

સહુ સખીઓ કળાઓ એની જાણવી રે,
બ્રહ્મવિદ્યાની એ રૂચા પ્રમાણવી રે. માત૦ ૮

ગોપ સદ્‌વિચાર નિત્ય વ્રજ ભોમમાં રે,
જેને ભ્રાન્તિના રોગ નહી રોમમાં રે. માત૦ ૯

શામ સુંદર વિના કો દ્વૈત દેખે નહીં,
સહુ સ્મૃતિઓ સદૈવ સામળની મહીં. માત૦ ૧૦

જેને બીજાં નજર નથી આવતાં રે,
એક રસીઆનાં રૂપ બધે વાસતાં રે. માત૦ ૧૧

એને રાગો ને દ્વેષ વિરમી ગયા રે,
સહુ ભાવો ભક્તિએ ભળી ગયા રે. માત૦ ૧૨

વ્રજ મંડળે રમે છે એક વાલમો રે,
અન્ય વિષયોની ત્યાં નથી માલમો રે. માત૦ ૧૩

પશુ પક્ષી ને પાન પ્રભુમાં સમ્યાં રે,
જેણે જોયા જગદીશ જન્મો વમ્યાં રે. માત૦ ૧૪

ધન્ય રાધા ને ધન્ય વ્રજ મંડળી રે,
મારી વૃત્તિ તું જાને એમાં જઇ મળી રે. માત૦ ૧૫

જેને હરિના વિના રે બીજાં તાનો નથી,
એજ શાસ્ત્રોના સાર, બીજાં જ્ઞાનો નથી. માત૦ ૧૬



## કૃષ્ણ ભ્રમર પ્રત્યે ઉક્તિ

(બે દિનના મેમાન-એ રાગ.)

કદી કઠણ ભ્રમર નવ થાતો, કમળશું કદી કઠણ ભ્રમર નવ થાતો,
નવ કોરી કમળ એ ખાતો. કમળ૦ ૧
કૃષ્ણ ભ્રમર, હું પ્રેમી પંકજ, અમ તમ એવો નાતો. કમળ૦ ૨
અણબોલ્યાં આમંત્રણ મ્હારાં, સ્વીકારીઆં તેં આતો. કમળ૦ ૩
બંધન જાણે તદપિ આવે, પ્રેમે ગાતો ગાતો. કમળ૦ ૪
મરણ લગી મુંઝવશે જાણે, તદપિ દૂર ન થાતો. કમળ૦ ૫
મુક્ત છતાં તું મને પુરાયો, ગાળી બંધન રાતો. કમળ૦ ૬
પરવશ પડીઓ તદપિ પંકજ, પ્રેમે તું હરખાતો. કમળ૦ ૭
અમર કરી અલિ કીર્તિ તેં તો, કેદ કરાવી જાતો. કમળ૦ ૮
ભેદ ભ્રમર તું એકજ જાણે, પંકજ પીયૂષ સ્હાતો. કમળ૦ ૯
ભોગી ભ્રમર તું પ્રેમ પીયૂષનો, પંકજ ઉર સંતાતો. કમળ૦ ૧૦



## કનૈયાને

(કાયા કારણ ભેખ૦-એ રાગ.)

શું શું જોઈએ તે જરા કહેને કનૈયા, ત્હારે શું શું જોઈએ૦
અરે અંતર ખોલીને બોલી દેને. કનૈયા૦ ૧
વૈષ્ણવ લાલા તો તુજને લાડો લડાવે,
દર્શન આપે શું એક એને. કનૈયા૦ ૨
માખણ કે મીસરી તું મુજથી ન પામીઓ,
તેના ડચુરા હોય તો કહેને. કનૈયા૦ ૩
માખણશાં મન મ્હારાં તાવી તેં નાખીઆં,
તત્વો થયાં; શું ત્યાગે તેને? કનૈયા૦ ૪

સાકરને તોલ સ્નેહ શું રે ન ઉતર્યો,
જીવન, જવાબો જરા દેને. કનૈયા૦ ૫
નિત્યનિત્ય માળા તારે નવલી રે જોઈએ,
ઊર્મિની માળા પ્હેરી લેને. કનૈયા૦ ૬
હેમહીરાની તુજને ટેવ નથી રે ત્રિકમ,
કોણે ઘડાવ્યાં ગોકુળ કહેને. કનૈયા૦ ૭
યમુનાના આરા જોઈએ, વૃંદાના ક્યારા જોઈએ,
અંતર બનાવ્યા, જોને એને. કનૈયા૦ ૮
મંદિર કરાવું ને મૂર્તિ ઘડાવું કહાના,
પૂજાના કોડ હોય તો કહેને. કનૈયા૦ ૯
માટી ચુનાપેં મન મંદીરિયાં મોંઘાં,
સામળ સમજાવું તને શેને. કનૈયા૦ ૧૦
મન સુધી સુરવે માયાનાં મંદિર,
નિર્ગુણ કરવાં શું ત્હારે તેને. કનૈયા૦ ૧૧
માગો નવનિત અને ચોરોરે ચિત્ત રીત
સાચી દીઠી રે આવે ચ્હેને. કનૈયા૦ ૧૨
એરે અમૂલા મેં તો આપી રે મૂકીઆં,
કે એ ચોર્યાં તેં એ તે કહેને. કનૈયાં ૧૩
એરે ચોર્યાં તો હવે શાથી શું આપીએ,
બાકી રે હોય તો બોલી દેને. કનૈયા૦ ૧૪
બદલામાં જેને જે તેં આપ્યું રે હોય તે,
હૈયે હવાલે કરી દેને. કનૈયા૦ ૧૫
દર્શન ન દેવાં હોય તો ટ.કાને રૂપ હદે,
રમતો સદૈવ આમ રહેને. કનૈયા૦ ૧૬



## સામળા સોહામણા

( કાલે પરણાવશું ગોપી, —એ રાગ )

સામળા સોહામણા, કાળા કોડામણા,
વારી લઉં વારણાં, એ સામળા૦ ૧
ધન્ય નંદ બારણાં, ઝુલે પ્રભુ પારણાં,
ધન્ય એ હુલામણાં, એ સામળા૦ ૨
દુષ્ટને ડરામણા, મામાને મુંઝામણા,
ભકત લીએ ભામણા, એ સામળા૦ ૩
જગને ઝુલામણા. અધમ ઉધારણા,
સંત શોક હારણા, એ સામળા૦ ૪
અવતાર સંત કારણા, ભકત લહે તારણા,
ધન્ય એવી ધારણા, એ સામળા૦ ૫



## રીઝાવું કેમ કરી

( રઘુનાથજીનો ખૂબ રંગ ખીલ્યો, —એ રાગ )

તું તો રાજનો રાજ મહારાજ, રીઝાવું કેમ કરી,
એવી વસ્તુ નથી વળી કોઈ, મુંઝાઉં મનમાં હરિ. ૧
તારા પાર પ્રભુ કોઈએ ન જાણ્યા,
સંત શાસ્ત્રોએ, કંઈકંઈ વખાણ્યા,
ભેદ ભાગો એ નાથ અજાણ્યા. હો રાજ૦ ૨
પ્રભુ તને કોઈએ પ્રત્યક્ષ નવ દીઠો,
વણ દિઠયે તું આવડો શું મીઠો,
નવ દેખું હું શોધું જો પીઠો. હો રાજ૦ ૩
નાથ લક્ષ્મીનો પૈશે શું રીઝે,
અભિમાનભર્યાં કર્મોથી ખીજે,
ભેદભાવે ભુધર કેમ ભીંજે. હો રાજ૦ ૪

તને રીઝાવી કાંઈ નથી લેવું,
નથી કરવું હવે લેવું દેવું
લેવાં દેવાંથી, પર મ્હારે રહેવું. હો રાજ૦ ૫

પણ પ્રીતિ તો આ નહીં તૂટે,
ભલે બ્રહ્માનાં આયુષ ખૂટે,
આ તો સહજ પ્રીતિ કેમ છૂટે. હો રાજ૦ ૬

પ્રભુ કો રીઝે ને કોણ રીઝાવે,
એના પાર કહો, કોણ બતાવે,
તમે રીઝો તો અંત એના આવે. હો રાજ૦ ૭



## સાચા મર્મો સમજી ધર્મો પાળીએ



( સુજનો, સાચા શ્રુતિવેત્તા ગુરૂ સેવીએ–એ રાગ )

સુજનો, સાચા મર્મો સમજી ધર્મો પાળીએ,
બાહ્યાચરણે રીઝે નહી રણછોડ જો.
સાધન સાધો લક્ષે રાખી આત્મને,
પુરૂષોત્તમ રીઝે ને પૂરે કોડ જો. સુજનો૦ ૧

તીર્થોદકથી ન્હાયાં નિયમો ધારીને,
તો તો તજવા મન બુદ્ધિના મેલ જો.
આસુરી સંપદ્‌ના અવગુણ ટાળતાં,
શુદ્ધ મન થાતાં સાંપડે છે સ્હેલ જો. સુ૦ ૨

ઝાઝા રે ઉપહારે પ્રભુને પૂજીઆ,
તો તો ઘટતા જીવે ઈશ્વર ભાવ જો.
પ્રતિમાની પૂજાઓ પ્રેમી પામવા,
ધ્યાતા ધ્યેય ને ધ્યાને એકજ થાવ જો. સુ૦ ૩

વિધવિધનાં દાનો જો દીધાં પ્રેમથી,
મારૂં તારૂં ન ધટે ધનમાં પ્રેમ જો.
શોકાદિકના મોહ જીવ બુદ્ધિ ટાળવા,
વૈરાગ્યોના સાધો સાચા નેમ જો. સુ૦ ૪
ઝાઝા પાઠો અભ્યાસેથી કરી રહ્યાં,
તો તો કરવાં આત્મારામી મન જો.
આત્માને અનુલક્ષી થાય વિધાન જો,
તો તો અંતર અખૂટ ભર્યાં છે ધન જો. સુ૦ ૫
આદરથી આદરીઆ જો ઉપવાસને,
તો પછી વૃત્તિ કરવી હરિમાં લીન જો.
સ્મરણ સેવન હરિમાં મન રહેતાં સદા,
એ ઉપવાસે ટળતાં ભિન્નાભિન્ન જો. સુ૦ ૬
કર માંહે માળા ને જપરે આદર્યાં,
તો તો કરવા મન્ન તણા નિરોધ જો.
વિષયોથી વૃત્તિને પાછી વાળવા,
શાસ્ત્રે કરીઆ જપના જીવને બોધ જો. સુ૦ ૭
સતસંગો કીધા ને શાસ્ત્રો સાંભળ્યાં,
વર્ત્યાં વિણુ તો ન સરે આત્મા અર્થ જો.
હરિમાં મન રહે સંકલ્પો ના સ્ફુરે,
એ સતસંગે સાર બીજું સૌ વ્યર્થ જો. સુ૦ ૮
ભક્તિનાં અભિમાનો જો હોય અંતરે,
તો તો પ્રભુ વિણુ બીજું ન ભાસે અન્ય જો.
અધ્યારોપે અંદર બહાર હરિ રમે,
એ ભક્તિએ જીવન થાતાં ધન્ય જો. સુ૦ ૯
સાચા મર્મો સમજી ધર્મો પાળીએ,
તો તો નિશ્ચે રીઝે નંદકુમાર જો.
ત્રિગુણાતીતને તત્ત્વે કરીને પેખવા,
એ સાધનેથી ટળતા તનમન ભાર જો. સુ૦ ૧૦

ધર્મી ધર્મો જૂદાં તો પછી ક્યાં રહે,
તત્ત્વમસિના મર્મો ઉર ઉતારીએ.
સાધનના સંદેશા, પ્રભુને પામવા,
તન મન ધનથી એક વિભુ સંભારીએ. સુ૦ ૧૧

જગત ભૂલીને જોવા છે જુગદીશને,
સાચા ધર્મે સાચા મર્મો એહ જો.
જેમ ત્યમ કરીને જગદીશે મન ઠારવાં,
પ્રભુ પામ્યાં તો ધન્ય ધર્યા આ દેહ જો. સુ૦ ૧૨



## મનને



( સખી ઊણી આગોસરી રાત —એ રાગ. )

મન આત્માને ઓળખો ન કેમ, જે વડે જીવતાં રે,
જડે જડની રે સાથે સંબંધ જે વડે શીવતાં રે. ૧
દ્રષ્ય દ્રષ્ટા ને દ્રવ્યની પાર જેહ બિરાજતા રે,
વળી આપીને એને પ્રકાશ, સ્વરૂપો સાજતા રે. ૨
બાળ બાપના જન્મના પાર ક્યાં થકી પામશે રે,
કરે નિશ્ચય એ આપ અવતાર, સંશયને વામશે રે. ૩
મન ઇંદ્રિયને આપ્યા આધાર, આધેયને ક્યાં જડે રે.
જ્યારે ખોળણહાર ખોવાય, નજર ત્યારે પડે રે. ૪
જેના તેજે તપે બ્રહ્માંડ, સૂરજને શોધવા રે,
લઈ દીપક નીકળવાં બ્હાર, દીપ તેજ રોધવા રે. ૫
મન પામે ન માયાના પાર, માયાતીત ક્યાંથી મળે,
એને મળવાના તાપની મ્હાંય બળે તો એમાં ભળે. ૬
મન જીવતું ન એમાં સમાય, વિરોધીભાવે ભર્યું,
મન બુદ્ધિ ને ગુણશું સંબંધ, નથી એ આપે નર્યું. ૭

મન મૂકે પોતાના ધર્મ, આત્મરૂપ આપે જ એ,
થાય સાક્ષીમાં એના સમાસ, બ્રહ્મરૂપ ભાસે જ એ. ૮
જેના જ્ઞાને બધાનાં જ્ઞાન, અજાણ્યાં એથી રહે,
એને શાસ્ત્રો ને સંતો અમાર નિશ્ચે કરીને કહે. ૯
મન મૂકી માયાના ફંદ, પ્રભુના છંદે રહો,
ત્યારે આત્માના અનુભવ થાય, આપે એમાં વહો. ૧૦



## વાસનાનો પથારો



(ધન્ય જેણે હરિગુણ ગાયા, -એ રાગ)

વાસનાની વેદના વિચારો, વિલાસી તમે વાસનાની વેદના૦
માત્ર ફંદે ત્યાં જીવ ફસાનારો. વિલાસી૦ ૧
વાસના વધારીને માયા પસારી તો
દીઠો ન જીવનો કિનારો. વિલાસી૦ ૨
વાસનાએ સંચિત ને વાસનાએ ક્રીયમાણ
જન્મ લેવાનો ઉધારો. વિલાસી૦ ૩
વાસના વીંટાઇ જીવ વાર વાર જન્મિયો
આપે થયો એ બિચારો. વિલાસી૦ ૪
ધરીઆ કંઇ જન્મ અને ફરીઆ કંઇ કાળ જીવ
પાથરીને વાસના પથારો. વિલાસી૦ ૫
અમ્મર અનંત એ વાસના-વિટંબણા
અવનવા બાંધતી મદારો. વિલાસી૦ ૬
તોડી તરછોડી એને થાવ જીવ મોકળા
અસંગ થઇ આત્મમાં પધારો. વિલાસી૦ ૭



# જય જય જુગલ કિશોર

( અમે તો તમારા બે દિનના મહેમાન, એ રાહ. )

જય જય જય જય જુગલ કિશોર,
જય જય નટવર નવલ કિશોર,
જય જય મોહન મદન કિશોર. જય જય૦ ૧
જસોદા જાણે જીવન કનૈયો,
દિલ દ્રષ્ટિના દોર. જય જય૦ ૨
તાત લહે અમ અમર નામો,
યુગ યુગ નંદ કીશોર. જય જય૦ ૩
અગ્રજ બંધુ રોહિણી નંદન,
શેષ સનાતન ઓર. જય જય૦ ૪
રાધા પ્રેમે પુલકિત અંગે,
માને ધન મન મોર. જય જય૦ ૫
મદમાતી મહિયારી માને,
મનહર માખણ ચોર. જય જય૦ ૬
ગ્વાલ બાલ ને લક્ષે લીલા,
મોહન મસ્તીખોર. જય જય૦ ૭
દેવાદિક જે દર્શન ઇચ્છે,
એના ગોકુળ સ્હેર. જય જય૦ ૮
જ્ઞાની મુનિને ધ્યાને રહેતા,
ફરે વન ખરે બપોર. જય જય૦ ૯
વદને વિશ્વો જોયાં જનુની,
યાદ રહ્યાં અધ પ્હોર. જય જય૦ ૧૦
સ્નેહી સખા અર્જુને ભૂલ્યા,
એ માયાઓ ઓર. જય જય૦ ૧૧

અજ ઈંદ્રાદિ એમજ માને,
તોડે એ પદ તોર. જય જય૦ ૧૨
કંસ કષાય ભરેલો માને,
મરણુ મૂકાવે જોર. જય જય૦ ૧૩
કુંતા દ્રૌપદી દિલમાં જાણે,
જીવન રક્ષક ઑર. જય જય૦ ૧૪
અદ્ભુત લીલા અદ્ભુત શાલા,
અદ્ભુત ચતુર ચકોર. જય જય૦ ૧૫
ભક્ત ચિત્ત ચાતક લીલાનાં,
નવઘન નંદ કિશોર. જય જય૦ ૧૬
જગજીવન જ્યોતિ જીવ જીવના,
જય જય જુગલ કિશોર. જય જય૦ ૧૭

✤ ✤ ✤

## ફળ નક્કી એ કર્મનાં



( દોહરાનો રાહ. )

જીવ જાણજે તુજ જીવનને, જોનાર જાગ્રત છે સદા,
કો કર્મ કેવાં કબૂલવાં, એ જાણતો એની અદા. ૧
સાવધ રહી સત્ કર્મમાં, અનુચિત આચરવાં નહીં,
એમ ધારશે તું મન મહીં, પણ દૈવ દોરી જશે કહીં. ૨
સામાન્ય જન મન માનશે, આ મેં કર્યું આ તેં કર્યું,
પણ પ્રવિણ પ્રીછી ચાલશે, જે દોષ દીધે શું સર્યું. ૩
થઇ પ્રકૃતિ આધિન તું, અવગુણને નવ ઓળખે,
પણ માફ એ ના થઇ શકે, ના કાયદા કાચા લખે. ૪
અનુતાપ આપે આજ જે, તે ફળ નકી એ કર્મનાં,
ફરી આચરે જો એહવાં, તો કામ એ બહુ શરમનાં. ૫

તું આશ એવી રાખશે, કે ક્ષમાકર્તા મહાન છે,
એ માફ કરશે કયાં થકી, જેહને સર્વ સમાન છે. ૬
પરિતાપ પર જે પામશે, તે તું રૂપે કયાં અન્ય છે,
એકત્વ માટે ભોગવે, એ ભાગ્યના અનુબંધ છે. ૭
એ ભોગ હોશે આકરા, તું કયાં નજર જોતો નથી,
મહાજ્ઞાનીયે ગુણ વશ થઇ, કદિ કદિ કયાં રોતો નથી. ૮
આ જીવન પુરૂં થઇ જતાં, સંગાથ શું શું આવશે,
એ ભાન કદિ ના ભૂલવું, કંઇ ફંદ ત્યાં ના ફાવશે. ૯
દુઃખથી ડરિયે જ્યાં લગી, ત્યાં લગી ડરીને ચાલવું,
પડઘા પડે શુભ અશુભના, માટે વિચારી મ્હાલવું. ૧૦
પ્રાજ્ઞો પ્રભુ વ્યાપક લહી, ડરતા સહુ દુષ્કર્મથી,
સદ્બુદ્ધિએ મ્હાયર રહે, સહુ કર્મના એ મર્મથી. ૧૧
ગતિ કર્મની અતિ ગહન છે, ભૂલા પડે છે ભલભલા,
તું શામ શરણ થઇ જજે, એ આપશે એની કલા. ૧૨



## કોની કને ઉર ખોલું

(તમારા બે દિનના મેમાન-એ રાહ.)

કહે કોની કને ઉર ખોલું, કનૈયા કોની કને ઉર ખોલું.
કોઇ બુઝે નહીં કયાં બોલું કનૈયા૦ ૧
પ્રેમીની ગત પ્રેમી જાણે,
શું જાણે જગ રોલું કનૈયા૦ ૨
કો જાણે પણ જીરવી ન શકે,
મન માયાવી પોલું. કનૈયા૦ ૩
કિમત ન કરે તેની કને કયમ,
ખોલું રત્ન અમોલું. કનૈયા૦ ૪

અકિંચન કો મુજ સરખું આવે,
તો નવ મૂલ હું મોલું. કનૈયા૦ ૫
પ્રેમાતુર કો પંથી આવે,
તો દેખાડી ડોલું. કનૈયા૦ ૬
આતુર તું અમ અંતર જોવા,
જોઈ આનંદે ખોલું. કનૈયા૦ ૭



## આત્માનાં જ્ઞાન અણમૂલ

( ધનાશ્રીની ચાલ )

આ આત્માનાં જ્ઞાન અણમૂલ, અરે માનવી, આત્માનાં૦
એને અવગણી ન કરશો કો ભૂલ, અરે માનવી. ૧
ભૂતોના ભેદ એ તો માયાના માનિયે.
જીવ પીંજર પડેલ બુલબુલ. અરે માનવી૦ ૨
મળે મીષ્ટ ફળ તોય બંધન એ આકરાં.
કરશે રે કેમ એ કબૂલ. અરે માનવી૦ ૩
જગનાં બંધન જીવ એવાં રે જાણવાં
મુક્ત થયા વિના ન ઝૂલ. અરે માનવી૦ ૪
આત્માને મૂલે તું વિષયો વ્હોરીશમાં,
એ તો આકાશનાં ફૂલ. અરે માનવી૦ ૫
ભૂપ થઇને તું ભિખવાને નિકળે,
એ તો અજ્ઞાનની ભૂલ. અરે માનવી૦ ૬
વિષયોને ટૂકડે રીઝે શું રાજવી,
પદવીનાં જ્ઞાન કરી ગુલ. અરે માનવી૦ ૭
આપ અભિજ્ઞાન વિણ વિચર્યે આ વિશ્વમાં,
થાશે રે સર્વ પ્રતિકૂલ. અરે માનવી૦ ૮

આત્માના જ્ઞાન વડે જાશે વિટંબણા,
આપ રૂપ જગ અનુકૂલ. અરે માનવી૦ ૯
આ ઉત્તમ અવતારના ઉદ્દેશો એજ કે,
ઓળખી લે આત્મા અમૂલ. અરે માનવી૦ ૧૦
વિશ્વ વિરાટ જેના ચેતનથી ચાલતું,
એનાં જો ઓજસ અતૂલ. અરે માનવી૦ ૧૧
અમર આનંદ એને અવલોકયે આવશે,
જાશે સંસારનાં સૂળ. અરે માનવી૦ ૧૨
આત્મ અનાત્મ એય માયા વિડંબના,
બ્રહ્મ અધિષ્ઠાન એનાં મૂળ, અરે માનવી૦ ૧૩
નિત્ય અનિત્યનાં કરી લે નિદાન જીવ,
તત્વે તું તેજ તે ન ભૂલ. અરે માનવી૦ ૧૪



## સત્ચિતનો સાજ



(ધનાશ્રીની ચાલ)

આ અણમુલ દેહ આજ આવ્યો, હો માનવી આ૦
એને શોભતો શું સાજ તેં સજાવ્યો, હો માનવી૦ ૧
બુદ્ધિ આપીને તને બાપે બિરદાવીઓ,
એને ઉપયોગમાં શું લાવ્યો હો માનવી૦ ૨
રાગ, દ્વેષ, અભિનિવેશ, કલેષ, વેષ દેહના
રોકી શું રામને રીઝાવ્યો. હો માનવી૦ ૩
પિંડ પોસ્યો કે તેં પોષ્યાં પરહિતને,
પરમાર્થ ઉર શું પચાવ્યો. હો માનવી૦ ૪
સુત વિત શરીરમાં, સદૈવ સ્નેહ રાખતાં,
દૈવે શું કોદિ ના ડરાવ્યો. હો માનવી૦ ૫

ઓચિંતાં આવતાં યમનાં આમંત્રણો,
એહ વિચાર શું ન આવ્યો. હો માનવી૦ ૬
નશ્વરમાં નેહ મોહ માયાએ આવીઆ,
શાસ્ત્રે શું નવ સમજાવ્યો. હો માનવી૦ ૭
સંસારે સ્વાંગ આ લીધો શરીરીએ,
નરે કે વાનરે ભજાવ્યો. હો માનવી૦ ૮
શાન્તિ, સમતા ને દયા દૈવી સંપત્તિયો,
ધારી કે ધર્મને લજાવ્યો. હો માનવી૦ ૯
અજ્ઞાન અંધાર વહે આયુ ઉતાવળાં,
જીવનમાં જ્યોતિ શું જગાવ્યો. હો માનવી૦ ૧૦
વિશ્વે વિરાટ રાજ વ્યાપ્યા વિલોકીને,
પ્રેમ-દિપક પ્રગટાવ્યો. હો માનવી૦ ૧૧
પિંડ બ્રહ્માંડ જે પાળી રહેલ એને,
જોવા જગત તું આવ્યો. હો માનવી૦ ૧૨
અખંડ આનંદરૂપ આત્માએ ઓળખી,
સત્‌ચિદ્‌નો સાજ શું સજાવ્યો ! હો માનવી૦ ૧૩



## અમૂલી યાદ

( ધન્ય જેણે હરિગુણ૦ એ રાહ )

હું તો તારા ભરોંસાઓ ભૂલી, ભગવાન, હું તો૦
ભૂલી ભૂલી દયાઓ અમૂલી. ભગવાન૦ ૧
સૂળીનાં વિઘ્ન સહુ સોયે સરાવિયાં
તોયે ન આંખડીઓ ખુલી ભગવાન૦ ૨
કઇ કઇ તરંગ અંગ વૃત્તિ વલોવતા
દ્રષ્ટાનાં ભાન ભૂલી ડૂલી. ભગવાન૦ ૩

અચળ આધાર, આપ અંતર ન મૂલિયા
માયાને માળખે ઝૂલી ભગવાન૦ ૪
સંચિતના ભોગ જ્યારે સુખદુઃખમાં નાખતા
જોતી હું જાત્યને અટૂલી ભગવાન૦ ૫
પડખે રહીને તમે પ્રાય એ પતાવિયાં
ભૂલી એ સ્હાય હું અતુલી ભગવાન૦ ૬
ભૂલી ભગવાન હું ત્હારાં એહસાન એ
દોષ દઉં આજ રે કબૂલી ભગવાન૦ ૭
જોયા નથી ને દોષ જોશો દયાળ ના
દીન દાસોની મ્હાંય મને મૂલી ભગવાન૦ ૮
ભૂલે એ કોણ અને ભૂલવે એ કોણ એનાં
ભાન ભગવાન હું તો ભૂલી ભગવાન૦ ૯
ભૂલી હું તોય હું તો ઝૂલી તું અંતરે
જોઇ તારી ઊર્મિ એ અતૂલી ભગવાન૦ ૧૦
ભૂલુ હું ભાન ત્યારેં દેજે રે જ્ઞાનદાન
અંતર આ જાય જેમ ખૂલી ભગવાન૦ ૧૧
ભ્રાન્તિ ભૂલાવજે, ભાની ભૂલાવજે
યાદ આપી આત્મની અમૂલી. ભગવાન૦ ૧૨



## ત્હારાં મંદિર કૃપા પ્રેમનાં



(હું તો ઢોલે રમું, એ રાહ.)

સદા ત્હારાં મંદિર કૃપા પ્રેમનાં,
જેને તાળાં નથી રે કોઈ નેમનાં. હો કહાન, સદા૦ ૧
વિના પ્રેમ નથી જ્યાં રે પેસાતાં,
વિના પ્રેમ નથી બીજાં પોસાતાં. હો૦ ૨

સહુ સુકૃતના સાથ જ્યારે જાગે,
ત્યારે તારામાં મન અનુરાગે, હો૦ ૩
મન માયા સંબંધ સહુ છોડે,
ત્યારે શામ મળે સાધન થોડે. હો૦ ૪
જીવ જ્યારે અભિમાન ત્યાગે,
ત્યારે તારી મોરલીઓ વાગે. હો૦ ૫
જ્યારે વિશ્વ વિભુ રૂપ બધું ભાસે,
ત્યારે કોણ કહો કોહને ઉપાસે. હો૦ ૬
જ્યારે જીવ જીવ જીવન જણાશે,
ત્યારે તારાં દર્શન પ્રભુ થાશે. હો૦ ૭
જ્યારે રાગ દ્વેષ મૂળિયાં કપાશે,
ત્યારે ભક્તિનાં બીજ રોપાશે. હો૦ ૮
મન ઓતપ્રોત પ્રેમ મહીં થાતાં,
જાય જ્યાં જ્યાં ત્યાં પ્રેમ લઇ જાતાં. હો૦ ૯
અન્ય ભાવ કોઇ ઉર નવ ધારે,
ત્યારે તું એ મંદિરમાં પધારે. હો૦ ૧૦
પ્રેમ મંદિર સદૈવ રહે ખુલ્લાં,
તોય ચોકીએ એક ભેદ મુલ્લાં. હો૦ ૧૧
જરા વિકૃતિએ મ્હાંય ના જવાતું,
દ્વૈત દેખ્યે એ દ્વાર બંધ થાતું. હો૦ ૧૨
દાન પૂજન ને ધર્મ સહુ ધારે,
ત્યારે ઊભાં રહેવાય એહ દ્વારે. હો૦ ૧૩
જ્યારે ઉર અન્ય ભાવ સહુ ભૂલે,
ત્યારે મંદિરનાં બારણાં ખૂલે. હો૦ ૧૪
જ્યારે દ્વારો એ દેવ રૂપ થાતાં,
ત્યારે દર્શન દે દેવ એ લજાતાં. હો૦ ૧૫

  

# કહ્યાં માને ન મન

(ઝાલર વાગેને, એ રાહ.)

શું કરિયે કૃષ્ણ કહ્યાં માને ન મન,
એ ખોટાં કરે જૂઠા જગનાં ભજન. ૧
એને ઝાઝા જનમની વાસના વરેલ,
એની કર્મોએ કારમી કાયા ઘડેલ. ૨
રજોગુણનું કરેલ રંગ રાગે ભરેલ,
એણે નિવૃત્તિ કોઇ કાળ ના રે કરેલ. ૩
સદા ફરતાં સંસાર એ થાકે નહીં,
નિત્ય કાચું કાળે કરી એ પાકે નહીં. ૪
દુઃખ આવ્યે વિરાગના વિચારો કરે,
ત્યાં તો ભોગો આવીને એનાં ભાનો હરે. ૫
ખોડ મોટી જે ઝટ પર દોષો જુવે,
કરે પોતે કરોડ એ નાંખે કૂવે. ૬
ખરાં જ્ઞાન નવ હોય એને ઉરે લગાર,
તોય પરને દેવાને એ નિત્યે તૈયાર. ૭
બીજે દેતાં એ જ્ઞાન દીસે ડાહ્યું ઘણું,
આપ આચરતાં એહ નવ રાખે અણું. ૮
જાણે આપ સમું તો જગ આખે નથી,
ખરે એના સમું તો એની પાખે નથી. ૯
છળે નિજને તથાપિ એ નારે કળે,
હશે એવું પરવશ એ તે કોને બળે. ૧૦
નકી એનાં કરેલ એને દોરી રહ્યાં,
હરિ હાર્યો ઘણું એ હાથ ના રે રહ્યાં. ૧૧
કોઇ કાળે સંકલ્પ કાંઇ સારા કરે,
એના માંડે ગણેશ ત્યાં માયા મરે. ૧૨

પડે આવી વિક્ષેપ સ્થિર ક્યાંથી ઠરે,
કહો, કહાન, બિચારૂં એ તે શું રે કરે. ૧૩
ઘડી ધારે સંસાર હવે ફરવું નથી,
કરે બંધન એ કામ હવે કરવું નથી. ૧૪
ત્યાં તો સંસારી સ્નેહ એને ઘેરી વળે,
રંગ રાગે કરેલ મિત્ર આવી મળે. ૧૫
પંચ વિષયો ને ઇંદ્રિયો ખેંચી લે હાથ,
પ્રીત પ્હેલાંની પાંગરે ને જાય એની સાથ. ૧૬
નવ આવે વિચાર એ દુઃખી કરે,
એને તજતાં કો ગુણ એક બાધા કરે. ૧૭
કરૂં કેટલાં વખાણ એના આરા નથી,
દઉં કેટલાં પ્રમાણ ગુણ સારા નથી. ૧૮
ઘડી ઠેકાણે હોય ત્યારે તમને સ્મરે,
એને ઉઠતાં ન વાર પ્યાર બીજે કરે. ૧૯
મેં એ મસ્તીભરેલને માર્યું ઘણું,
તોય ગણતું નથી એ નાથ ઘેલું ઘણું. ૨૦
હરિ, આવી અનેક હશે એની કુટેવ,
તોય એ તો દેખાડે વળી દિલ માંહે દેવ. ૨૧
નકી આવા સ્વભાવ એના આપે ઘડેલ,
હરિ હાથે ઘડીને કેમ આધું ધરેલ. ૨૨
તમે નિઃસંગ નાથ એને ન્યારૂં કર્યું,
ઘડી લેવા આનંદ એને પ્યારૂં કર્યું. ૨૩
એને જુદું જાણીને દેવ દૂર ના કરો,
એને આપનું ગણીને હરી આપમાં ધરો. ૨૪
ઘડી ઘડીમાં એ આપનાં ભૂલાવે છે ભાન,
નવ રહેવા દે લક્ષ કરે કાર્યમાં તોફાન. ૨૫

દીનબંધુ તમે, તે એને દાખી દયા,
નવ મારો મોહન, મોજ ચાખી રહ્યા. ૨૬

પ્રભુ આપ પ્રતાપ જોર રાખી રહ્યું,
જુવો જુવો, જીવન, ભાવ દાખી રહ્યું. ૨૭

જેને આપે જોયું એ કેમ પાછું ફરે,
કરે આવા પ્રસ્તાવ આપ ઓથે ખરે. ૨૮

નકી લાડીલું, લાલ, એ તમારૂં હશે,
બાળ ભાવે એ બ્હાર કદી જાતું હશે. ૨૯
'ભલે રમતું' એ આપની ઇચ્છા હશે,
તોય આપની નજર એ ઉપરે હશે. ૩૦

વાર લાગે તો હાક નકી કરતા હશો,
હેત લાવી અપાર ઉર ધરતા હશો. ૩૧
હશે ઘેલું ગમાર કે મસ્તિભર્યું,
બાપ આપે ગણેલ એને ગુણનું નર્યું. ૩૨

બાળ આવાં અનંત વિશ્વ તારાં રમે,
બાપ એનાં રમણ તને કેમ ના ગમે. ૩૩

નકી રમતાં જોઇને ઉર રીઝયાં હશે,
નકી રોતાં જોઇને ઉર સીઝયાં હશે. ૩૪

બાપ આપે આવીને અંક લીધાં હશે,
તાપ ટાળી અનંત સુખ દીધાં હશે. ૩૫
પ્રભુ આપે પાયેલ જળ પીધાં હશે,
હરિ, આપે આપેલ ફળ લીધાં હશે. ૩૬

વિશ્વ આવાં અનંત, બાપ, તારાં રે બાળ,
બાળ ઉરે નિરાંત, બાપ લેશે સંભાળ. ૩૭
બાળ અંશ રૂપ બાપ તું આપે રમે,
તોય તું તો છે બાપ, બાળ નિત્યે નમે. ૩૮

જીવ મન બુદ્ધિ ચિત્ત નામ નાનાં ધરે,
એ તો માયાનાં કામ નહીં આપનાં ખરે. ૩૯
રહે માયાવી દેહ વિશ્વ માયાવી મ્હાંય,
જીવ એમાં રહેલ, એની આવી એ છાંય. ૪૦
એના અધ્યાસે એના ગુણ એવા થયા,
તમે દાખી દયા એ એને પ્રીછી ગયા. ૪૧
બાળ ભાવે રહ્યા એ જગ બાળા રહ્યા,
ધ્રુવ સરખા બાળાએ એને ચાળા લહ્યા. ૪૨

  

## ભોળા ભાવે

(લાલેભરી ગુલાલે ભરી,–એ રાહ.)

પ્રભુ ભોળા ભાવે રે અમે માગ્યું હશે,
તમે ભોળા માટે એ એમ આપ્યું હશે. ૧
શામ માયાનું માપ ઉર માપ્યું હશે,
બિર્દ કરવાને સિદ્ધ સ્મરણ સ્થાપ્યું હશે. ૨
જગે જાણ્યા શંકરને ભોળા જને,
આજ જાણ્યું જાણ્યું જે સામ્ય સર્વે બને. ૩
મને આવા પ્રભાવની પારખ નહીં,
ઉરે આવા સ્વભાવની ઓળખ નહીં. ૪
રહેજ જોતામાં સ્નેહ આમ સ્નેહી થશો,
જેને નિજનું ગણો એના થઇ રે જશો. ૫
એના સર્વે અપરાધ સાવ ભૂલી જશો,
એને અર્જુડ અંતર આમ ઝૂલી જશો. ૬
એના આછા ઉપહારને કબૂલી જશો,
એના ઓછા ભાવોને મહાન મૂલી જશો. ૭

એની પ્રવૃત્તિના પ્રેરનાર આપજ થશો,
એની આશાને પૂરનાર બાપજ થશો. ૮
એના હરવાને તાપ છાંય કરતા હશો,
એને અંતર ધીરજ રૂપ ધરતા હશો. ૯
એને લક્ષે સદૈવ શામ રહેતા હશો,
એને સ્નેહે સંદશ સત્ય કહેતા હશો. ૧૦
એની શાન્તિને કાજ સંગ રહેતા હશો,
એને નિત્ય આનંદ અંગ દેતા હશો. ૧૧
ગુણ આવા અનંત કેમ ગણુતાં ગણાય,
પ્રભુ ભૂલે બ્રહ્મા તો કેમ ભૂતે ભણાય. ૧૨
જેવા તેવા જાણેય આમ શાન્તિ થઈ,
જેણે જાચ્યા રાચ્યાની હવે ભ્રાન્તિ ગઈ ૧૩
હરિ ઝાલેલા હાથ હવે છોડશે નહીં,
પ્રભુ પ્રીતિના તાર ભવે તોડશે નહીં. ૧૪
દીનબંધુના નામની પ્રતીતિ થઇ,
પ્રભુ આ તો આ જીવની રીતી થઇ. ૧૫
તમે એટલું કરીને વળી અટકયા નથી,
ભેદ ભાવો ખટકયા રે તોય વટકયા નથી. ૧૬
હવે આગળનાં કાગળે લખાતાં નથી,
નવ કહેશો છાનાં કાં રખાતાં નથી. ૧૭
આપ પ્રેર્યા પ્રકાશ સહુ કરવાં પડે,
આપ આપો એ રૂપ હજી ધરવાં પડે. ૧૮
આમ દ્વિધા ભાવીની સંગ શોભો નહીં,
તો તો ઘટતાં કરવાને હવે થોભો નહીં. ૧૯
હવે અમને અધિક આથી લોભો નહીં,
તોય રહિયે આવાં એ આપ મોભો નહીં. ૨૦

એને જોવાનાં નેણુ વેણુ નોખાં હશે,
એ તે કેવાં હશે ને કોણે દેખ્યાં હશે. ૨૧
કૃપા કુંતા-કુમારને કેવી હશે,
એણે કેવી રે ભાવના શેવી હશે. ૨૨
જેને આપે અમૃત એ પાયાં હશે,
એના પામી પ્રસાદ અમે ગાયાં હશે. ૨૩
જેના સ્મરણે સર્વેનાં શ્રેયજ થતાં,
એનાં અંતર પૂજન કેમ કરિયે છતાં. ૨૪



## માયામાં મન નવ લાગે



(સખી રે હું તો જમનાજી ગઈતી પાણી,–એ રાહ.)

હરિ મારાં માયામાં મન નવ લાગે,
સદા આપ સાનિધ્ય એ માગે. મોહન૦ ૧
અન્ય વાતે ન ઉર અનુરાગે,
લાગે આકરાં સમાધિ જે ભાગે. મોહન૦ ૨
વિભુ વિરતિએ કરવા વ્યવહારો,
અધુરા શા બધાયે આચારો. મોહન૦ ૩
જાણું જીવનને ખટકા પડે છે,
મન ભોળાં એ માટે રડે છે. મોહન૦ ૪
ક્ષણુ એકમાં એ શાન્તિ ધરે છે,
યાદ શક્તિની, ભ્રાન્તિ હરે છે. મોહન૦ ૫
અગમ્ય શક્તિ એ આપની વિચારે,
બધી ચિન્તા ચોપાસની નિવારે. મોહન૦ ૬
તોય ચિત્ત નવ નિદ્રા કબૂલે,
તિવ્ર ભોગે એ મન પાછાં ભૂલે. મોહન૦ ૭

મહામાયાની શક્તિઓ અતૂલી,
હોય કેમ નહી આપ રહ્યા ઝૂલી. મોહન૦ ૮
ભય લાગે એવા ન હરિ ઝૂલતા,
પ્રભુ માયાની સત્તા ન ભૂલતા. મોહન૦ ૯
એ માયા સ્વાધીન મન રાખે,
ઘડી એકમાં એ ભ્રાન્તિએ નાંખે. મોહન૦ ૧૦
અમે અણુજાણુ આયુ વટાવ્યાં,
ઘડી એક હશે જ્ઞાનને ઘટાવ્યાં. મોહન૦ ૧૧
હર્યો જીવન અંધાર એજ સૂરે,
અખંડિત જ્યોત આથમે ન ઉરે. મોહન૦ ૧૨
એ અનુગ્રહ વિચાર ઉર આવે,
ત્યારે મન બધી શંકા સમાવે. મોહન૦ ૧૩
હરિ આપ પાસ અંતર ઉઘાડું,
તમો સાક્ષીથી શું હું સંતાડું. મોહન૦ ૧૪
અસંભાવના કદિ કહીં ભૂલાવે,
મન એના સ્વભાવ ના સમાવે. મોહન૦ ૧૫
કૃપા જોતાં ન ઘટતી કો શંકા,
પ્રતિજ્ઞાઓ કરી છે કરી ડંકા. મોહન૦ ૧૬
હરિ જાણો છો જીવના સ્વભાવો,
આપ શક્તિએ આપમાં સમાવો. મોહન૦ ૧૭
હરિ, મહિમા ન આપના વિસરતા,
કૃપા કરતાં કો કાળ ન ઓસરતા. મોહન૦ ૧૮
મન આવ્યું છે શરણે તમારે,
નવ વિશ્વાસે બોલે વધારે. મોહન૦ ૧૯
એને આપના પ્રતાપની પ્રતીતિ,
જોઇ આપના અનુગ્રહની રીતિ. મોહન૦ ૨૦

પ્રભુ તમને શું એકલાં ન ગમતું,
અભિલાષ થઇ જોવા શું રમતું. મોહન૦ ૨૧

જગ બાળકને જેહ પ્રતિપાળે,
એ તે પાસે આવ્યું શું પાછું વાળે. મોહન૦ ૨૨

બાળ બાપના એ અંક નવ ત્યાગે,
થયું બાળ ત્યાંથી હક બધા માગે. મોહન૦ ૨૩

હક જોગ કદિ મન નવ થાશો,
બાળ ભાવ થકી દૂર નવ જાશો. મોહન૦ ૨૪

હરિ નિર્ગુણ સગુણ એ સ્વભાવે,
જીવ બાળ આપ બાપ થઇ હૂલાવે. મોહન૦ ૨૫

એને બાળોના ખેલો ગમે છે,
માટે મન–બાળ ભાવે રમે છે. મોહન૦ ૨૬

એની લીલાના પાર કો ન પામે,
એની માયાને મન શિર નામે. મોહન૦ ૨૭

મન માયાના લટકા તો છાયા,
અધિષ્ઠાન વડે એહ પડછાયા. મોહન૦ ૨૮

રમે જીવો એ આપને રીઝવવા,
રીઝો આપ, એ શું ધન્ય ન સમજવા. મોહન૦ ૨૯

આપ માયા ન આપનાં સતાવે,
અનુસ્યૂત તત્ત્વ આપનાં બતાવે. મોહન૦ ૩૦



# મ્હેરામણની પાર

(ધન્ય જેણે હરિગુણ ગાયા,-એ રાહ.)

મૂકશો ન માયા લગાડી, મોહન મને મૂકશો ન માયા લગાડી
લેજો લાજભેર લાલન ઉપાડી, મોહન૦ ૧

આપી આદેશ અનુગ્રહ છે બતાવીઆ,
જીવનમાં આમ જો જગાડી. મોહન૦ ૨

શોધું છું, શામ, તમ ધામ હું તો નામથી,
દેજો દયાળ એ દેખાડી. મોહન૦ ૩

માયા મ્હેરામણોની પાર પ્રભુ મંદિરો,
વાટયો વિકટ છે ઉઘાડી મોહન૦ ૪

શક્તિ નહીં ને શામ અબ્ધિ ઓળંગવા,
હાથ ઝાલી લ્યોને ઉઠાડી. મોહન૦ ૫

સ્હામા આવ્યા શું શામ લેવાને લાડથી,
નામી નાવ દીધાં બેસાડી. મોહન૦ ૬

લીધાં સૂકાન હાથ, કરવાને પાર નાથ,
પ્રેમેથી દેવા પ્હોંચાડી. મોહન૦ ૭

નાવી નાંગરશો ન નાવ કોઈ બંદરે,
અધીર હું જાવા અગાડી. મોહન૦ ૮

ખડકો આવે તો મને બ્હીક ના બતાવશો,
ખેડણહાર છો ખેલાડી. મોહન૦ ૯

સૂઈશું રે શામ અમે વ્હાણે વિશ્વાસથી,
ઉંઘ દેજો આખરે ઉરાડી. મોહન૦ ૧૦

આરા બતાવજો આનંદમાં અનંતના,
અનુપમ જ્યોતને દેખાડી. મોહન૦ ૧૧

કાંઠે કૃપાળ કર ઝાલી ઉતારજો,
અમારી અશક્તિઓ ઉઘાડી. મોહન૦ ૧૨
તીરો દીઠાં ને ગયા તાપ મ્હારા ઓસરી,
નક્કી નાથ દીધાં ભેટાડી. મોહન૦ ૧૩



## પૂજા કરી ન કરી

( અમે તમારા બે દિનના મેમાન,-એ રાહ )

પ્રભુ મેં પૂજા કરી ન કરી, તમારી પૂજા કરી ન કરી,
જાણો ઉરની તમેજ ખરી. તમારી૦ ૧
પૂજનારાની પ્રતિભા આગે, ટપકા યોગ્ય ઠરી, ત૦
ઊર્મિભર્યાં અર્ચન પ્રિય તમને, કરવાં જાવા તરી. ત૦ ૨
વિશ્વંભર વાયુ ઢોળે જેને એણે ઘંટી ધરી, ત૦
ભોળે ભાવે કરે કદાપિ, તોય સ્વીકારો હરિ. ત૦ ૩
માયાવી મન મોહન જાણો, કરો ન ખરાખરી, ત૦
મન લજ્જા મહારાજા જાણો, ઉદાર અંતર હરિ. ત૦ ૪
પુનિત થયાં પરતાવે પૂરણ, પ્રીછી પ્રીતિ ધરી, ત૦
વણ પૂજ્યે પ્રભુ પ્રસન્ન મુજને, હાથ રહ્યા છે ધરી. ત૦ ૫
ઉરનાં અર્ચન કબૂલ્યાં કૃષ્ણે, એની ઉર ખાતરી, ત૦
પૂજનનાં ફળ પરત કરી હરિ દૂર થયા ન જરી. ત૦ ૬
સ્મૃતિયે આપી સ્નેહે આપ્યા, સ્મરણે શાન્તિ ભરી, ત૦
ઉપહારોની નહીં અપેક્ષા, જ્યાં ઉર પ્રીતિ ખરી. ત૦ ૭
પળપળ પૂજન માગે મ્હારાં, મ્હોયા શું નરહરિ, ત૦
મન જાણે કે મોહન જાણે, પુજા કરી ન કરી. ત૦ ૮



## મધુવન બંસી

( અમે તમારા બે દિનના મેમાન,—એ રાહ )

મધુવન બંસી બજાવે, કનૈયો, મધુવન બંસી બજાવે.
નારદ શારદ ને શરમાવે કનૈયો૦ ૧
શબ્દ બ્રહ્મની શક્તિ જણાવે,
જે જગતંત્ર ચલાવે. કનૈયો૦ ૨
મનહર નાદે પાદે પાદે,
પુનિત સુધા સરજાવે. કનૈયો૦ ૩
સપ્ત સ્વરોયે સંગીત સરતું,
સરસ્વતી સૂર પુરાવે. કનૈયો૦ ૪
નાદે નાદે નિગમ નિરૂપણુ,
સગુણુ સ્વરૂપ સમાવે. કનૈયો૦ ૫
શિવ બ્રહ્માને લાગી સમાધિ,
સ્વરૂપે સૂર મિલાવે. કનૈયો૦ ૬
અમર મુનિવર મધુવન સોધે,
સામળ કો ન બતાવે. કનૈયો૦ ૭
ગીત ધ્વનિ ગોકુળમાં ગઇ એ,
વ્રજવધુ ભાન ભૂલાવે. કનૈયો૦ ૮
જાત્યો ભૂલી જગને ભૂલી,
સમજી શામ બોલાવે. કનૈયો૦ ૯
પ્રભુને તેડે કો જગ ખેડે,
માયા જોર ન ફાવે. કનૈયો૦ ૧૦
શામ સમીપે સ્નેહે આવી,
શરણે શિર નમાવે. કનૈયો૦ ૧૧
આત્મ તત્વ અલબેલો જોતાં,
જીવન રાસ જગાવે. કનૈયો૦ ૧૨

ઋષિ મુનિ ભાગ્ય વખાણે વૃજનાં,
અમને આ શું લજાવે. કનૈયો૦ ૧૩

વૃજ મંડળમાં મૃગ નવ સરજ્યા,
વિધિયે વૈરી કહાવે. કનૈયો૦ ૧૪

ગાને ગગન સુધાકર સ્થંભ્યો,
યમુનાં ગતિ થંભાવે. કનૈયો૦ ૧૫

મધુરી મોરલી મન મોહનની,
અમૃત પાન કરાવે. કનૈયો૦ ૧૬

પૂર્ણ પ્રભુની પુનિત લીલાએ,
ભૌતિક ભેદ ભૂલાવે. કનૈયો૦ ૧૭

અખંડાનંદ કનૈયો અંતર,
અવિરત બંસી બજાવે. કનૈયો૦ ૧૮

  

## કો અકલિત તત્ત્વ તમારૂં



(અમે તો તમારા બે દિનના મેમાન,–એ રાગ.)

કો અકલિત તત્વ તમારૂં,
પ્રભુ કો અકલિત તત્વ તમારૂં.
નર નારી ત્રિગુણથી ન્યારૂં, પ્રભુ કો૦ ૧
પરિમિત બુદ્ધિ પરિમિત શોધે,
અવલંબનનું બારૂં, પ્રભુ કો૦ ૨
માત રૂપે કંઈ તાત રૂપે કંઈ,
નાથ રૂપે રૂચનારૂં. પ્રભુ કો૦ ૩
જેની વૃત્તિ જેમાં વિરમી,
તેને તેહજ પ્યારૂં, પ્રભુ કો૦ ૪

સૌમાં સોયું, કોયે જોયું.
નયન અયનથી ન્યારૂં. પ્રભુ કો૦ ૫
તમને જોતુંજ તત્વ તમારૂં,
અવર નહીં જોનારૂં. પ્રભુ કો૦ ૬
અનુભવશે વળી એહજ એને,
જેહ તમોને પ્યારૂં. પ્રભુ કો૦ ૭
એ સંદેશા કોણુજ લાવે,
જોતુંજ જ્યાં શમનારૂં. પ્રભુ કો૦ ૮
પૂછશોમાં કે પ્રીછ્યું કે નહીં,
નિત્ય હૃદય રહેનારૂં. પ્રભુ કો૦ ૯
અન્ય નહીં તો આ શી લીલા,
એ યે તત્વ તમારૂં. પ્રભુકો ૦ ૧૦

## આટલું આપજો

(માન્યો મનનો મોહનવર૦—એ રાગ)

કહાન આપો તો આટલું આપજો જો,
મ્હારે અંતર અખંડ રાજ સ્થાપજો જો. ક૦
મારાં ઉર અનિત્ય નિત્ય ઓળખે જો,
મારાં કર્મો કો ચિત્રગુપ્ત ના લખે જો. ક૦
જન્મ જન્મે આ પ્રેમ કમી થાય ના જો,
મારાં મન માયામાં કદી જાય ના જો. ક૦
પ્રભુ પુરી રહ્યા છો મ્હારી આશને જો.
તેમાં રાખી રહીશું વિશ્વાસને જો, ક૦
લેવું દેવું તો દેહ લગી નહીં મટે જો,
આપો એટલું જે ઉર તમને રટે જો. ક૦
અભય અંતર રહે સદૈવ જક્તામાં જો
મ્હારી પ્રીતિ રહે સદા અવ્યક્તમાં જો. ક૦

આજ હસવા સરીખી નથી આ કથા જો,
તમો જાણો જીવન જીવની વ્યથા જો. કo

જીવ સરજીને પાડી તમે આ પ્રથા જો,
પછી આપો જે હોય અમને યથા જો. કo

કહાન આપી ભંડાર ભર્યાં ભાદર્યાં જો,
તમે જીવથી શું કોઈ કાળ છો સર્યા જો. કo

માટે એની ઉપાધિ હવે ટાળજો જો,
નીકર ભાળ્યાં છે એમ સદા ભાળજો જો. કo

## ભૂલો પડેલ પંથી

( મધુશાંમાં ખેલo–એ રાગ. )

રાજપંથી ભૂલો પડેલ વાટે, વિરાટરાજ પંથી ભૂલોo
હશે મારગ ચૂક્યો એ શા માટે. વિરાટરાજo ૧
લીલાને કારણે નિકળ્યો એ બારણે,
લેવા આનંદ એ વિરાટે. વિરાટરાજo ૨
શુકનમાં સામી મળી માયા મુંઝામણી,
સંગી થયો એ શોખ માટે. વિરાટરાજo ૩
ભૂલ્યો એ દેશને, ભૂલ્યો એ વેષને,
આવ્યો ભવાટવિ ઘાટે. વિરાટરાજo ૪
જાવાનું પૂર્વ અને પશ્ચિમ એ પાંગરે,
ચાલે મારગ ઉફરાટે. વિરાટરાજo ૫
મૂકવા છે ભાર અને અદકા એ બાંધતો,
જાય ભાર લાદી બેલ ઘાટે. વિરાટરાજo ૬
આઘેરો જાય ત્યાં આંબા ને આંબલી,
ભૂખ્યો રીઝાય રસ ખાટે, વિરાટરાજo ૭

ખાડો પડેલ પેટ ભરતો એ ભોગથી,
ખાતો ખાતો ને હાથ ચાટે. વિરાટરાજ૦ ૮
આધિ વ્યાધિ ને ઉપાધિએ આથડે,
અંતર ભર્યો છે ઉચાટે. વિરાટરાજ૦ ૯
ત્યાં તો માંડેલ દીઠી મમતાએ હાટડી,
હોરી પ્રવૃત્તિ શાન્તિ સાટે. વિરાટરાજ૦ ૧૦
દેખી ઘરાક કહે મમતાઓ માનવી,
રહી જા રળવાને મારે હાટે. વિરાટરાજ૦ ૧૧
મૂળ વાત ભૂલી એ ઘેરાયો મારગે,
બેઠો પ્રપંચ કેરી પાટે. વિરાટરાજ૦ ૧૨
વસ્તુ વિવેક નહીં વેચવા કે વ્હોરવા,
ક્યાંથી વેપારમાં ખાટે. વિરાટરાજ૦ ૧૩
આવી છે ખોટ અને ખોળે એ ભૂલને,
કાળ જાય ફાળમાં ઝપાટે. વિરાટરાજ૦ ૧૪
સુકૃતને જોગ સંત નિકળ્યા એ મારગે,
દીઠો બેઠેલ બડા ઠાઠે. વિરાટરાજ૦ ૧૫
કરૂણાના સિન્ધુ સંત પૂછે છે પંથીને,
અહીંયાં બેઠો છે શા માટે. વિરાટરાજ૦ ૧૬
આવે છે કાળ ચોર લૂંટવાને હાટડી,
કઈ કઈ લૂંટાય આ વાટે. વિરાટરાજ૦ ૧૭
ભયથી ભરેલ પૂછે પંથી ઉતાવળો,
જાણે જે ચોર શિર કાટે. વિરાટરાજ૦ ૧૮
ક્યાંથી આવ્યા ને તમે જાશો કો દેશમાં,
બોલો બોલો ને ઉર ફાટે. વિરાટરાજ૦ ૧૯
સંતો કહે કે અમે વિશ્વેથી આવિયા,
જઈયે વિશ્વેશ કેરે ઘાટે, વિરાટરાજ૦ ૨૦
પાછો રે વળ્ય તું પંથી અમ સંગમાં,
વાસ મૂળે આપણા વિરાટે. વિરાટરાજ૦ ૨૧

# પ્રભુ પૂજન



( અમે તમારા બે દિનના મેમાન૦—એ રાગ )

મન! કેવાં પૂજન કરિયાં, પ્રભુનાં કેવાં પૂજન કરિયાં
કરી પૂજન કયાં પરવરિયાં. પ્રભુનાં૦ ૧
વાંચ્છિત પૂરવા પ્રભુને પ્રાર્થી, તમે, શું કોનાં પૂરિયાં. પ્રભુનાં૦ ૨
જેવાં ઇચ્છો ઇશ્વિર પાસે, એવાં શું આચરિયાં. પ્રભુનાં૦ ૩
દોષ વિસરવા વિનવો વિભુને, તમે કોના શું વિસરિયાં. પ્રભુનાં૦ ૪
પ્રિય થવા પ્રિય કરવાં એનાં, એ તો ના વિસરિયાં. પ્રભુનાં૦ ૫
મામૂલી ઉપહારો અરપી, શાં શાં હરિનાં હરિયાં. પ્રભુનાં૦ ૬
જે ઊર્મિયે અરચન કરિયાં, ઘડીમાં તો ન વિસરિયાં. પ્રભુનાં૦ ૭
જીવ જીવ જ્યોતિ જીવંત વિરાજે, વિશ્વ પૂજન શું કરિયાં. પ્રભુનાં૦ ૮
પૂજન કરવા પ્રભુ થયેલાં, પળ પછી કો રૂપ ધરિયાં. પ્રભુનાં૦ ૯
ત્રિભુવન પતિ એ તાત જગતનો, બાળક જન સૌ ઠરિયાં. પ્રભુનાં૦ ૧૦
બાપ રીઝાશે બાળ રીઝવતાં, જન જન દર્શન કરિયાં. પ્રભુનાં૦ ૧૧
ઘટ ઘટ ગિરિધર જોતાં શીખો, રાખી હૃદય અભિભરિયાં. પ્રભુનાં૦ ૧૨
જીવ શિવ ન્યારા કયાં લગી જોશો, જગત જુવો પ્રભુ ભરિયાં. પ્રભુનાં૦ ૧૩
પળ પળ પૂજન કરો પ્રભુનાં, જીવ રૂપ સામ્એ ધરિયાં. પ્રભુનાં૦ ૧૪
પ્રાણી માત્રમાં પ્રભુને પેખો, તો પ્રભુ પૂજન સરિયાં. પ્રભુનાં૦ ૧૫



# ઊંડી ઊંડી કામના કરોડો

(ધનાશ્રીની ચાલ)

ઊંડી ઊંડી કામના કરોડો, આ અંતરે ઊંડી ઊંડી કામના કરોડો,
જન્મમૃત્યુ જોડયાનો અંકોડો, આ અંતરે૦
જાણુ અજાણુ જીવ જેમાં જડાઇને,
રહેતો સંચિતનો હથોડો આ૦
અમર અનંત એ કામના કરેલ જે,
મૃત્યુ પથારી ભલે પ્હોડો. આ૦
કયાં કયારે રોપાય ને કયારે મ્હોરાય એ,
બીજે છુપાયલા છોડો. આ૦
વાળી વળે ન જે બાળી બળે ન જે,
જેનો જગે નહીં જોડો. આ૦
અણુઇચ્છી આવતી, અજ્ઞાને ફાવતી,
દ્રષ્ટે પડે ન જેની દોડો. આ૦
ન નિજને બતાવતી, અમને સતાવતી,
જીવન, જુલમ નથી થોડો. આ૦
મુમુક્ષુ મુંઝાવતી, જ્ઞાની ગભરાવતી,
મોડો મોહન એને મોડો. આ૦
ભક્તિની યે કામના, મુક્તિની યે કામના,
જાણે ખેલણુહાર ખોડો. આ૦
અવિવેકે ઉઠતી, રાગીને રૂઠતી,
વંધ્યા ન મૂકતી મરોડો. આ૦
ચિત્ત હવે ચેતીને, વાળી એ વ્હેતીને,
શામસુંદરશું જોડો. આ૦
કરશે નિષ્કામ નાથ, ઝાલી અનાથ હાથ,
જીવે એવી એ કાળ થોડો. આ૦
અંતે થશે એ લય, મુક્ત જીવ બ્રહ્મમય,
એના આનંદનો ન જોડો. આ૦

## પ્રભુને અમે કેમ મળીએ ?

( રોકયો પનઘટ રસિઆ રાજ,–રાહ )

રોકયા રોકયારે મારગ માયા રાજ, પ્રભુને અમે કયમ મળીએ ?
શોધ્યા શોધ્યા ન મળીઆ મોહન આજ. પ્રભુને૦ ૧
રસીઓ તો રોકે છે યમના ઘાટો, પ્રભુને૦
માયા તેં તો રોકી વ્હાલાની વાટો. પ્રભુને૦ ૨
અલબેલો રોકીને માગે દાણુ, પ્રભુને૦
માયા રોકી રખડાવે ચારે ખાણુ. પ્રભુને૦ ૩
તુજથી નંદ નંદન તો છોડાવે, પ્રભુને૦
એની દાઝે શું, માયા, તું રડાવે. પ્રભુને૦ ૪
કહાન રોકી છોડાવે કર્મબંધ, પ્રભુને૦
માયા તું તો રોકીને કરે અંધ. પ્રભુને૦ ૫
કૃષ્ણ સરખાં કામણ નથી તારાં, પ્રભુને૦
માયા કામણ તારાં તો છે અકારાં. પ્રભુને૦ ૬
તોયે માનીતી તું છે માધવની, પ્રભુને૦
માયા થાજે સદાએ એ જાદવની. પ્રભુને૦ ૭
મોહન મ્હેલોમાં પેસે નવ જે તે, પ્રભુને૦
માયા, માટે રોકયા શું મારગ એ તે. પ્રભુને૦ ૮
પૂજી પૂછીને જઇએ રે એ મ્હેલે, પ્રભુને૦
માયા દેખાડો મારગ કિયે સ્હેલે. પ્રભુને૦ ૯
પ્રીછંતાંરે દેખાડયા માએ ઠામ, પ્રભુને૦
ઉમા અંતરમ્હેલોમાં આત્મારામ. પ્રભુને૦ ૧૦
માયા મધુરી દીઠી રે આ દોહનમાં, પ્રભુને૦
ઉરની ઉજ્વળ જ્યોતિએ મોહનમાં. પ્રભુને૦ ૧૧



## અંતરની આરસી

(સર્વ તજીને ભજીએ શ્રી ગોવિંદને, એ-રાહ)

અંતરની આરસીઓ ઉજ્વળ રાખવી,
માનવના એ ધર્મ રખે વિસરાય જો.
અન્ય તને અધિકારો એના છે નહીં,
બુદ્ધિ આપી કરવા એહ ઉપાય જો. અંતરની૦ ૧

રજતમની રજને ખંખેરી નાખવી.
શુદ્ધ સત્વે બુદ્ધિ નિર્મળ હોય જો,
મેલ જતાં મનમોહન મન થાયે છતા,
એ સાધન ભક્તિ વિણ અન્ય ન કોય જો. અંતરની૦ ૨

સંસારી વિષયોને મન જેવાં રટે,
એવાં રટણો રાઘવનાં કદિ થાય જો.
અંતરની આરસીઓ થાયે ઊજળી,
ઉજ્વળ શું ઓગળતાં જીવશિવ જોય જો. અંતરની૦ ૩



## અપારલીલા

(વસંતતિલકાની લય)

હે ભક્તપાળ રચી જાળ અપાર આ શું,
થઇ વિલસવા ઉર તને અભિલાષ આ શું? ૧
એ નિગમથી અગમ હું કયમ પાર જાણું,
જે ઋષિમુનિ નવ લહે ઉર કેમ આણું. ૨
અવ્યક્ત છો જગતમાં થઇ વ્યક્ત વ્યાપ્યા,
શું એટલું નવ ગમ્યું જીવમિત્ર થાપ્યા. ૩

સર્વસ્વ સોંપ્યું પ્રિયને શું અલિપ્ત તેથી,
પીઠે છે મિત્ર લહી જીવ વહેજ તેથી ? ૪

આજ્ઞા અધીન જીવ શિવ થશેજ ક્યારે,
થાક્યો લહી જગવશો અભિજ્ઞાન જ્યારે ? ૫

શું સર્વ સોંપ્યું પણ ના રમતાંજ શિખવ્યું,
એ વંચના નવ ઘટે નિજ બાળ ભિખવ્યું. ૬

એ વંચના નવ હશે પરિછિન્ન કર્યાં છો,
આપે લીલા રમી રમાડી રહ્યા જ જ્યાં છો. ૭

પણ પ્રાજ્ઞ છો રમતને જ લીલા લહેતા,
એ ગુપ્તમંત્ર જીવને પ્રભુ શેં ન કહેતા. ૮

શું ખેલતો પ્રકૃતિમાત ઉછંગ જાણી,
ચિંતા તજી સૂઇ રહ્યા પ્રભુ સોડ્ય તાણી. ૯

પણ લાલને નવ શીખ્યું નિજ જ્ઞાન બાળ,
વિદ્યા તણી વહી જતી લહી વેળ ભાળ. ૧૦

એ કાર્ય ભાર તમ તાત શિરેજ બાકી,
સ્વાધીન લઇ સમજણે શીખવો જ પાકી. ૧૧

દઇ જ્ઞાનભાન તમયોગ્ય, પિતા, બનાવો,
એ અજ્ઞ બાળ, પિતુ, પ્રાજ્ઞ તમે ગણાઓ. ૧૨

આજ્ઞા અધીન પછી છો જગમાં ફરે રે,
નાનાપણું પછી ભલે નવ સંવરે રે. ૧૩

પણ કોણ હું છઉં અને વળી બાળ કેનો,
એ ભાન અંતર રહે પછી ભાર શેનો. ૧૪

એ જીવતાં જીવન મુક્ત પછી થયો રે,
નહીં નામ ઠામ નિજની અટકે રહ્યો રે. ૧૫



## અપરોક્ષ દર્શન

( સખી ઊગી અજોસરી રાત-એ રાહ )

પ્રભુ પ્રીછ્યા પરોક્ષના પ્રકાર, અધિષ્ઠાન શોધી રહ્યાં,
ત્રણ દેહોને કરવા દૂર, દેહીને બોધી રહ્યાં. ૧
જેવા જીવને જગત અભ્યાસ, એવા આત્મે થશે,
નિત્ય તત્વો એ આપ અપરોક્ષ, અધ્યારોપ આપે જશે. ૨
પરે બાંધ્યા જીવે જે પ્રેમ, પ્રભુમાં જ્યારે થશે,
પરિબ્રહ્મ પર ભાસ્યા પ્રપંચ, પરોક્ષજ થઇ રે જશે. ૩
ઉડી જાશે અનાત્મના સંગ, અંગરંગ ઉડી જશે,
બળે બુદ્ધિ નિકળશે ન બ્હાર, અધ્યાત્મે બૂડી જશે. ૪
ઉર આત્મા એ લેતાં આનંદ, અનિત્ય આનંદો તજે,
જીવ ભૂલ્યા એ આપનાં ભાન, અખંડ આનંદે સજે. ૫
ત્યારે પૂરા પરોક્ષના પ્રકાર, અલક્ષ લક્ષ લાગી જતાં,
બ્રહ્મ બ્રહ્માંડે ભાસે અખંડ, બ્રહ્મભાવ જાગી જતાં. ૬



## દીનબંધુનાં બિરદો તમારે

( સખી સાબરમતીનાં નીર, એ રાહ. )

નવ જાણું હું પ્રીત કેરી રીત, મારા રાજ
તમે કેમ કરી અંતરમાં આવશો.
જાણો પૂર્વ જનમની પ્રીત, મારા રાજ. તમે કેમ કરી૦ ૧
મ્હેં તો સાધન કાંઇ નથી સાધ્યાં,
તપ તીર્થનાં પુન્ય નથી બાંધ્યાં. હો રાજ તમે૦ ૨
નથી દાન અમૂલ અમે દીધાં,
કૃપણતાનાં કલંક કંઇક લીધાં. હો રાજ૦ ૩
મ્હેં તો પ્રેમેથી જાપ નથી જાપ્યા,
મને તમને ઉતારા ન આપ્યા. હો રાજ૦ ૪

સત સંગતિના લાવ નથી લીધા,
પ્રભુ પ્રેમના પ્યાલા નથી પીધા. હો રાજ૦ ૫
મ્હેં તો વિધિએથી વૃત્ત નથી કીધાં,
આજ કર્મ બંધન થકી બીધાં, હો રાજ૦ ૬
હરિ તન મનને રે દંડ નથી દીધા,
અમે કંઇ કંઈ અપરાધ હશે કીધા હો રાજ૦ ૭
મ્હેં તો પૂજા પ્રત્યક્ષ નથી કીધી,
તમે દિલની પૂજા માની લીધી. હો રાજ૦ ૮
પ્રભુ નથી તમને ધરાવ્યા મેં થાળ,
તો યે અન્ન આપો છો કૃપાળ. હો રાજ૦ ૯
મને આવડયાં લડાવતાં ન લાડો,
મને આવડયા ચડાવતાં ન પાડો. હો રાજ૦ ૧૦
મને રાગ દ્વેષાદિ નથી છોડયા,
પ્રભુ ચરણોમાં જીવ નથી જોડયા. હો રાજ૦ ૧૧
નથી જાણ્યા મેં ભક્તિના ભેદ.
કેમ જાણું જો જાણે ન વેદ. હો રાજ૦ ૧૨
નથી પાળ્યાં મેં સંયમ કે સત,
તમે બાનાની રાખજો પત. હો રાજ૦ ૧૩
મ્હને જીવમાં દયા નથી જાગી,
તોય તારી દયા મેં તો માગી. હો રાજ૦ ૧૪
તારાં રૂપ જોવાને અમે ભટક્યાં,
જગ રચનાએ ચિત્ત નવ અટક્યાં. હો રાજ૦ ૧૫
મ્હારી એવી નથી રે કોઇ કરણી,
જે હું ઉતરી જાઉં વૈતરણી. હો રાજ૦ ૧૬
મ્હારૂં મન રે મુંઝાય પ્રભુ ભારે,
કેમ ઊતરીશું ભવ આરે. હો રાજ૦ ૧૭
પણ એક વિશ્વાસ વિભુ મ્હારે,
કે દીનબંધુનાં બિરદો તમારે, હો રાજ૦ ૧૮

## પંચ કોશોને આપ્યા પ્રકાશ

( ધન્ય જેણે હરિગુણ ગાયા,—એ રાગ )

પંચ કોશોને આપ્યા પ્રકાશ, અવિનાશ, પંચ કોશોને૦
પાછા કરીઆ એ કોશના વિનાશ. અવિનાશ૦ ૧

કોશોમાં બુદ્ધિ આત્માને શોધે,
રાખી ગુણોના પાસ. અવિનાશ૦ ૨

આત્મ અનાત્મ કેમ ભેગાં ભળે,
નથી સાક્ષીમાં જેના સમાસ. અવિનાશ૦ ૩

કોશોને જોશો ને ગુણોને મ્હોશો તો,
જોનારાની નહીં આશ. અવિનાશ૦ ૪

મીઠાની પૂતળી પાણીના પારને
પામી ન રહેતી પ્રકાશ. અવિનાશ૦ ૫

આપે રે આપનેં જોવાને દર્પણ,
લીધાં ધરીને આશ. અવિનાશ૦ ૬

દર્પણ દેખાયો એ સત્ય નહીં એ તો
આવરણ માંહે આભાસ. અવિનાશ૦ ૭

દર્પણ ડોલતાં ને દેખાયો ડોલતો,
આત્માને નહીં એના ત્રાસ. અવિનાશ૦ ૮

આવરણ આભાસ સહુ આત્મા વડે એમ
જાણે એ સ્વયંપ્રકાશ. અવિનાશ૦ ૯

દૂધનાં પાત્ર જ્યાં હોય ભર્યાં એમાં,
છાંટો સમાય નહીં છાશ. અવિનાશ૦ ૧૦

દહીંના સ્વાદ ભલે માણે રે મન પણ;
દૂધના સ્વાદના વિનાશ. અવિનાશ૦ ૧૧

આત્માનાં જ્ઞાન જ્યારે જનકે માગ્યાં ત્યારે,
ગુરૂએ માગ્યા મનોનાશ. અવિનાશ૦ ૧૨
દેહીનાં માન શમી જ્યારે ગયાં ત્યારે,
આત્માનાં જ્ઞાનો પ્રકાશ. અવિનાશ૦ ૧૩



## રથ ને સારથી

(ગોકુળ મથુરાં બે ગામડાંરે—એ રાહ)

હરિ તમે દેહ રથોએ સારથીરે, મનના ઘોડાને બુદ્ધિ એ લગામ.
વ્રજરાજ રથમાં બેઠેલ જીવ છે બાળુડો રે. વ્રજ૦ ૧
હરિ એને રથ રે હાંકયાની ઘણી હોંશ છે,
જાણતો નથી ખેડયાની રીત. વ્રજ૦ ૨
હરિ એ તો ગામ મુકામ ન જાણતો રે,
જાણતો નથી એ મારગ રાજ. વ્રજ૦ ૩
હરિ એણે આડે મારગ રથ હાંકીઆ રે,
હંકાર રાખી ભૂલ્યો એ વિવેક. વ્રજ૦ ૪
હરિ એનાં રાશોએ જોર રહેતાં નથી રે,
ઘોડા દોડી રહ્યા છે પૂરપાટ. વ્રજ૦ ૫
હરિ, એ તો હેલા આવે ને હબકે ઘણો રે,
લગામો ખેંચે ન તોયે લગાર. વ્રજ૦ ૬
હરિ કંઇ આગળ આવે છે ઊંચી ભેખડયો રે,
આઘે આવે ખોદેલ વળી ખાડય. વ્રજ૦ ૭
હરિ, તમે સાવ સચેત છો સારથી રે,
હેલે હલતા નથી રે લગાર. વ્રજ૦ ૮
હરિ, બાળ બુદ્ધે એ રાશ સોંપે નહીં રે,
ખોટાં રાખી રહ્યા છે અભિમાન. વ્રજ૦ ૯

બાપ એની બુદ્ધિનાં બળ જુવો કેટલાં રે,
આજ કાલ્ય નાંખે એ રથને ખાડય. વ્રજ૦ ૧૦
હરિ એની રાશો ગ્રહોને હવે હાથમાં રે,
હેઠો પડતાં બચાવો બળવીર. વ્રજ૦ ૧૧
હરિ એને બાળો જાણીને તમે બોધજો રે,
બાઇ તું ભેખડચના ભય રે વિચાર. વ્રજ૦ ૧૨
બુદ્ધિ આવ્યે એ રથ રાશ મૂકશે રે,
પ્રભુ તમે પકડી લેજો એ લગામ. વ્રજ૦ ૧૩
હરિ જીવ ગરવો થયેથી ઘેર પ્હોંચશે રે,
મૂકી દેતાં એ આપ અભિમાન. વ્રજ૦ ૧૪
હરિ એના હળવે રહીને રથ હાંકજો રે,
હળવા કરજો હરિ હલકાર. વ્રજ૦ ૧૫
હરિ તમ સરખા રથે જેને સારથી રે,
એને પડવાના ભય ના લગાર. વ્રજ૦ ૧૬
હરિ મન ઘોડાએ ન્હાથો ઓળખ્યા રે,
લગામે આવ્યાં છે બળ અપાર. વ્રજ૦ ૧૭
હરિ તમે રાજમારગે રથ વાળીઆ રે,
પળમાં પોંચાડયા જીવ નિજ ધામ. વ્રજ૦ ૧૮



## વિનય સ્તુતિ



( હરિગીત છંદની ચાલ )

પ્રભુ શરણુ સ્મરણો તમારાં, હું વળી વળી માગું વિભુ,
હરી પાપને પાવન કરો, એ શક્તિ છે તમમાં પ્રભુ. ૧
હે નાથ હું નિર્બળ અને તું નિરંજન નિષ્કામ છે,
તોય દિનબંધુ દાસનો, તું નિત્યનો વિશ્રામ છે. ૨

પ્રભુ તું દયા જો ત્યાગશે, તો સાત સાયર સૂકશે,
હરિ દોષ જોશે દાસના, તો સિન્ધુ માઝા મૂકશે. ૩
અમ અંતરે વિશ્વાસ જે, તું શરણુ આવ્યું ના તજે,
અલ્પજ્ઞ જીવ આશા ધરી, અધિકારી થાવાને ભજે. ૪
પ્રભુ પ્રબળ માયા ઘેરીઓ, જીવ આપ જાણો સર્વથા,
હરિ ક્લેશથી રીઝી જતા, છો સત્ય સુહૃદ સર્વદા. ૫
દુઃસાધ્ય છો વળી દેવને, તોય દાસ આશ ન છોડતા,
પ્રભુ પ્રગટ પડ્યા પિંડમાં, એ ધ્યાન એણે જોડતા. ૬
મહા મોહ માયા પડળને, વીંધી શક્યા ના મહાજતિ,
હરિ શરણુ ત્હારે આવતાં, એ શક્તિ મા સંકેલતી. ૭
તોય વિડંબ્બન ક્ષણુ ક્ષણુ કરે, શું યોગ્યતાઓ લાવવા,
હરિ ઉલંઘન એ આકરાં, નવ ઘટે દાસો તાવવા. ૮
પ્રભુપ્રેમપદનાં મૂલ એ, નથી નથી કો એ આકરાં,
હરિ ધૃતિ આપો દાસને, એ નવ કરે મરતાં પરાં. ૯
દ્યો સ્નેહ સાચો ચરણુમાં, ને અવર રાગો ઓસરે,
દીનબંધુ દાસોને દયા, તમ વિના એવી કો કરે. ૧૦
પ્રભુ પ્રબળ માયા આપની, ઘડી ઘડીમાં મન છેતરે,
નિષ્કામ એહ નિચોવજો, નિઃશેષ નીર ન નીતરે. ૧૧
હરિ શક્તિ એની સમરતાં, અમ તમ મહીં અંતર ઘણાં,
મન બુદ્ધિ ને હંકાર એ, છે આવરણો ઇંધ્યા તણાં. ૧૨
કંઇ કલ્પના અધ્યાસ એ, અજ્ઞાનથી છૂટે નહીં,
હરિ કર્મ બંધન કારમાં, અમ જીવથી ટૂટે નહીં. ૧૩
આ સર્વ આંટી ઉકેલતાં, હરિ શરણુ એક જ આપનાં,
પ્રભુ સ્મરણુ જ્યોતિ જાગતાં, થાય ભાન રજ્જુ સાપનાં. ૧૪
અતિ અકળ બળ માયા તણાં, એ આપ પાસ શમી જતાં,
એ ઈંદ્રજાળ લહ્યા પછી, મન સાક્ષીએજ રમી જતાં. ૧૫
હરિ જ્ઞાન ભાન ઘડી રહે, પણુ અચળ માના આશરા,
એ માયમાંએ તું રમે, વિશ્વે વિભુ સચરાચરા. ૧૬

વિભુ વ્યક્ત રાગ તજાવજો, અવ્યક્ત સૌમાં આપ છો,
હરિ માત માયા ના તજું, તોય ક્ષમા કરજો બાપ છો. ૧૭
મા રમાડે રીઝો તમે, એ ધન્ય ભાગ્યો અમ તણાં,
જીવ બાળ ક્રીડાઓ કરે, એ લાડ તો પ્રભુ તમ તણાં. ૧૮
હરિ બાળ ભાવે વિચરશું, મન રહો નિત્ય માબાપમાં,
એ માગવું એ યે વૃથા, વિભુ ભેદ કયાં છે આપમાં. ૧૯
માબાપને વળી બાળકું, એ મૃષા માયા ભાસ છે,
અધિષ્ઠાન પર આરોપવાં, એ અવિદ્યા વિલાસ છે. ૨૦
હરિ જીવ વિંડમ્બન સરજીઆં, એ શરણ વિણ છૂટે નહીં,
પ્રભુ સ્મરણ વિણ સાધન કરે, નકી નાથ એ ટૂટે નહીં. ૨૧
માટે શરણ સ્મરણો યાચીએ, ઉરમાં રહી એ આપજો,
અંતર પડ્યાં અમ તમ વિષે, કરૂણા કટાક્ષે કાપજો. ૨૨

❖ ❖ ❖

## વિશ્વાસ શા છે પલકના ?



( હરિગીત છંદની ચાલ )

જીવ જગતમાં તું જન્મિઓ, શા કારણે રે માનવી,
કોઇ પશુ પક્ષી ના થયો, એ કૃતિ કોણ પિછાનવી. ૧
તું કોણ કયાંથી આવીઓ, ને કયાં જશે મૃત્યુ થયે,
સુખ દુઃખ મળે વળી શા વડે, એ જાણવું સાધન કયે. ૨
પશુ ધર્મ ધારી પોઢવું, એ યોગ્ય શું, જો અંતરે,
ઉપદેશવા એ અવતરે, હરિ મોકલ્યા અહીં સંત રે. ૩
તું અવગણે એ આવરણે, પણ સમય એવો આવશે,
અભિમાન સરવે ટૂટશે, થઈ લાચાર પ્રભુ પોકારશે. ૪
ક્ષણુ એકમાં ખાખાવીખી, સૌ ખેલ થાતા ખલકના,
મમતા કરે મિથ્યા તને, વિશ્વાસ શા છે પલકના. ૫

મન પાછળે તું પરવરે, પરવશ દશા ન વિચારતાં,
સુખ દાખવી દુઃખ આપતાં, જીવતાં રહે તન મારતાં. ૬
કોઇ ધન્ય ક્ષણુ તું ધારશે, સન્માર્ગ માંહે વિચરવા,
પળ એકમાં એ પાડશે, અક્ષર નહીં દે ઉચરવા. ૭

બુદ્ધિ તને દીધી વરી, રાખી વિવેકોની વકી,
ઉપયોગ એના ના કર્યે, દુઃખ આવવાનાં છે નકી. ૮
તન મન તણી આ જાળમાં, તું ફસાયો અજ્ઞાનથી,
છે નિરાળો એના થકી, જો આત્મ જ્ઞાને ભાનથી. ૯

વ્યવહારના વ્યાપારમાં, શું નફા તુજને આવીઆ,
સુખ ઇચ્છીઆં શું આવીઆં, કે મૂળગા ગૂમાવીઆ. ૧૦

આ ઇન્દ્રજાળે મોહ ધરી, તું માત્ર બંધનમાં પડ્યો,
સુખ સ્વપ્ન શાં સંસારમાં, જે તું રહે છે ત્યાં અડ્યો. ૧૧

સુખ રૂપ નિજ સ્વરૂપ તે, સુખ કાજ તું અહીં વલવલે,
પણુ દિશાઓ ભૂલ્યો નકી, મિથ્યામહીં એ ના મળે. ૧૨

નશ્વર સુખો સંસારનાં, ત્યાં અમર સુખ ક્યાંથી મળે,
તું નિત્ય સત્ય જ ઓળખે, તો આત્મમાંહે એ ફળે. ૧૩
મન બુદ્ધિ દેહો તું નહીં, સંસાર ને સ્વજનો નહીં,
અજ્ઞાનના અધ્યાસથી, તું આવર્યો એના મહીં. ૧૪

તું સાક્ષી આ સહુ દ્રશ્યનો, નિષ્ક્રિય ને નિર્ગુણ સદા,
છે ફેર અવની આભ શા, દેહ રૂપ તું ન્હોતો કદા. ૧૫
જીવ, જગતમાં જન્મ્યા તણી, જે નેમ તે નવ ચૂકશો,
અમૃત ભર્યાં છે આત્મમાં, નવ ઝેર માંહે ઝૂકશો. ૧૬
વળી વિશ્વમાં વિષ્ણુ રમે, એ દ્રષ્ટિએ રહેતાં સદા,
સહુ રાગ દ્વેષો છૂટશે, ને નહીં રહે કંઇ આપદા. ૧૭
મદિરા ચડયે માયા તણી, તું આત્મભાન ભૂલી ગયો,
નિશ્ચે નવા અવતારમાં, પશુ પક્ષી યોગ્ય જ તું થયો. ૧૮

કરી કૃપા કરૂણાસાગરે, દેહ આપીઆ અણમૂલ આ,
એ ઓળખ્યા વિણુ જો જશે, તો નેટ થાશે ભૂલ આ. ૧૯

એ પ્રેમીને પ્રીછી લઇ, કરી પ્રીત પાએ લાગવું,
પરિબ્રહ્મ પૂજી પિંડમાં, પરિત્રાણ એ શું માગવું. ૨૦

અખિલેશ એ ઉદ્ધારતા, ને આત્મજ્ઞાનો આપતા,
સહુ સિદ્ધ થાતાં સાધનો, નિજ રૂપ માંહે સ્થાપતા. ૨૧

પહેલાં પરોક્ષે પૂજતાં, અપરોક્ષ એ આપે થશે,
જન્મો ધર્યાને યોગ્ય તું, જીવ માનવી ત્યારે હશે. ૨૨



## વૃત્તિનો વિરામ



( ભક્તિ વડે વશ થાય—એ રાહ )

અંતરસ્મૃતિએ સુંદર શ્યામ, વૃત્તિ, વિભુમાં પામ વિરામ,
અહીંનાં આટોપી સહુ કામ. વૃત્તિ વિભુમાં૦

સ્મરણ સમાં સુખ નહીં સંસારે,
નિર્મળ કરતાં હરિનાં નામ. વૃત્તિ વિભુમાં૦

અંત નથી સાધનના, સામળ,
નથી હૈયે રહેતી હામ. વૃત્તિ વિભુમાં૦

સંસૃતિઓના શા વિશ્વાસો,
થાતો અંતે જીવ બેફામ. વૃત્તિ વિભુમાં૦

પણ સ્મૃતિઓ નવ જાય સમૂળી,
નિશ્ફળ નહીં પ્રભુનાં નામ. વૃત્તિ વિભુમાં૦

સફળ ફળે ફળતા પુરૂષોત્તમ,
પૂરણ કરતા કામ. વૃત્તિ વિભુમાં૦

એક કાળે અંતર ઓળખશે,
આપે છે આત્મારામ. વૃત્તિ વિભુમાં૰

કાળ કર્મની શાની ચિન્તા,
ઘટ ઘટમાં ઘનશ્યામ. વૃત્તિ વિભુમાં૰

તું વિશ્વે વિભુ તું વૃત્તિએ,
વિરહે તું અભિરામ. વૃત્તિ વિભુમાં૰

વિશ્વેશ્વરમય વૃત્તિ બનતાં,
વિશ્વ વિભુનાં ધામ. વૃત્તિ વિભુમાં૰



## દિલમાં છે દેવ એ દેહરે સહી

( લાલે ભરી ગુલાલે ભરી—એ રાહ )

દિલમાં છે દેવ એ દેહરે સહી, એની પિછાન મ્હને આજે થઈ,
દેખે છે દિલ એ આંખ્યો નહીં, માટે રહ્યા રે પ્રભુ મૂર્તિ મહીં. ૧

બન્નેને નાથ તમે દેવા સંતોષ, મૂર્ત અમૂર્ત રહ્યા રે આશુતોષ,
આવી દયાઓ દેવ કોણ રે કરે, ધરિયાં બિરદ, બાપ, કેમ ના કરે. ૨

આવાં રે હેત તાત રાખજો તમે, બાળક થઈને કેમ બોલિયે અમે,
કાલા આ બોલ બાળ વ્હાલા છે બાપ, અંતરથી એક એને જાણો છો આપ, ૩

માટે બોલીને આમ રાજી કરૂં, તેડી લ્યો બાપ એમ આશા ધરૂં,
અંકે લઈને તાત પૂર્યા છે કોડ, વાળ્યાં વળાય નહીં એ રણછોડ. ૪



# મહાતીર્થનું દર્શન

( મનમાને નહીં સો ફેરા સમજાવું,-એ રાહ )

ક્રિયાં તીર્થ ફરૂં અંતરયામી, અંતરમાં સ્નેહે સ્મરૂં,
નહીં શાન્તિ બીજે, અંતરથી અળગા રે એને કયમ કરૂં. ૧

જે સ્થાવર જંગમ ખેલી રહ્યા, ફળફૂલ વિષે જે ફેલી રહ્યા,
જોઉં અંતર બહાર જ રેલી રહ્યા, ક્રિયાં૦ ૨

અરે લોભ લાલચ તન તાવી દે, કામ ક્રોધ મોહ મદ ફસાવી દે,
મન સતસંગનાં બીજ વાવી દે. ક્રિયાં૦ ૩

મન મારૂં તારૂં છોડી દે, સત્ વસ્તુ વિષે ચિત જોડી દે,
મન વિષય શત્રુને મોડી દે. ક્રિયાં૦ ૪

દેહ તીર્થ ફરાયાં ચોરાશી, તોય ઓળખાયા નહીં અવિનાશી,
હવે કયમ મળશે એ ગયે કાશી. ક્રિયાં૦ ૫

મન દેહને તીર્થ બનાવી દે, તજી વાસના જીવને મનાવી લે,
તીર્થરાજને દિલમાં વસાવી દે. ક્રિયાં૦ ૬

જ્યારે ઘર તારૂં ગંગા થાશે, પ્રાણી માત્ર એમાં નિર્ભય ન્હાશે,
ત્યારે દિલમાં દેવજ દેખાશે. ક્રિયાં૦ ૭

જ્યારે જીવ શિવ રૂપે દરસાશે, ત્યારે ભ્રમણા સૌ ભાંગી જાશે,
પછી અખંડ એક તું ઇશ થાશે. ક્રિયાં૦ ૮

તારી ભેદ બુદ્ધિ જો નાજ ટળે, તો અવિનાશી તને ક્યાંથી મળે,
આત્મ દ્રષ્ટિ વિના તીર્થ ક્યાંથી ફળે. ક્રિયાં૦ ૯

જો ધનમાં તારૂં ચિત્ત રહ્યું, તો વિત્ત ખરચ્યું તોયે શુંરે થયું,
ગઇ મમતા ન તો તારૂં શુંરે ગયું ? ક્રિયાં૦ ૧૦

મન તન ધન તું પ્રભુનાં કરજે, એને સૌ સોંપી તું વિચરજે,
નહીં વિસારે દીનબંધુ એ. ક્રિયાં૦ ૧૧

ઘટઘટમાં આત્મા ઓળખાશે, ત્યારે સૌ ભૂમી તીરથ થાશે,
તવ કૃપા કરી હરિ કર સ્હાશે. ક્રિયાં૦ ૧૨

પ્રભુ તીર્થ દાને દયા કરશે, ત્યારે વિદ્યા અવિદ્યા જાણુ થશે,
વિશ્વ વિષ્ણુ થયું પછી જાવું કશે! ક્રિયાં૦ ૧૩

⚜ ⚜ ⚜

## જીવ આતમમાં શમે

( હે દીનનાથ દયાળ નટવર—એ રાહ )

પ્રભુ એક આશા પૂરજો, પરિપૂર્ણ કામી છો તમે,
કંઇ વાસનાઓ ના રહે, ને જીવ આતમમાં સમે. ૧

અધિકાર એ ના હોય તો, અનુગ્રહ કરીને આપજો,
જન્મો ધરૂં છો જગ વિષે, પણ સ્મરણને તો સ્થાપજો. ૨

તમ સમા સ્વામી શિર પરે, પ્રભુ માગતાં કયમ ભૂલિયે,
અધિકાર એ તમ અંશને, કયમ નિરાશાએ ડૂલિયે. ૩

પ્રભુ આપીયું ને આપશો, પણ જીવ ભીખારી જન્મથી,
છે રાજરિદ્ધિઓ દીધી, પણ ટેવ આ જાતી નથી. ૪

આપે બળીને યાચીયા, તો અમારૂં કહો શું ગજું,
આ યાચનાઓ ટાળવા, પ્રભુ જાણજો તમને ભજું. ૫

હરિ બાળભાવે યાચું હું, અધિકારને જોશો નહીં,
પ્રભુ પૂર્ણકામી નામનાં, ધાર્યાં બિરદ ખોશો નહીં. ૬



## મન મહા નદી

( હે વાંસલડી વેરણ થઈ,-એ રાગ )

મનમહાનદીઓ સંસારી સાગર શું એનાં વ્હેણુ છે,
નિત્ય પૂર ભર્યાં વિષયોનાં વસમાં રે એમાં ફેણુ છે. મન૦ ૧
સંકલ્પો બુદ્દ બુદ્દ નિત્ય નવા, એ થાય નવા મિથ્યાજ થવા,
અણુગણુ એ વ્યર્થ વિકાર હવા. મન૦ ૨
એની ગતિઓ રોકી ના રહેતી, એ નિશદિન વેગ ભરી વ્હેતી,
એ માર્ગ કુમાર્ગો ના લ્હેતી. મન૦ ૩
કોઈ સંતે એ જળ વાળી લીધાં, નવ જાય જગે એમ ખાળી દીધાં,
એના થાય સુયોગ એ ભાળી લીધાં. મન૦ ૪
પ્રભુ ખેત મહીં છોડ્યાં એને, વળીઆં છે જળ પછી એ વેને,
સમુદ્રે ખારાં ન થવાં જેને. મન૦ ૫
અન પ્રભુપદપ્રેમ અનંત થયાં, એણે જન્મ મરણ ભૂખ દુઃખ ગયાં,
દઈ તૃપ્તિ અમર એ ધન્ય થયાં. મન૦ ૬

## બુદ્ધિનું ઇંદ્રજાળ

( અમે તમારા બે દિનના મેમાન-એ રાહ )

પ્રભુ છે અદ્ભુત શક્તિ તમારી, નથી લહી શકતી બુદ્ધિ અમારી,
તદપિ શોધે એહ બિચારી, નથી લહી૦ ૧
જડ બુદ્ધિને જીવન આપી, આપ રહ્યા અવિકારી... નથી૦ ૨
ચુંબક સ્હામે લોહ જ આવ્યાં, ગતિ આવી અણુધારી... નથી૦ ૩
સિંન્ધુ ભર્યાં કયમ અંજલિ આવે, આશા એ અવિચારી... નથી૦ ૪
તોય તૃષાઓ છીપવે જીવની, સત્તા સ્ફુર્તિ તમારી... નથી૦ ૫
મહાસાગર માપ્યાના અમને, કોડ થતા ગિરિધારી... નથી૦ ૬
બુદ્ધિએ બળ કરીને આપ્યા, સંસ્કારો સંસારી... નથી૦ ૭

જગમાં કાંઇ ન દીઠું જીવતું, નશ્વર સર્વ વિકારી... નથી૦ ૮
નામ રૂપ ને નજરો સર્વે, ઇંદ્ર જાળ અવધારી... નથી૦ ૯
સાક્ષી આગળ સર્વે જૂઠું, સત્ સત્તા અધિકારી... નથી૦ ૧૦
અધિષ્ઠાનની અગમ્ય શક્તિ, કોણ શકે જ વિચારી !... નથી૦ ૧૧
અધ્યારોપે આ સહુ લીલા, લંઘી શકે ન કિનારી... નથી૦ ૧૨
નશ્વરથી કયમ ઈશ્વર જડશે, મિથ્યા દોડ અમારી... નથી૦ ૧૩
આજે અમને આ સહુ ખારાં, આવ્યાં શરણુ તમારી... નથી૦ ૧૪
મન બુદ્ધિ જગ જીવ જંજાળો, સૌ બુદ્દબુદ્દ તું વારી... નથી૦ ૧૫
સોના ઉપર સર્વે ઘાટો, ઘટ ઘટ તું ગિરિધારી... નથી૦ ૧૬



## ભોમીઆની ભાળે

( મથુરામાં ખેલ૦ એ રાહ )

મારૂં મન તમને હરિ ખોળે, હો રાજ,
કોણુ મને મારગ દેખાડે,
મારૂં ચિત્ત ચડયું હીલોળે, હો રાજ, કોણુ મને૦
મને કોણે આ ભવ રે દેખાડ્યા,
કોણે અંતર ભાવો જગાડ્યા. હો રાજ૦
મારા વિષયોને કોણુ પસારે,
કોણુ વિષયે જતાં મન વારે. હો રાજ૦
કોણુ સુખદુઃખનાં પૂર ઊભરાવે,
કોણુ પાછાં એ પૂર ઓસરાવે. હો રાજ૦
કોણુ સંચિતનાં બળ વિસરાવે,
કોણુ પાછાં એ ભાન કરાવે. હો રાજ૦
કોણુ ચેટકનો એહ કરનારો,
પ્રભુ જીવ મુંઝાય છે મ્હારો. હો રાજ૦

કાણુ અદૃશ્ય રાજ એ ચલાવે,
કાણુ સત્તાના દોરે નચાવે. હો રાજ૦
મારે એના ઉકેલ છે લેવા,
ભલે દેહ પડે પછી દેવા. હો રાજ૦
હરિ તમે અંતર ચક્ષુ ઉઘાડો,
મારા સૂતેલા જીવને જગાડો. હો રાજ૦
નાંખ્યાં અલબેલે આવરણો ઉતારી,
જોઇ જીવનની જ્યોત જગે ન્યારી. હો રાજ૦



## સંતવાણી

( હું તો જમનાજી ગઈ હતી પાણી–એ રાહ )

સંત અંતર રહીને નાથ બોલ્યા,
અમે આજે એ કોયડા ઉકેલ્યા રે. સંત૦ ૧
કેમ ઢાંકી રહે એ પ્રેમ જ્યોતિ,
જોયાં કલમે ભર્યાં શું તમે મોતી રે. સંત૦ ૨
એ મોતી મરાલ કોઇ ચણતા,
કોઇ મરજીવા સંત એને વણતા રે. સંત૦ ૩
જે બુદ્ધિ સંસારે અધુરી,
શ્યામ સંગે એ થાય છે મધુરી રે. સંત૦ ૪
તમે પાંગળાંને ગિરિયે ચડાવો,
અમે નજરે દીઠો છે એજ દાવો રે. સંત૦ ૫
આપ જ્યોત્યોમાં જીવ ના જણાતા,
કરો એવું એ ત્યાં રહે સમાતા રે. સંત૦ ૬
નાથ અદ્‌ભુત તમારી એ શક્તિ,
ધન્ય એવી થઇ જો ભવ ભક્તિ રે. સંત૦ ૭



# આવો વિવેક વનમાળી

( ધન્ય જેણે૦,–એ રાગ )

આવો વિવેક વનમાળી, આ જીવને આવો વિવેક વનમાળી,
એણે ઓળખાણ આપનીજ ટાળી– આ જીવને૦ ૧
વાસનાએ ઘેરીઓ, ને વિષયોએ પ્રેરીઓ
બુદ્ધિ બની છે સાવ બાળી– આ જીવને૦ ૨
સ્નેહે સંતાપીઓ, એ જેમાં આરોપીઓ,
હાડો નાંખ્યાં રે એણે ગાળી– આ જીવને૦ ૩
દેહોની લ્હેર કાજ, કીધા પ્રપંચ આજ,
દેશે ઘડીમાં એ ઢાળી– આ જીવને૦ ૪
ધનથી ધરાય નહીં, હાશો કરાય નહીં,
ભાગ્ય રેખા ના નિહાળી– આ જીવને૦ ૫
માનવને દેહ નાથ, પશુઓની બુદ્ધિ સાથ,
સુખના ન લેશ શકયો ભાળી– આ જીવને૦ ૬
સંચિત ને હાથ દોર, ચાલે જરી ન જોર,
શકતો નથી રે એને ખાળી– આ જીવને૦ ૭
આને શુ કાજ દેહ ! દુઃખને શું કાજ નેહ !
ગતિઓ શકાય નહીં વાળી– આ જીવને૦ ૮
ઘેર્યો અજ્ઞાનથી, દેહોના તાનથી;
જઈ રે પડયો એ પાશ જાળી– આ જીવને૦ ૯
કીધા અનિત્ય સંગ, આવ્યા અધ્યાસ અંગ,
પેટે મારીરે આમ પાણી– આ જીવને૦ ૧૦
સંસારે કો ન સુખી, જોતાં જીવ માત્ર દુઃખી,
જીવન જણાય સહુ ફાણી– આ જીવને૦ ૧૧
કરવા વિવેક આજ, બુદ્ધિ આપી છે રાજ
મૃત્યુ વગાડી રહ્યું તાળી– આ જીવને૦ ૧૨

જીવનાં ન જોર નાથ, બાજી એ તુજ હાથ,
પોતાનાં લ્યો ને સંભાળી- આ જીવને૦ ૧૩
ઘેલોઘેલો રે જીવ, તોયે છો તાત શિવ,
વાળી મૂકો ન વનમાળી- આ જીવને૦ ૧૪
સ્નેહેથી સાહી હાથ, લ્યોરે અપનાવી નાથ,
ભાન ભૂલેલ એને ભાળી- આ જીવને૦ ૧૫
બાળકના દોષ બાપ, જોશો જરી ન આપ
હઠ રે હરિ ન દેશો ટાળી- આ જીવને૦ ૧૬
ખેલે ખેલાવીઓ, માએ લડાવીઓ,
આપો વિવેક વનમાળી- આ જીવને૦ ૧૭
આપે આનંદરૂપ, શાને તવાય ધૂપ,
નાંખો અહંકાર ગાળી- આ જીવને૦ ૧૮
જાણે અનિત્ય નિત્ય, માણે અસંગ ચિત્ત,
રીત જીવનમુક્તની નિરાળી- આ જીવને૦ ૧૯



## આયુતણાં મૂલ મૂલશો



( હે દીનાનાથ દયાળ નટવર૦ એ રાગ )

અણમૂલ આ અવતારમાં, ભગવાનને નવ ભૂલશો
જાતાં જીવન ઉતાવળાં અજ્ઞાનમાં નવ ઝૂલશો. અ૦ ૧
આ ચાર દિનની ચાંદની, અણજાણ અંધારાં થશે
ચૈતન્ય દીપો ચેતવી, આયુ તણા મૂલ મૂલશો. અ૦ ૨
જડમાં જીવન રૂંધી લઈ, અમરત્વ ભાવ ન ઓળખ્યા
કોઈ ધાણીએ નવ ધાલશો, સુકુમાર જીવ આ ફૂલ શો. અ૦ ૩
શિવ જીવનાં અંતર લહી, ઉર ઉદાસી થાશો નહીં
અણમૂલ ધન ઢંકાયલાં, દેખ્યા વિના તો ડૂલશો. અ૦ ૪

પડદા પ્રભુ શું રાખશો, ત્યાં લગી અંતર ભાસશે
થઈ શ્યામશરણે શોધજો અપરોક્ષ નો ઉકેલશો. અ૦ ૫
કર ઝાલવા કિરતાર એ, આતુર થઈ ઉભા રહ્યા
સહુ સૃષ્ટિના અધિરાજ એ આપેજ એ નવ ભૂલશો. અ૦ ૬
જીવ આખરે તું એજ છે, માયા પડળ ઊતારતાં
ભવ સિન્ધુનેજ તરી જવા, અવતાર આ છે પૂલ શો. અ૦ ૭
પરિત્રાણુ કરવા પુત્રનાં, પરિબ્રહ્મ તાત પધારતા
કરી કૃપા એ કર ઝાલશે, તવ આપ હર્ષે ફૂલશો. અ૦ ૮
કદી આત્મભાન થઈ જતાં, અખિલેશને ન વિસારશો
પળમાં પ્રપંચો પાડશે, અભિમાનમાં નવ ફૂલશો. અ૦ ૯
પ્રભુ ચરણુને જવ ચૂમશો, તવ અંતરો રહેશે નહીં
જગ જીવ જીવન એક છે, બ્રહ્માંડમાં નવ ભૂલશો. અ૦ ૧૦



## કેવાં કર્મ કરેલાં ?

(ભક્તિ વડે વશ થાય, એ રાગ)

કેવાં કર્મ કરેલાં, જીવ તેં તે, કેવાં કર્મ કરેલાં ?
મન વિષયોને શું વરેલાં ! જીવ તેં તે કેવાં૦ જીવ૦ ૧
સંપત્તિ સુખ શોધ્યે જગમાં, દુઃખ દારિદ્ર ખરેલાં. જીવ૦ ૨
વિધિએ વિશ્વ સૃજ્યાં સુખ સારૂ, તારાં ભાગ્ય ફરેલાં. જીવ૦ ૩
સુખમાં એ તેં દુઃખજ માન્યા, કોણે ભાન હરેલાં. જીવ૦ ૪
સદ્ગુણુ નવ શિખ્યો તું શરૂથી, ડરીને ડગ ન ભરેલાં. જીવ૦ ૫
સંચિત સાંકળ મન બંધાયાં, તેં અભિમાન કરેલાં. જીવ૦ ૬
જગ નાટક તું જોવા આવ્યો, વિસર્યો રૂપ ધરેલાં. જીવ૦ ૭
સ્વપ્નલીલા તેં સાચી જાણી, તેમાં મન ડરેલાં. જીવ૦ ૮
મૃગજળ મહાજળ માની લીધે, એ જળ કોણુ તરેલાં જીવ૦ ૯

સુખદુઃખ તનમન માયામય સૌ, મૂળમાં છેજ ભરેલાં જીવ૦ ૧૦
વગર વિચારે વિચર્યે વિશ્વે, કોનાં કામ સરેલાં! જીવ૦ ૧૧
તું નહીં કર્તા તું નહીં ભોક્તા, પરહર સર્વ વરેલાં. જીવ૦ ૧૨
સદૈવ તારાં સ્વરૂપો છે જીવ, બ્રહ્માનંદ ભરેલાં. જીવ૦ ૧૩

  

## છૂટવાની કળા



( હરિગીતની ચાલ )

જીવ કર્મ કંટક વાવિયાં, રખે દોષ દે તું કોઇને
હજી એ નહીં વાગે તને, જો ચાલશે જોઈ જોઇને. ૧
અણજાણ તુ આવી ચડયો, આ કર્મ બંધનને વિષે,
બંધન મહીં સુખ માનશે, તો બંધનેથી શેં છૂટીશે. ૨
રખે પશુ પસમ બુદ્ધિ કરે, સ્વતંત્ર તું સુખથી ભર્યો,
આ ઇન્દ્ર જાળ આવી કરી, અભિમાનથી થાજે નર્યો. ૩
સુખ દુઃખ જોજે દૂરથી, એ રખે માને માહરાં,
એ કળા જો તને આવડે, તો નથી બંધન તાહરાં. ૪

  

## કર્મ ગતિ નવ છોડે



( દયાનિધિ, દુસ્તર માયા તમારી,-એ રાહ )

જુવો, જીવ કર્મગતિ નવ છોડે, કરેલાં આગળ આગળ દોડે. જુવો૦ ૧
માનવ કદી કર્મગતિને સહેતા, નિર્ગુણ છે તોય પ્રભુ એ વહેતા,
સંતો પણ સ્હેવા સર્વને કહેતા. જુવો૦ ૨
ધીરજના પાઠો દેવા એ વહે છે, આપે તો આનંદ રૂપે રહે છે
ખરેખર જ્ઞાન જ એને કહે છે. જુવો૦ ૩
રઘુવીર રાજ્ય તજી વન વશિયા, પ્રતાપી પાંડવ કર્મે કશિયા,
નથી એ આત્મરતિથી ખશિયા જુવો૦ ૪

સુખદુઃખ માની લીધેલા પ્રબંધો, નથી જીવ ત્હારે એ શું સંબંધો
ઓળખતાં આપ નથી એ દ્વંદ્વો. જુવો૦ ૫
સંચિતે સાંચ્યાં ધીરજથી સ્હેવાં, અસંગી આત્મા રૂપે રત રહેવાં
નવાં નવ કરવાં પડે જે વ્હેવાં. જુવો૦ ૬
આસક્તિ રાખી કરેલાં નડશે, ચોરાશી લાખ ચક્કર તું ચડશે
જરૂર એ ભોગવવાં, જીવ, પડશે. જુવો૦ ૭
છેલ્લા આ દેહ દયાથી મળ્યા છે, પ્રભુ તો પ્રેમે ઘણુંએ ઢળ્યા છે
જરા જો ત્હારા દિવસ શું વળ્યા છે ! જુવો૦ ૮
હવે જો હારીને હો રે ધરાયા, ગણો, જીવ, દેહોના ધર્મ પરાયા
અજ્ઞાને આપ ભૂલી જે વરાયા. જુવો૦ ૯
હતાં અહીં સાક્ષી રૂપેથી રહેવાં, રાગેથી માંડયાં તમે તો વહેવાં
થતાં એ વસમાં કોને કહેવાં ! જુવો૦ ૧૦
હવે જડ ચેતન ધર્મો વિચારી, ઓઢેલાં આવરણ નાંખો ઉતારી.
ઘટેના આવી ગતિઓ તમારી. જુવો૦ ૧૧
પ્રભુને આર્ત થઇને પોકારો, ક્ષમાઓ માગી ભૂલોને સ્વીકારો
કરી દે કર્મથી એ છૂટકારો. જુવો૦ ૧૨
આખરની સત્તા હરિને હાથે, કૃપાઓ કેને કરી છે નાથે
જુવો તો જે છે સદા તમ સાથે. જુવો૦ ૧૩



## સખાને સંબોધન

( ધન્ય જેણે હરિગુણ૦, એ રાગ )

કહાન કહો શું રે કમાયા, અમારી કને કહાન કહો શું રે કમાયા
ભૂલ્યા અંતરમાં શાને શમાયા અ૦ ૧
વિષયોને વાસ વસ્યા સામળ સકોચમાં, દેવ થઇ દેહમાં દબાયા અ૦ ૨
શોક સંતાપ સહ્યા આરે શરીરના, ખમ્મા એ કેમ રે ખમાયા. અ૦ ૩
સુખમાં ન શામ અમે તમને સંભારીયા, દુઃખે હશો રે ડમાયા. અ૦ ૪
સંસારી સ્વાંગ અમે સજવ્યા નિર્લેપને, રાગવિણુ કેમરે રમાયા અ૦ ૫

કરૂણા આવી કે બાપ વ્હાલેથી આવીયા, જાણીને જીવ શું નમાયા અ૦ ૬
આજે આ યાદ મને આપે અજંપ અતિ,ભાગ્યે શું જીવ રે ભમાયા અ૦ ૭
પામ્યા નથી રે પ્રભુ પૂજનનાં પત્રપુષ્પ,ભાવવિણુ ભોગ ના જમાયા અ૦ ૮
ખમીને અનેક આળ,સંતોષી આપ બાળ,વ્હાલાં શું બાપનાં કમાયા અ૦ ૯
સેવાની આશ ના છૂટે સ્નેહપાશ ના જાણીને જીવ શું સમાયા અ૦ ૧૦
અંતર ઉદાર આપ આપીને રીઝતા, ભેદ અમે આજ એ પમાયા અ૦ ૧૧
ખમીને ખશેલ જ્યોત જીવને દીધેલ એ, માન્યું શું મન કે કમાયા અ૦ ૧૨

## સંસારની ચિન્તા

( ધન્ય જેણે હરિગુણ૦,–એ રાગ )

ચિન્તા શું કામ શામ ધરીએ સંસારની, ચિન્તા શું૦
કેમ તારા વિશ્વાસ પરહરીએ. સંસારની૦ ૧
તાર્યાં અજામેલ ગજ,ગુણકા અહલ્યાદિક,આશા અમે કાં ન કરીએ.સં૦ ૨
મોહ નથી જો દેહ ગેહોના મનમાં, ત્યારે પાછાં તે કેમ ફરીએ. સં૦ ૩
થોડા ય મોહ જો લાવે જનમતો, તુજ પ્રેમ બાદ કેમ કરીએ. સં૦ ૪
ચાલે છે જીવ જેમ ખેંચો છો દોર તેમ, હુંનાં તો જોર નથી જરીએ. સં૦ ૫
જાણો છો જીવ જોર,જાણો જંજાળ દોર, ભેદુ ભલામણો શું કરીએ. સં૦ ૬
દેહે સ્નેહે ને સંસારે સમાયલા, અમે અખંડ અનુસરીએ. સં૦ ૭

## મોહે મ્હેમાન

( ધન્ય જેણે એ રાહ )

સ્યામ કેમ માનીએ મ્હેમાન, અમે આપને સ્યામ કેમ૦
જાણ્યા જનમો જનમના જમાન, અમે આપને૦ ૧
ટાઢું ઊનું અમે જેજે રે જમીએ, જોડે જમો છો સમાન. અમે૦ ૨
સાથે રહેનારને શેનાં સન્માન શામ, શેનાં રે માન અપમાન. અમે૦ ૩

પર ઘર માનીને રમે રહેતા રે રાજવી, જાણું ન નેહનાં નિદાન. અમે૦ ૪
જીવને પડે છે જવું જગની જંજાળમાં, છે કર્મોને હાથ એ કમાન. અમે૦ ૫
ઘરમાં તમે ને એને જાવું બજાર બ્હાર, ગણશો નહીં એ અપમાન. અમે૦ ૬
મોંઘા મ્હેમાન સદા રહે રે સદનમાં, ઇચ્છે છે એમ યજમાન. અમે૦ ૭
દીનતા જોઇને દેવ દોષો ન દેખશો, ભાવો જોજો રે ભગવાન. અમે૦ ૮
હો તો મ્હેમાન મન આમ કેમ બોલીએ, પ્રીતિની કરજો પિછાન. અમે૦ ૯
રાજાના રાજ પાસ રહેવું શી રીતથી, એનાં નથી રે નાથ ભાન. અમે૦ ૧૦
માનું સમાન એની શિક્ષા ન આપશો, શ્યામ અમે સાવ અજ્ઞાન. અમે૦ ૧૧
શિક્ષા કરોતો શ્યામ સમૂળાં રે મારજો, જાય જેમ હુંના નિશાન. અમે૦ ૧૨
એકલડાં શ્યામ કેમ ગમશે સદનમાં, સાંભળશો આમ કોનાં ગાન. અમે૦ ૧૩
સમજુ છો શ્યામ નહીં જાવ,ને જીવાડશો,જાણોછો આતમ સમાન. અમે૦ ૧૪
જીવ શિવને રૂપ સખા ભાવે ભગવાન છો, અદ્વૈતે આત્મા નિદાન. અમે૦ ૧૫
દેહે યજમાન જીવ મોહે મ્હેમાન શિવ, માની રહ્યો એ નાદાન. અમે૦ ૧૬
સત્ય તો મ્હેમાન જીવ,નિત્ય યજમાન શિવ,અંતે દ્વંદ્વો એ અજ્ઞાન. અમે૦ ૧૭
એક અખંડ આપ જીવ રૂપ ભાસતા, માયાનાં રાખવાને માન. અમે૦ ૧૮
આપના અવાસ ઇશ આંખોની પાર છે, દગ્ધો માયાનાં મકાન. અમે૦ ૧૯
અંતર બહાર નિત્ય,નાથના નિવાસ ચિત્ત, આજ જીવ તારો મેમાન.અમે૦ ૨૦

　　

## શ્રી કૃષ્ણ ચિત્ત નિત્ય હો અમારે



( શ્યામ ચરણ સ્મરણ૦ એ રાગ. )

શ્રી કૃષ્ણ ચરણ શરણ થવું એજ ધર્મ ધારૂં,
શ્રી કૃષ્ણ સ્મરણ ચરણ જવું એજ કર્મ મારૂં. ૧
શ્રી કૃષ્ણ તાત કૃષ્ણ માત કૃષ્ણ ભ્રાત મારે,
શ્રી કૃષ્ણ સુત કૃષ્ણ વિત્ત કૃષ્ણ ચિત્ત તારે. ૨
શ્રી કૃષ્ણ ધર્મ કૃષ્ણ કર્મ કૃષ્ણ મર્મ મારા,
શ્રી કૃષ્ણ સમા સ્વજન સ્નેહી કોઈ ના અમારા. ૩

શ્રી કૃષ્ણ દેહ કૃષ્ણ ગેહ કૃષ્ણ નેહ ન્યારા,
શ્રી કૃષ્ણ સમા પ્રિય કોઇ અન્ય ના અમારા. ૪

શ્રી કૃષ્ણ અન્ન કૃષ્ણ મન કૃષ્ણ ધન મારા,
શ્રી કૃષ્ણ સદા જન્મ જન્મ પ્રાણ હો અમારા. ૫

શ્રી કૃષ્ણ જીવ કૃષ્ણ શિવ કૃષ્ણ વિશ્વ સારે,
શ્રી કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ નિત્ય ચિત્ત હો અમારે. ૬



## અનુગ્રહ યાચના

(રાગ સીતાજીના મહીનાનો)

મ્હારાં મન ગમતાં કરનાર, કાન્હા છાના કાં વસો રે,
થાવ અપરોક્ષ અંતર આપ, અધક્ષણ ના ખસો રે. ૧
છો તો છાયાની જેમ જરૂર, જીવન સહુ જાણતા રે,
મ્હારાં સ્ખલન ક્ષમાના નાથ, ઉરે નવ આણતા રે. ૨
ખરાં ખોટાં તમારાં જ્ઞાન, અમારે અંતરે રે,
તેથી રહેવું ઘટે નહીં નાથ, તમારે પટંતરે રે. ૩
તમે જગદીશ ના દ્યો જવાબ, કમળભૂને કરગર્યે રે,
મ્હારાં કાલાં કહેણ કબૂલ, કરો કૃપા એ ખરે રે. ૪
અખિલેશ મ્હેં ઓળવ્યાં કામ, આપે ઓઢી લીધાં રે,
આજે શરમાય સામળ ઉર, કઠણ એવાં કાં કીધાં રે. ૫
હરિ અધુરી આપી ઓળખાણ, તેણે મન ભૂલીઆં રે,
અહંકારે આંજી અમ આંખ, નયન નવ ખૂલીઆં રે. ૬
સુજાણ અજાણ એ દોષ, દિલે નવ લાવીઆ રે,
સાદે સ્હાય થવા સુકુમાર, જ્યાં હો ત્યાંથી આવીઆ રે. ૭
પ્રીતિ શીખવી પરોક્ષ પ્રકાર, સાક્ષી રહ્યા સાદરે રે,
હતા આપ ઉરે અપરોક્ષ, પ્રીત્યે આવ્યા આદરે રે. ૮

ધરૂં હર્ષ કે શોક હું શુંય, એ તો નથી સુઝતું રે,
ભેદે એવા ભર્યા જોઇ ભાવ, પ્રેમે મન પૂજતું રે. ૯
ભોળે ભાવે અમે ભગવાન, શરણુ હશે શોધીઆં રે,
તમે હૃદય કમળ રહેનાર, નવલ રૂપે નોંધીઆં રે. ૧૦
નથી નાથ કર્યો એ પાડ, તમે પણોએ પળ્યા રે,
જાય વ્હાનાંની લાજ તો આજ, તમે અમોમાં ભળ્યારે. ૧૧
પ્રભુ ન્હેલાં પરોક્ષ પ્રસાદ, પ્રેમીને આપતા રે,
એ આત્મ પ્રસાદ પ્રતાપ, એકત્વને સ્થાપતા રે. ૧૨
નહીં જુદા તો આ શી જરૂર, પ્રભુ ના પૂછશો રે,
આતો ઊર્મિના છે રે આલાપ, અંતરયામી બૂઝશો રે. ૧૩

  

## ક્ષમાપન

(બે દિનના મેમાન૦ એ રાહ)

દીનબંધુ દિસે શું દૂભાયા? ખમા, દીનબંધુ૦
અમ અંતર ભરીઆં માયા. ખમા૦ ૧
ક્ષણુ ક્ષણુ ખબરો રાખી તોયે,
વિશ્વાસ ન ઉર રખાયા. ખમા૦ ૨
અણુગણુ ઇચ્છા કરી કરી અંતર,
આપ ઉદાસી કરાયા? ખમા૦ ૩
પદવી પ્રભુની ભૂલ્યાં પામર,
ગરજે ગિરધર ગાયા. ખમા૦ ૪
માનવ મન માગણુ નિત્ય રહેશે,
અવિચળ લેખ લખાયા. ખમા૦ ૫
રાગ હૃદયના ન ગયા જીવન,
જ્યાં લગી જીવ છે કાયા. ખમા૦ ૬
પરિતાપો પ્રિય તમને આપ્યા,
એ માયાની છાયા. ખમા૦ ૭

અખિલેશ્વર ને અખંડાનંદે,
ઉર અમે ન રખાયા. ખમા૦ ૮
ક્ષમા કરો કર્તા છો કોમળ,
તમ માયાએ જીવ રહાયા. ખમા૦ ૯
આખર મન માયા ને કાયા,
જીવ લગી સૌ પડછાયા. ખમા૦ ૧૦
દેહી દૂભાતાં આપ દૂભાતા,
રાખી શક્યા ન દૂભાયા. ખમા૦ ૧૧
પળ પળ આશા પૂરી પ્રીતમ,
હૃદયમહીં શું રીઝાયા? ખમા૦ ૧૨
તમને એહ ઘટે અલબેલા,
ઉર અપરોક્ષ સમાયા. ખમા૦ ૧૩

  

## સુનાં મંદિરિયાં

(સખી ઊણી અણોસરી રાત, એ રાગ)

અવિનાશી આ આપના વિયોગ, ઉરને સાલી રહ્યા,
અખિલેશ આજ આપના અવાસ, આમ કેમ ખાલી રહ્યા. ૧
આજ રોમે રોમે તે રઘુનાથ, ઝંખના જાગી રહી,
ક્યારે મળશે મથુરાંનાથ, એજ લેહ લાગી રહી. ૨
યાચું યાચું યશોદા કહાન, દાન મહને આપજો રે,
હરિ અંતરના જાણી આલાપ, અજંપા કાપજો રે. ૩
પ્રભુ ધરીએ તમારાં ધ્યાન, તોય તોષ થાતા નથી,
વિભુ વિરહોની વેદના અથાગ, પંચકોષ જાતા નથી. ૪
શ્યામ સંતોને સાક્ષાત્કાર, થાય એમ જાણીયું રે,
અમે કેમ કન્હૈઆ કહાન, એ સુખ નવ માણીયું રે. ૫

ચર્મચક્ષુએ દેવ દરશન, અર્જુન સખે ના કર્યું રે,
દિવ્ય દ્રષ્ટિ આપીને દીનાનાથ, દુઃખ એનું છે હર્યું રે. ૬
મ્હારે અંતર એવા અભિલાષ, જોઇ હરિ હસશો નહી,
નકી થાશે અપરોક્ષ અવિનાશ, વિશ્વાસ મ્હારા ખસશો નહી. ૭
સદ્ય સૂનાં મંદિરિયાં માવ, શોભાવવા આવજો રે,
સ્યામ એકલડાં નહી રે સોહાય, લક્ષ્મીને લાવજો રે. ૮
વ્હાલા વૃત્તિને રાખજો હજુર, તમારા કામમાં રે,
મન મોહન બીજાનાં ન કામ, તમારા ધામમાં રે. ૯
હરિ ખોળું હું દેહને દેશ, કયારે કહાન મેળા થશે,
જીવ જુદા પડયા એ જગદીશ, કયારે મહાન મેળા થશે. ૧૦
જડ બુદ્ધિને મન મહારાજ, ચેતન થઇ રે ઊઠયાં,
આજ જોવા એ ઉરના રાજ, અમને આપે ત્રૂઠયાં. ૧૧
વળી જાગી ઉઠયા છે જીવરાજ, આપને શરણે થવા,
નથી ધરતા એ ધીર મહારાજ, મેળા મરણે થવા. ૧૨
વ્હાલા વ્હાલો ના આ તો વિલાસ, તમે તનમનમાં વસ્યા,
સદા અંતરને દેતા આનંદ, જરીએ નથી રે ખસ્યા. ૧૩

  

## ઝંખના

(બે દિનના મેમાન૦ એ રાહ)

હરિ, મન બુદ્ધિ બાળે વેશ, ઇચ્છે ઉર દર્શન અખિલેષ.
ન જાણે દુષ્કર છો દેવેશ. ઇચ્છે૦ ૧
મન બુદ્ધિના વિષય નહીં વિભુ, આપ અમૂર્ત અશેષ. ઇચ્છે૦ ૨
તદપિ એ નવ માને મનવ્યાં, જાણી ગયાંજ દીનેશ. ઇચ્છે૦ ૩
કર્તુંમકર્તું સમર્થ સામળ, સાંભળીઆ જ હમેશ. ઇચ્છે૦ ૪
પ્રભુ પરોક્ષ ન રહેતા પ્રિયને, સંતો દે સંદેશ. ઇચ્છે૦ ૫
બાળ બુદ્ધિ કરે બળજોરી, બાપ લહી બિરદેશ. ઇચ્છે૦ ૬
ઉર અપરોક્ષ રમો ઊર્મિએ, રમારમણ હૃદયેશ. ઇચ્છે૦ ૭

તદપિ નવ રીઝે તો રીઝવો, દઈ દર્શન દીનેશ. ઇચ્છે૦ ૮
અજ્ઞ સહુએ, પ્રાજ્ઞ તમે પ્રભુ, પ્રીછો ઉર આદેશ. ઇચ્છે૦ ૯
અંતર દર્શન આપો એને, આત્મરૂપે અમરેશ. ઇચ્છે૦ ૧૦
આશ ભર્યાં એ અખંડ ઝંખે, દ્યો દરશન દેવેશ. ઇચ્છે૦ ૧૧
લાડીલાંથી લાજ જશે તો, કો ભજશે ભુવનેશ. ઇચ્છે૦ ૧૨

  

## વ્હાલા મને એક વ્રજરાયા

(ધન્ય જેણે૦, એ રાહ)

વ્હાલા મને એક વ્રજરાયા, અપાર એ વ્હાલા મને૦
એના અનુગ્રહ એજ રે જણાયા. અપાર એ૦ ૧
આત્મ અનાત્મના વિવેક વિના યે,
સહજ ઉદાસ કાયા માયા. અપાર એ૦ ૨
કોઇ ધન્ય પળોએ હશે એને પોકાર્યા,
હરિ ધીર ગંભીર તોય ધાયા. અપાર એ૦ ૩
જન્મ મરણુ ભૂખ ભાગી ભવાટવિ,
પ્રભુ પ્રેમના પ્રસાદ તો જમાયા. અપાર એ૦ ૪
આપ્યા પ્રકાશ અને આપે જણાયા,
વળી વિશ્વ વિષે એજ રે વણાયા. અપાર એ૦ ૫
માયા મોહન એક રૂપે અકળ એ,
બ્રહ્માંડે બ્રહ્મ રે સમાયા. અપાર એ૦ ૬
સહજ કૃપાળ શ્યામ સુંદર જણાયા,
નિર્બળના હાથ આમ સ્હાયા. અપાર એ૦ ૭
સાધન વિધાન નવ જોયાં વિશ્વંભરે,
ભાવે ભેટયા રે જગરાયા. અપાર એ૦ ૮
અંત સુધી અલબેલા અમારા,
હાથ નવ છોડશો આ સ્હાયા. અપાર એ૦ ૯

  

## અંતરની પિપાસા

(બે દિનના મેમાન૦ એ રાહ)

ક્યાંથી મળે એ કહાન, અમને ક્યાંથી મળે એ૦
એ અક્રૂરના મહેમાન. અમને૦ ૧
વ્રજવાસીના પ્રેમે આવ્યા, ગોકુળ મૂકી સ્વધામ. અમને૦ ૨
કૈલાસેથી શંકર આવે, જોવા સામળ વાન. અમને૦ ૩
પાંડવ સરખા પ્રીતિ માટે, વિચરે કૈં વેરાન. અમને૦ ૪
વિણુતેડયા વિદુર ઘર જાતા, નવ જાતા જ્યાં દે માન. અમને૦ ૫
બ્રહ્માદિ ભ્રાન્તિમાં પડતા, મમ્માયા બળવાન. અમને૦ ૬
જગદંબા જે રૂક્ષ્મણી તેનાં, કહાન મૂકાવે માન. અમને૦ ૭
ભક્ત હૃદયમાં ગુપ્તજ રહેતા, સુલભ નથી ભગવાન. અમને૦ ૮
અકળ કળા સમઝાય ન અમને, કયમ કરિયે સન્માન. અમને૦ ૯
ઘટઘટ વ્યાપક પૂર્ણ પ્રભુ એ, નિગમ તણાં જ નિદાન. અમને૦ ૧૦
કેમ કરી મેળવીએ એને, ઉર ભરિયાં અજ્ઞાન. અમને૦ ૧૧
દીનવત્સલનાં બિરદો એને, એ એક અમને જ્ઞાન. અમને૦ ૧૨
માટે આશા રાખું હૃદયે, દેજો દર્શન દાન. અમને૦ ૧૩
રંક જનોને રહેમે પાયાં, એમ પાજો અમીપાન. અમને૦ ૧૪
પ્રેમ પ્રગટ કરજો તમ ચરણે, રહીને અંતર કહાન. અમને૦ ૧૫

## પ્રભુ આમ કેમ પરવશ પડીઆ?

(સખી રે, હું તો જમનાજી ગઈતી પાણી૦ એ રાહ)

આમ કેમ પરવશ પડીઆ, પ્રભુરે તમે આમ કેમ૦
એના ભેદ મ્હને નવ જડીઆ. પ્રભુ રે૦ ૧
ભક્ત નવરાવે ત્યારે રે ન્હાવું, ભક્ત ખવરાવે ત્યારે રે ખાવું,
ભક્ત લઇ જાય ત્યાં તમારે જાવું. પ્રભુ રે૦ ૨

સ્મરે ત્યારે પ્રગટ ઝટ થાવું, પાછું માયાને પડદે સમાવું,
ભક્ત ધારે તેમાંહે દેખાવું. પ્રભુ રે૦ ૩
શું સ્વતંત્રરૂપ તમે ત્યાગ્યાં, કે શું જીવે એ વરદાન માગ્યાં,
કે શું કરૂણાનાં બાણ હશે વાગ્યાં ? પ્રભુ રે૦ ૪
નકી કરૂણાંનાં બાણ હરિ વાગ્યાં, મને એજ કારણ ખરાં લાગ્યાં,
હરિ હાથનાં કરેલ હૈએ વાગ્યાં. પ્રભુ રે૦ ૫
પ્રભુ એમ તમે પરવશ થઇ, રહ્યા જીવને શીખામણ દઈ,
ધર્યાં જન્મ તો આ ગતિ લહી. પ્રભુ રે૦ ૬
માટે જન્મના ફંદ, જીવ, ટાળો, ભાવભક્તિથી ભ્રાન્તિ ન ભાળો,
તો તો તૂટે સંસારની જાળો. પ્રભુ રે૦ ૭
જાળે આવ્યા તો લીધો આ લાવો, જાણ્યા ભક્ત ભક્તિના ભાવો,
ભક્ત માટે જન્મ ભલે આવો. પ્રભુ રે૦ ૮

  

## મનમોહન મંદિરમાં બિરાજે



(સખી રે આતો કાનુડો૦ એ રાહ)

મનમોહન મંદિરમાં બિરાજે,
જેની મૂર્તિએ મન્મથ લાજે રે. મનમોહન૦ ૧
હતો દિન પુણ્ય પર્વ તણો આજે,
હરિદ્વારે ઘડીઆળાંઓ ગાજે રે. મનમોહન૦ ૨
ભાવભીના ભક્તોની ભીડ જામી,
સહુ દ્રષ્ટિયો દર્શને વિરામી રે. મનમોહન૦ ૩
ખુલ્યાં દ્વારો ને અંતરાય ખુલ્યાં,
મન જગત તણાં ભાન ભૂલ્યાં રે. મનમોહન૦ ૪
ઉર આત્મા શું મૂર્તિએ સમાયો,
એ તો વિરહ ન જાય ખમાયો રે. મનમોહન૦ ૫

હર્ષ શોકનું શું પૂર ઊભરાયું,
મારા નયણામાં નીર ભરાયું રે. મનમોહન૦ ૬
એ તો ઘડીઓ હતી અણમૂલી,
પ્રેમ ગદ્‌ગદ્ ગિરાઓ ત્યાં ખૂલી રે. મનમોહન૦ ૭
પ્રેમી પ્રેમે પ્રભુને પોકારે,
મારા મનનાં તે માન ઉતરાવે રે. મનમોહન૦ ૮
દીન ભાવે મેં શિરને નમાવ્યાં,
એના મ્હાનાએ મનને મનાવ્યાં રે. મનમોહન૦ ૯
મ્હેં તો મૂર્તિને મનમાં સમાવી,
ધ્યાન ધરવાને ઘેર હું તો લાવી રે. મનમોહન૦ ૧૦
મનમોહનની મૂર્તિ એ અમૂલી,
મ્હારે અંતર રહે સદાય ઝુલી રે. મનમોહન૦ ૧૧

## દૂર હવે થાશો નહીં

(રોકયો પનઘટ૦ એ રાહ)

પ્રભુ પ્રીતે વશ્યા છો મ્હારે ઉર, દૂર હવે થાશો નહીં;
કાંઇ કહાડીને કર્મોની કસૂર, દૂર હવે જાશો નહીં. ૧
મ્હારે સાધનમાં સમરણ એક, દૂર હવે૦
એ એ કરિયાં નથીરે રાખી ટેક. દૂર હવે૦ ૨
મ્હારા મનને એક જ વિશ્વાસ, દૂર હવે૦
પ્રભુ પ્રેમીના પ્રેમે લ્યો તપાસ. દૂર હવે૦ ૩
તમે અંતર વસોરે અવિનાશ, દૂર હવે૦
ત્યારે આત્માના અખંડ પ્રકાશ. દૂર હવે૦ ૪
વિભુ વિશ્વે વસો રે ભરપૂર, દૂર હવે૦
દૂર માનું એ ભૂલ છે જરૂર. દૂર હવે૦ ૫

જેણે ભૂલો કરી રે એ કબૂલ, દૂર હવે૦
એને નાથ થયા છો અનુકૂલ. દૂર હવે૦ ૬
નવ દેખું દયાળુ તને દૂર, દૂર હવે૦
એવાં આંખોને આપો નવાં નૂર. દૂર હવે૦ ૭
દિવ્ય દૃષ્ટિએ દોષો થાય દૂર, દૂર હવે૦
પ્રભુ એટલું કરોને સુણી સૂર, દૂર હવે૦ ૮
શ્યામ સુણ્યા છે સર્વે સદા સૂર, દૂર હવે૦
નથી થાવાના દૂર રે જરૂર. દૂર હવે૦ ૯

  

## પ્રભુ પિંડમાં પ્રકાસો

( રઘુનાથજીનો ખૂબ રંગ ખીલ્યો, એ રાહ )

પરિપૂર્ણ પ્રભુપિંડમાં પ્રકાસો, દઈ દર્શન દ્યો દેહીને દિલાસો રે-૫૦
જીવ માયાની જાળ વડે છેટો, શિવ, જીવના સ્વરૂપને સમેટો રે-૫૦
પ્રભુ પ્રેમીને પળ યુગ થાતા, દઈ જન્મ રખે રાજ વળી વ્હાતા રે-૫૦
જીવશિવના તો ધ્રુવ રે સંબંધો, પરિત્રાણકારી આપના પ્રબંધો રે-૫૦
સ્મૃતિ સ્વરૂપેથી શામ સરિ જાતાં, ઉર આપના વિયોગથી ઘવાતાં રે-૫૦
પ્રિય તમને પ્રભુ આ આનંદો, હોય તો તો સદાય જીવ નંદો રે-૫૦
વિભુ વિરહે અનેરા આસ્વાદો, પૂરા પ્રેમીના હરતા પ્રમાદો રે-૫૦
તોય ઝાઝાં વિડંમ્બન ન ઘટતાં, પ્રભુ પીડા હરોને પ્રગટતાં રે-૫૦
પ્રેમ ભાવે પ્રભુ આ બોલાતાં, વિભુ અદ્વૈતે આપ વિસરાતાં રે-૫૦
શ્યામ આતો સ્નેહીના સંબંધો, જીવ શિવ નકી નાથ નથી દંદો રે-૫૦
ક્ષણુ એકના ખરે ના વિયોગો, નિરાલમ્બના નવાઈભર્યા યોગો રે-૫૦
જ્ઞાનયજ્ઞે કર્મોની આહુતિ, આપી વૃત્તિઓ શાન્ત હવે સૂતી રે-૫૦
અધિકાર અહીં જીવના સમાતા, જુવો,એટલા વિયોગ ના ખમાતા રે-૫૦
અતિ આછાં આવરણુ એ વિદારો, પરિપૂર્ણ પ્રભુ પિંડમાં પધારો રે-૫૦

સાદ કરવા પડયા ના વધારે, જોઉં અંતર તો પ્રીતમ પધારે રે-પ૦
પ્રભુ પિંડે પેખીને જીવ મ્હોયા, પૂર્ણ પ્રેમે પરોક્ષ ભાવ ખોયા રે-પ૦

  

## સામળ સત્વર અંતર આવો

( બે દિનના મેમાન-એ રાહ )

દીનદાસ તણો તો દાવો, સામળ સત્વર અંતર આવો.
દ્યો દરશનનો દિલ લ્હાવો—સામળ૦
પળ પણ પ્રભુ વિણ જાય વૃથા એ, પ્રેમી દિલને ધાવો-સા૦
પ્રિતિ રીતિ પૂર્ણ ન જાણું, સુહૃદ ના શરમાવો-સા૦
જીવનું જોર નથી જગજીવન, આપ બળો અજમાવો-સા૦
અમે અલ્હેતાં આવરણ ભરીઆં, તમે કૃપાળુ કહાવો-સા૦
નેહે નાથ નિયમ નથી જોતા, ત્રિભુવનપતિ ક્હાં તાવો-સા૦
ચિત્ત ચાતક, નટવર નવ ઘન અમી, વરસો, ના તરસાવો-સા૦
મન તપતાં મનમોહન તપશો, અંતરયામી કહાવો-સા૦
સ્નેહ સિંહાસન માંડું મોહન, દિવ્યજ્યોતિ દરસાવો-સા૦
મીલન મધુરાં મનહર માધવ, અનિત્યે નિત્ય સમાવો-સા૦

  

## શ્યામ શું સતાવો ?

( ધન્ય જેણે૦ એ રાહ )

સ્નેહીને આમ શું સતાવો, હો શ્યામ તમે સ્નેહીને આમ શું સતાવો ?
અરે એકવાર મુખડું બતાવો, હો શામ૦ ૧
અંતર જોવાને જીવ જગમાં ભટકીઆ, પાછા વાળીને પાસ લાવો-હો૦ ૨
માયાભરેલ અમે મારગને ભૂલીઆં, ફેરાના ફંદ રે પતાવો-હો૦ ૩
વ્હાલા છોડીને અમે વળગ્યાં વ્હેવારમાં, તેના આ રોષ શું બતાવો-હો૦ ૪
દીનોના દોષ નાથ જોયે ન પાલવે, દીનબંધુ નામને શોભાવો-હો૦ ૫

જીવના રે શિવ થાય, શ્યામે સતાવીઆ, સોનાં થશે રે ઘાટ તાવો–હો૦ ૬
જોયાં રે મુખ અમે માયા ભરેલ માવ, સત્ય દયાળ તમ દાવો–હો૦ ૭
મુખડાં જોવાને માવ મેણાં રે મારવાં, અમ્મર રહો એ અમ લાવો–હો૦ ૮
દેહી સ્નેહીની જ્યારે જાએ વીડંબના, ત્યારે કહો કોને સતાવો–હો૦ ૯



## જીવજીવન નવ જોયા



( બેદિનના મેમાન૦ એ રાહ )

પ્રભુ મેં પ્રેમ પરથી ખોયા, તેમાં તમને શું નવ જોયા ?
તમે તો શામ સરવમાં સ્હોયા, તેમાં૦ ૧
આજ્ઞાઓ અણુઅણુએ જોવા, એ અનુભવ મેં ખોયા. તેમાં૦ ૨
પ્રત્યક્ષ પ્રભુ સહુ પીંડે રાજે, તેમાં પ્રાણ ન પ્રોયા. તેમાં૦ ૩
આપ થકી અળગું આ માની, માયાએ જીવ મ્હોયા. તમાં૦ ૪
જગમંદિરો જગજીવનનાં, જીવ–જીવન નવ જોયા. તેમાં૦ ૫
આજ અમે અનુસ્યૂત જ જોતાં, જોયા જે પ્રભુ ખોયા. તેમાં૦ ૬



## વિયોગ દુઃખ



( બે દિનના મેમાન, એ રાહ )

હજી કાં સત્વર ન મળો શ્યામ, અમને એહ કહો ઘનસ્યામ,
પ્રભુ કહો ક્યાં લગી ચાલે આમ. અમને૦ ૧
નાથ હવે તો જાય રહ્યું નહીં, પ્રગટો પૂરણકામ. અમને૦ ૨
કહાન કનૈયા કૈને મળીઆ, હું કયમ છોડું હામ. અમને૦ ૩
કળિના નિયમો હલકા રાખ્યા, દીનવત્સલ ધરી નામ. અમને૦ ૪
આગે નિયમો અનેક તોડયા, સ્વતંત્ર છો બળરામ. અમને૦ ૫
નવ છોડે શું લક્ષ્મી તમને, અધક્ષણ સુંદર શ્યામ. અમને૦ ૬
કે હેર્યા છે ભક્તોએ પ્રભુ, અખંડ સુખના ધામ. અમને૦ ૭

અનંત છો અડચણ નહીં આવે, નવ આવે ન્હાનાં કામ. અમને૦ ૮
કેમ મળો છો અજાણ એથી, મન ન ધરે જ વિરામ. અમને૦ ૯
છો નિષ્કામી કાંઇ ન ઇચ્છો, કરો કાં વાર જ આમ. અમને૦ ૧૦
યોગ્યાયોગ્ય તમારે શાનાં, આર્ત તણા વિશ્રામ. અમને૦ ૧૧
મન તપતાં તો તમેય તપશો, એથી શું આરામ. અમને૦ ૧૨
એવું હોય તો આમ જ રહીએ, છો તો આત્મારામ. અમને૦ ૧૩



## દર્શન પીપાસા



( લાલે ભરી ગુલાલે ભરી૦ એ રાહ. )

વાંકા વિહારી તારી વાંકી રે ચાલ,
વાંકા મુગટ માવ મૂક્યા છે ભાલ. ૧

વાંકા રે પાદ અને વાંકી કમર,
વાંકી વાંસળીઓ ને વાંકા ભમર. ૨

વાંકાં તિલક ને વાંકી અલક,
વાંકાં કુંડળની વાંકી ઝલક. ૩

વાંકા વનમાળી વેદ વાતા રે વેણ,
એ રે જોવાને મારાં તલસે છે નેણ. ૪

વાંકા રે વેણુ મુખ બોલી રસાળ,
વાંકી આંખે રે મને એકવાર ભાળ. ૫



# આડાં વૃત્તિનાં વ્યવધાન

(સબસે ઉચી પ્રેમ સગાઇ–એ રાહ)

હરિ કયમ કરી ધરિયે તુજ ધ્યાન,
આડાં વૃત્તિનાં વ્યવધાન;
વળી વિભુ કયમ કરૂં મૂર્તિમાન. આડાં૦ ૧

વૃત્તિવ્યાપ્તિનો વિષય નહીં તું,
અમૂર્તનાં શાં ધ્યાન. આડાં૦ ૨

અધુરાં જ્ઞાનો ધ્યાતા ધ્યાનો,
દ્વૈતે એ જ વિધાન. આડાં૦ ૩

આત્મ રૂપે તું એકજ છે તો,
કો ધ્યાની કો ધ્યાન. આડાં૦ ૪

એ જ્ઞાનો તો અનુભવ રહેતાં,
વૈખરી ને નહીં સ્થાન. આડાં૦ ૫

જ્યાં લગી દેહો ત્યાં લગી સ્નેહો,
શરીરીનાં અભિમાન. આડાં૦ ૬

વ્યતિરેકે સૌ નશ્વર, ઈશ્વર,
સત્ય સ્વરૂપ નિધાન. આડાં૦ ૭

તું વૃત્તિ ને તું વિષયો વિભુ,
સહુમાં તું રમમાન. આડાં૦ ૮

એ જ્ઞાનો અંતર ઉતરવા
ધરિયે તારાં ધ્યાન. આડાં૦ ૯

ધ્યાને વૃત્તિ વીખરી જાતાં,
આત્મે અનુસંધાન. આડાં૦ ૧૦

  

## ફેરાની ફરિયાદ

ગરબી

આ ભવ ફેરાની ફરિયાદ,
કરીએ કોને કરીને યાદ. ૧
આવે ઇશ્વર તારી યાદ,
સુણે તું સામળ સૌની દાદ. ૨
પ્રભુજી અમો ભર્યાંજ પ્રમાદ,
જોશો નહીં ભક્તોના વાદ. ૩
નિર્મળ કરી જાણું એક નાદ,
સામળ સૂણજો મારા સાદ. ૪
કરશો નવ દાસોથી બાદ,
ખજાને નહીં આવે, હરિ, ખાદ. ૫
પ્રભુ હું પ્રેમે પૂજું પાદ,
આપો એકજ એહ પ્રસાદ. ૬

## આછા આશરા

ગઝલની લય.

આછા અછડતા આશરા પ્રભુ આપના જેણે લીધા.
હરિ હાથ ઝાલી તેં બળે, નિજના નકીજ કરી દીધા. ૧
જીવ આવીઆ આશા ભર્યા, કંઇ કંઇ અપેક્ષાઓ કરી,
અર્થાર્થીની આરત પુરી, તેં વિષમ દ્રષ્ટિ ના ધરી. ૨
જીવ તત્વનો તું જાણ તે, થોડે ઘણાં માની લીધાં,
નિર્ગુણ છતાં ઓ નાથ રે, અમ કાજ કષ્ટો તેં કીધાં. ૩
ઉપકાર તારા ઉચરવા, સરસ્વતી સમર્થ નહીં,
એ રાજનો અધિરાજ તું, આવ્યો અમારા મન મહીં. ૪

દાક્ષિણ્ય દેખી તાહરાં, દાસો તને વેચાઈ ગયા,
મિથ્યા મૂલ્યો આપી અને એ ન્યાલ ન્યાલ થઈ ગયા. ૫
પરિપૂર્ણ આપ અપૂર્ણ શા, અમ વિના શું અધુરા હતા,
આનંદ આવ્યા આજ શું, જીવત્વ ભાવ નડયા હતા. ૬
ખરૂં રે ખરૂં અવિનાશમાં, નાશી ખીલા ખટકે ખરે,
અપરાધ એ અમ જીવના, જોઇ ન અટકે તું અરે. ૭
કર્તુમકર્તું સમર્થ તું, જીવ દોષ જોઈ શું કરે,
આભાસ એ અનુવાદ તો, છાયા બિચારી શું કરે. ૮
હરિ તું હસાવે તું હરાવે, તું વસાવે આપમાં,
એ અકળ કૃતિઓ આગવી, નવ આવતી મન માપમાં. ૯
અમ ભાવ આછા અછડતા, પરિપૂર્ણમાં જઇને ભળ્યા,
પરિપૂર્ણ આપ થઈ ગયા, મેં ના કળ્યા એ તેં કળ્યા. ૧૦



## અંતર મ્હેલે

ધન્ય જોગેo એ રાહ

વસે અંતર મ્હેલોએ મ્હારા રાજ, મૂલાકાત, લેવી અમારે આજ.
એ રે દરબારને ચાર ચાર ચોકીયો,
એ તે વટાવું કિયે સાજ. મૂલાકાતo ૧
પ્હેલી ચોકીએ કાંઇ મનના રે પેરા,
એને રીઝવતાં આવી ગયાં વાજ. મૂલાકાતo ૨
આપ્યા ઉપસ્કર ઊપાસના ને વળી,
ભક્તિનાં આપ્યાં છે ખાજ. મૂલાકાતo ૩
બીજી ચોકીએ કાંઈ બુદ્ધિના પેરા,
એણે તર્કોએ બાંધેલ, પાજ. મૂલાકાતo ૪
મને સંદેશા મોકલ્યા જે એને
જાવાની કહેશો ન નાજ. મૂલાકાતo ૫

ત્રીજી ચોકીએ કાંઈ ચિત્તનારે પેરા,
એણે આપ્યા મારગ જોઈ સાજ. મૂલાકાત૦ ૬
ચોથી ચોકીએ ચીકણા જમાદાર,
અભિમાની અહંકારનાં રાજ. મૂલાકાત૦ ૭
એરે મનાવ્યો માને નહીં રે, એને
મારીને કરિયો તારા જ. મૂલાકાત૦ ૮
ત્યાં તો દરબાર અમે દેખિયા ને
એના આનંદના નહીં થા જ. મૂલાકાત૦ ૯



## અંતર મુરલી વાગે



બે દિનના મેમાન૦–રાગ

ઉર ભરિયાં અનુરાગે, ઈશ્વર ઉર ભરિયાં અનુરાગે,
એ તો દેહે દર્શન માગે. ઇશ્વર૦ ૧
સ્મરણે શાન્તિ હવે નથી વળતી, આઘાં આઘાં લાગે–ઇશ્વર૦ ૨
ઈશ્વર અણુએ અણુમાં રાજે, એ ભ્રાન્તિ કો ભાગે–ઇશ્વર૦ ૩
વિરાટ રૂપે વિશ્વે વ્યાપ્યા, અંતર મુરલી વાગે–ઇશ્વર૦ ૪
મિલન મધુરાં માગું આજે, કહો ન કરીશું આગે–ઇશ્વર૦ ૫
વિયોગે પ્રીત વિશેષજ વ્યાપે, શું તમને બીક લાગે?–ઇશ્વર૦ ૬
અંતર ટળતાં એક રહેતાં, ભક્તિ તણાં સુખ ભાગે–ઇશ્વર૦ ૭
એમાં ઇશ્વર રહો છો અળગા? મને એ સત્યજ લાગે–ઇશ્વર૦ ૮
એ અનુગ્રહ નવ જાણે અંતર, ઈશ ક્ષમાઓ માગે–ઇશ્વર૦ ૯
આપ ઉરે અનુરાગે ભરિયાં, જાણે જો જીવ જાગે–ઇશ્વર૦ ૧૦
નહીં બીજુ ત્યાં કહે કો કોને, આરાધે અનુરાગે–ઇશ્વર૦ ૧૧
આપ તણા આનંદો આ તો, જ્યારે જ્યોતિ જાગે–ઇશ્વર૦ ૧૨



# અનેરા આનંદ

શેરડીએ પનઘટ૦, એ રાહ

લાગ્યાં લાગ્યાં ધીરાનાં જેને ધ્યાનો, ધરણીએ એતો ધન્ય થયા.
જાગ્યાં જાગ્યાં અંતરનાં એનાં જ્ઞાનો, કરણીમાં એતો ધન્ય થયા. ૧

એની વિપત વ્હાલાએ વ્હોરી લીધી, ધરણીએ૦
એની વરણી વ્હાલામાં વ્હાલે કીધી. ધરણીએ૦ ૨

એના છૂટયા માયાના સહુ ફંદો, ધરણીએ૦
એને આવ્યા અનેરા કૈં આનંદો. ધરણીએ૦ ૩

ગઈ ટૂટી સંસારી એની ફાંશી. ધરણીએ૦
એને પરવા નહીં કરે કો હાંશી, ધરણીએ૦ ૪

એનાં સુખ દુઃખમાં સરખાં રહેતાં ચિત્ત, ધરણીએ૦
એનાં એક વિશ્વંભર–વ્હાલાં વિત્ત. ધરણીએ૦ ૫

એ તો શામ સ્મરણોએ સદા રાજી, ધરણીએ૦
જતાં વિષયોએ મન મરે લાજી. ધરણીએ૦ ૬

જેના વૈભવ થયા છે સૌ વિલીન, ધરણીએ૦
એને થાવાં નથી રે કોદિ દીન. ધરણીએ૦ ૭

એણે ષડ્‌રિપુ સ્હેજે જીતી લીધા. ધરણીએ૦
જેણે રાજાના રાજા વશ કીધા. ધરણીએ૦ ૮

એના દુનિયામાં દેહો જોવા માત્ર. ધરણીએ૦
એતો શ્યામે સમાવા થયા પાત્ર. ધરણીએ૦ ૯

નહીં એતો પ્રભુથી પળ ભિન્ન. ધરણીએ૦
ધરણીધરનાં ધ્યાનોએ સદા લીન. ધરણીએ૦ ૧૦



## આજ તારે બારણે હું આવી

( ધન્ય જેણે૦—એ રાહ )

આજ તારે બારણે હું આવી, વિરાટરાજ, આજ૦
નાથ નિર્બળને લેજે નિભાવી, વિરાટરાજ૦ ૧
ચોરાશી લાખ અમે યોનિઓ વટાવી,
સ્થાવરની જાતને હઠાવી. વિરાટરાજ૦ ૨
ઘોર ગંભીર વને ઝાડ પાન નિર્મીઆં
કો યાત્રિકને છાંયડી ધરાવી. વિરાટરાજ૦ ૩
પશુઓને પિંડ ઘણાં ભૂખ દુઃખ વેઠીઆં,
કો સંતોની ગાડીઓ ચલાવી. વિરાટરાજ૦ ૪
પક્ષીને પિંજરે પોપટ થઇને અમે,
રામ નામ ધૂન્ય શું લગાવી? વિરાટરાજ૦ ૫
સરોવરને નીર સરોજ હૈશું સર્જીયાં,
કો પ્રેમીયે દીધલાં ચડાવી. વિરાટરાજ૦ ૬
જાણુ અજાણુ કોક સુકૃત ને યોગ આજ,
માનવની જાત હરિ આવી. વિરાટરાજ૦ ૭
પ્રપંચ વિણુ એમ સહજ શ્યામ પામિયાં,
અહંતાયે વાસના વસાવી વિરાટરાજ૦ ૮
કીધા એ ભોગ રાજરોગ મને લાગીઆ,
જીવનમાં તાજગી ન આવી. વિરાટરાજ૦ ૯
સહજ સંસ્કાર હશે જનમોજનમના,
તે ભોગોની વાત નવ ભાવી. વિરાટરાજ૦ ૧૦
જોયાં જીવન તમે જગના ન કામનાં,
અંતરને ઓળખો અપાવી. વિરાટરાજ૦ ૧૧
અંતર અવાસ એમ આપે શોભાવીઆ,
દીનબંધુ નામને ધરાવી. વિરાટરાજ૦ ૧૨

સ્નેહેથી સ્થાન તમે સાથેરે સ્થાપિયાં,
ફરી કરૂણા ને સ્મૃતિ જગાવી. વિરાટરાજ૦ ૧૩
બારણે આવેલ બાળા જીવની, ઓ બાપજી,
સ્મૃતિ સ્વરૂપમાં સમાવી. વિરાટરાજ૦ ૧૪



## પુજારીને

(ધન્ય જેણે૦ એ ચાલ)

પૂન્ય મ્હને દરશાવો, પૂજારી, તમ પૂન્ય મ્હને દરશાવો.
કોણ ભાગ્યે લ્યો છો આ લ્હાવો. પૂજારી૦ ૧
અખિલ જગે જે અવ્યક્ત રહેતા, તેને સાનિધ્યમાં લાવો. પૂ૦ ૨
યોગી જને જે ધ્યાને ન જોયા, તેની પૂજામાં આવો. પૂ૦ ૩
જેની જ્યોતિએ મુનિજન જાગે, તેને તમે જઈ જગાવો. પૂ૦ ૪
પ્રેમ જળે જેના આ જગ ન્હાતું, તેને તમે ન્હવરાવો. પૂ૦ ૫
જેના વડે સંસાર સહુ શોભે, તેને તે સાજ સજાવો. પૂ૦ ૬
વિશ્વંભર જે જગનું જીવન, તેને તે ભોગ ધરાવો. પૂ૦ ૭
માયાએ જેણે જગત ઝુલાવ્યું, તેને તમે તો ઝુલાવો. પૂ૦ ૮
નિર્ગુણરૂપે જેહ રહ્યા છે, તેનાં શાં દર્શન કરાવો. પૂ૦ ૯
ભક્તાધિન સદાએ જે રહેતા, તેને પ્રત્યક્ષ કરાવો. પૂ૦ ૧૦



## થાકેલના વિસામા



(રઘુનાથજીનો ખુબ રંગ૦ એ રાહ)

હે શ્યામ તમે થાકેલ જીવના વિસામા
બીજા આપ વિણ આશરા નકામા. હો શ્યામ૦ ૧
મન માયા વ્યાપાર નથી તજતાં, શુદ્ધ બુદ્ધિના સાજ નથી સજતાં
પૂરા પ્રેમે પ્રભુને નથી ભજતાં. હો શ્યામ૦ ૨

જગે જ્યાં જ્યાં જાએ ત્યાં માર ખાતું, તોય સારૂં ખોટું ન પરખાતું
એની કક્ષાએ  એહ હરખાતું.                    હો શ્યામ૦ ૩
અધિકારથી ન આવાં જવાતું, સુખ દુઃખનારે મારથી ધવાતું
તોય અંતરમુખી ના થવાતું.                    હો શ્યામ૦ ૪
મન બુદ્ધિએ આપ ના પમાતા, તોય ભક્તિએ આપ તો સમાતા
ભક્ત એ રે વિશ્વાસે કમાતા.                    હો શ્યામ૦ ૫
મન થાક્યું છે નાથ જરા જોજો, આપ આનંદે આશરા જ દેજો
હવે મુળગું ગમે તો હરિ લેજો.                    હો શ્યામ૦ ૬
તો તો આવેરે જીવને વિસામા, તજે વિષયોના રાગ જો નકામા
જાય જન્મ મરણના ઉધામા.                    હો શ્યામ૦ ૭
પ્રભુ પંથ અમાપ હશે બાકી, જીવ થાકી ગયા છે હવે પાકી.
એને આપોને ઓળખાણ સાકી.                    હો શ્યામ૦ ૮
એને વાળોને સાચી દિશામાં, નથી સાર હવે બ્હાર રે જવામાં
હરિ આપોને આપમાં વિસામા.                    હો શ્યામ૦ ૯
એને નિત્ય અનિત્ય સમજાવો, આત્મ જ્યોતિએ આપ દરસાવો
ભ્રમ ભાગીને બ્રહ્મ પરસાવો.                    હો શ્યામ૦ ૧૦
જેણે લીધા રે આપમાં વિસામા, એને સારે સંસાર શ્યામ સ્હામા
એને આનંદ સર્વે દશામાં.                    હો શ્યામ૦ ૧૧



## અવિનાશીની ઓળખ



( ધીરાના પદનો રાહ )

અજ્ઞાને આયુ વિતાવ્યાં રે, અવિનાશીની ઓળખ આજે થઈ
અખંડ આનંદ ગુમાવ્યા રે, ઊમ્મર એળે વહી રે ગઈ.  અ૦ ૧
મનને મંત્રો આપ્યા મોહન, જણવી જાદુ જાળ
જ્ઞાન ભાનો આપ્યાં વિદ્યાએ, ગઈ ફોગટની ફાળ
બાજીગર બળ એ ત્હારાં રે, જોઈ જીવ આ રાજે સહી.  અ૦ ૨

અમૃતધારા વરસે ત્હારી, પૂર્વ સુકૃતનાં બીજ
અવિનાશી તમે ઉગાડીઆં, લાવી અંતર રીઝ
કિરતાર કૃપા એ ત્હારી રે, તુજ બ્હાનાંની લાજે થઈ. અ૦ ૩
જેવા પ્રેમે પ્રિયતમ રીઝો, એવા પ્રેમને દોર
ચાલી આવું અલબેલડા, એ દોરે ત્હારાં જોર
સુરતા સામળીઆ સાથે રે, પડવાની ભીતિ ભાગી ગઈ. અ૦ ૪
નશ્વર જીવ અવિનાશી આત્મા, કેમજ પામે પાર
બોલ્યે બે તો જરૂર થતા પણ, ત્યાં લગી અમ અધિકાર
નિરંજન અંજન આંજો રે, એકે બેએ દેખે નહીં. અ૦ ૫
દીન ભાવો ડુબી ગયા, નવ દેખું દ્વૈત પ્રકાર
કોણ કોની સ્તુતિઓ કરે, જે વૃત્તિનાજ વિકાર
હરિ હસતા હૈયે દેખું રે, તોયે એની લાજો ગઇ. અ૦ ૬

## મધુવનમાં

(બે દિનના મેમાન, એ રાહ)

મધુવન મુજ મન મોહન, તારાં, નિશદિન હો દર્શન;
સુરતાએ વેણુ વદન, તારાં૦ ૧
વૃત્તિરાધા રમજો તુજમાં, ગણી તુજને સ્વામીન, તારાં૦ ૨
ભક્તિભાવ ભીંજવશે તુજને, યમુના જળ ભગવન. તારાં૦ ૩
હૃદય સિંહાસન માંડે રાધા, કરવા તુજ આસન. તારાં૦ ૪
સર્વસ્વ ભૂલી સેવે તુજને, કરવા પ્રિય પ્રસન્ન. તારાં૦ ૫
અંતર્ધાન રહે અલબેલા, ત્યાં લગી કરે રૂદન તારાં૦ ૬
લીલા ત્હારી ગાતાં લાલા, ફરી દેતો દરશન. તારાં૦ ૭
અભેદરૂપ પછી અવિનાશી, અખંડ લાગી લગન. તારાં૦ ૮
નહીં ત્યાં રાતો નહીં ત્યાં જાતો, મોહનમય છે મન તારાં૦ ૯
નહીં ઘરબારો નહીં સંસારો, મળતાં મધુસૂદન. તારાં૦ ૧૦

આશભરી આવી અવિનાશી, મળવા જીવન–ધન. તારાં૦ ૧૧
પ્રસન્ન થતાં પરમેશ્વર તુજમાં સર્વ થતાંજ વિલિન. તારાં૦ ૧૨
અધ્યાત્મજ્ઞાને અંતર જોતાં, નહીં માયા નહીં મન. તારાં૦ ૧૩
એક તત્ત્વ અવિનાશી અંતર, ધન્ય ધન્ય એ દર્શન. તારાં૦ ૧૪

## કાંટા કાંકરી

સખી ઊણી અગોસરી રાત, એ રાહ

સુકુમાર આપ શ્યામ શરીર, અમો દીલ કાંટા ભર્યા,
દીનબંધુ એ દીલની મ્હાંય, આસન આપે કર્યા. ૧
હરિ કામનાની કાંકરી જરૂર, ખૂંચે તમારે તને,
જેવાં તેવાં રે આપનાં ભજન અમારાં ઊંચે મને. ૨
વિભુ દ્વિધા વૃત્તિનો વાસ, આપને કયાંથી ગમે,
જાય કંટક ને કાંકરા હો રાજ, એવું કરજો તમે. ૩
હરિ એના ઉપાય અમ હાથ, નથી એ જાણુતા રે,
તોય દાસોનાં દીલ દીનાનાથ, મ્હેલ પ્રમાણુતા રે. ૪
શ્યામ ઉરે તમારા અવાસ, સદાનંદ ભોગી તમે,
આપ યોગ્ય ઈશ કરવાં આસન, જ્યાં જગજીવન રમે. ૫
રખે ઓછાં લાવો રે અવિનાશ, અમારે એકજ તમો,
જેવાં તેવાં અમારાં મન, ભવે ભવ આપે સમો. ૬
રાજ હૃદય કરો રઘુનાથ, નિરંતર નેહે કરી,
માટે કંટક કહાડવા બ્હાર, અભિલાપ ઉરે ધરી. ૭
પ્રભુ ભક્તિના ભંગ નવ થાય, એટલું આપજો રે,
કહાન કહાડી કસોટીઓ કહાય, મૂલ નવ માપજો રે. ૮
અમે લોહ અને પારસ છો આપ, સંયોગે સોનાં થશે,
કદી રહેશે કથીર એ કહાન, કસોટી કોની થશે! ૯
શ્યામ સાચવીઆં ફૂલની જેમ, તોય કેમ કાટાં હશે!
મનમોહન માયાનાં માપ, કહાડયાં કયાંથી જશે! ૧૦

આપ અનુગ્રહ વિના અવિનાશ, અમારૂં શું રે ગજું,
આપો અનન્ય પ્રેમ અખિલેશ, શરણુમાં સર્વે સજું. ૧૧
હરિ જીવના જણાય આ સંબંધ, આત્મે દ્વંદ્વો નથી,
પ્રભુ આપો એ જ્ઞાનનાં ભાન, અદ્વૈતે બંધો નથી. ૧૨
તમે માંડી રમત રમાનાથ, રીઝાવું હોંશેભરી,
તમે ચાલ્યો બતાવજો ચતુર, તમારી બાજી હરિ. ૧૩
જગ જીવન જીતાડજો જરૂર, ખેલો ખેલી કરી,
ખેલ ખેલ્યા ખેલાવ્યાની ખાંત, અમે કેમ થાયે પરી. ૧૪
તમે રમતા રમાડતા રસિક, અમારે ચિન્તા કશી,
હરિ હારીએ તોએ હજુર, જોજો સામું હશી. ૧૫
તમે રીઝો એ રમતો ના ભંગ, અમોએ થાતા નથી,
આપ રીઝયા એ રમતોએ રાજ, નાતા જાતા નથી. ૧૬



## અવિનાશીને અરજી

સતસંગનો રસ ચાખ્ય, એ રાહ

અવિનાશી એકજ અરજી, લેવી ના લેવી તમ મરજી,
અમારા કોણુ ઉપાય અવર જી. લેવી ના લેવી૦ ૧
મિથ્યા હું બોલું કે સાચું, અવલોકો અંતરજી. લેવી૦ ૨
દોષ ઘણા દફતર નોંધાયા, શિક્ષા શીશી સરજી. લેવી૦ ૩
છડીદાર તો નહીં છોડે હરિ, એતો છે નોકર જી. લેવી૦ ૪
અમ ઈન્સાફો આપજ હાથે, થાય એ મારી અરજી. લેવી૦ ૫
આવી અરજી આપ હજુરમાં, હર ઘડી આવે હરજી. લેવી૦ ૬
અરજી આવી લ્યોછો હરજી, જાણું ધરણીધરજી. લેવી૦ ૭
અરજી હરજી જો નહીં લ્યો તો, જીવ દેશું આખર જી. લેવી૦ ૮
જીવ જતાં શું હરખો હરજી, શું એજ તમારી મરજી. લેવી૦ ૯
એવી મરજી હોય જો હરજી, આપું આજ હું ગરજી. લેવી૦ ૧૦

જાણી ગરજી હરખ્યા હરજી, સ્વીકારી લીધી અરજી. લેવી૦ ૧૧
ન્યાયી નંદકુમાર દયાળુ, હવે નથી ફીકર જી. લેવી૦ ૧૨
અરજી લીધી નાથ નજરમાં, એજ કૃપા ગિરિધરજી. લેવી૦ ૧૩
અન્ય ન ઇચ્છું કંઇ અવિનાશી, આપ કરો જે મરજી. લેવી૦ ૧૪



## ઝાંખીની ઝંખના



અવધ પુરીનો રાજીઓ—એ રાહ

જીવન ઝાંખી કયારે થશે, જીવ ઝંખે રે રામ,
કૃપા રે કરો કરૂણાનિધિ, તમે પૂરણકામ. જીવન૦ ૧

અધુરી આશે શું જીવન જશે, મારૂં મનરે મુંઝાય,
આશ મુને તોએ એટલી, બીજે નહીં રે સમાય. જીવન૦ ૨

કિયે રે રૂપે મોહ કરી રહ્યા, આતો અણદીઠે પ્રીત,
જોવાની જાગે ઝંખના, એતો પ્રીતિની રીત. જીવન૦ ૩

તન મન ત્રિકમ તમ મહીં, બીજું કંઈ ન સોહાય,
નજરે નાથ પડો નહીં, એ તે કેમ રે વેઠાય. જીવન૦ ૪

તમેયે ઇશ્વિર અંતર પીંજરે, ન્હાશી નહીં રે જવાય,
તો દર્શન કાં દેતા નથી, દીન શું રે દમાય! જીવન૦ ૫

આટલા અધિકાર કયાં હતા, મ્હારી આભે રે બાથ,
અંધ જાણી અલબેલડા, મ્હારા ઝાલોને હાથ. જીવન૦ ૬

પ્રેમને પીંજણુ નવ ઘટે, એ તો હૈયે રખાય.
સ્મરણુ સંતોષે જીવવું, જીવના શા રે ઉપાય! જીવન૦ ૭

અમર રહો સુખ આટલાં, નથી અવરની આશ,
અદ્વૈતે જીવ શિવ નવ રહે, થાય નેહના નાશ. જીવન૦ ૮



## ચિંતા હરિને હાથ

અવધપુરીનો રાજીયો, એ રાહ

જીવ તો શિવ થયા નહીં, ન આવ્યાં અપરોક્ષ જ્ઞાન,
ઇચ્છા કરૂં કેમ એહની, એ તો માયાનાં માન. જીવ તો૦ ૧
આ દેહમાં દેહી જ્યાં લગી, જીવ રૂપ જરૂર,
અભેદના ભેદ જાણે કદા, તોય શિવથી એ દૂર જીવ તો૦ ૨
એતો મમ્માયાનાં મહાત્મ્ય છે, ઈશના રે આદેશ,
માત ખોળે ખેલે બાળકું, હરિ હરખે હંમેશ. જીવ તો૦ ૩
માત પિતા દોષ નવ જુવે, એવા અનુપમ પ્રેમ,
ખલક ખેલાવો એ નેમથી, હૃદે રાખીને રહેમ. જીવ તો૦ ૪
ભાર નહીં માથે જીવને, ચિન્તા હરિને રે હાથ,
અમર બાળાપણુ એહવાં, તાત ત્રિભુવન નાથ. જીવ તો૦ ૫
આજ્ઞામાં રહું અમો આપની, નવ થાઉં કુપુત્ર,
એટલાં લાડ લડાવજો, ન ભૂલું સેવાનાં સુત્ર. જીવ તો૦ ૬
સમસ્ત દોષોને સ્હેતા તમે, જો જો જીવના રે હાલ,
બાપ દીક્ષાઓ દેતા રહી, કરજો બાળ નિહાલ. જીવ તો૦ ૭
તમ સરખા જેના તાત છે, એનાં ભાગ્ય અમૂલ,
તાતને યોગ્ય તને થવું, એ ન જીવ, તું ભૂલ. જીવ તો૦ ૮
નાતા, પ્રભુ, પિતા પુત્રના, જીવના રે જરૂર,
વારસ વંશ એ અંશ છે, આપ એ મગરૂર. જીવ તો૦ ૯

## જીવ શરણે આવે

( મોટાનું વચન સુખધામ, એ રાહ )

કરો કરૂણા નંદકુમાર જીવ શરણે આવે,
હરિ હૃદયકમળ રહેનાર, શિવ સ્મરણે લાવે. ૧

અદ્દ્ભુત માયા આપ તણી છે મમ્માયાનાં જોર રે,
કૃપા કરી અંતર ખોલો તો, નીરખે નંદકિશોર. જીવ૦ ૨
વેદ વિહિત કર્મો વિસરાયાં, નહીં મન નિર્મળ સાર રે,
મલિન મને તમ છાઇ રહે ત્યાં, ક્યાંથી વિવેક વિચાર, જીવ૦ ૩
સારે અસારજ ભ્રાન્તિ આવી, અસારે ભાખ્યા સાર રે,
ઉલટે મારગ જાતાં જીવને, દૂર રહ્યા દરબાર. જીવ૦ ૪
કાળ કર્મ તો જોર જણાવે, કાળાત્મા પ્રભુ આપ રે,
આપ ઉપેક્ષા કેમ ધટે પ્રભુ, જીવ પામે સંતાપ. જીવ૦ ૫
સુખ ઇચ્છે ને દુઃખજ આવે, કર્મ ગતિ હરિ ન્યારી રે,
સારાસાર જણાવો સામળ, શું કરી છે હદપારી? જીવ૦ ૬
કાળે પાણી પણ આપની સત્તા, જીવના જોખમદાર રે,
લાયક ને ઝટ છોડો લાલા, ન્યાયી નંદકુમાર. જીવ૦ ૭
અરજી કરવા કયમ કરી આવે, છે બંધન મોઝાર રે,
કર્મ દારોગા આડા આવે, જણવે જોર અપાર. જીવ૦ ૮
ગણશો ગુન્હા તો પાર ન આવે, રહેમ નજર હરિ રાખો રે,
ગરીબનિવાજ તમે છો નટવર, દયા દ્રષ્ટિયે દાખો. જીવ૦ ૯
આપ કૃપાએ અગણિત ઉધર્યા, છો ગુણ ગંભીર નાથ રે,
અંશી અળગા નવ કરશો પ્રભુ, પ્રેમે પકડો હાથ. જીવ૦ ૧૦
આપજ ખેલો આપ ખેલાવો, ન્યારા ન નંદકુમાર રે,
પ્રકૃતિ માતને શરણે રહેતાં, જણાવ જુગદાધાર. જીવ૦ ૧૧



## નિભાવશો રે નાથ



( ધન્ય જેણે૦ એ રાહ )

આટલા તો નેહ નિભાવશો રે નાથ, આટલા તો૦
મારા દોષ દયાળ કુવે નાંખશો રે નાથ. આટલા તો૦ ૧
પૂર્વ જનમના કોલ તમે પાળિયા,
હવે થોડા માટે ના બગડશો રે નાથ. આટલા તો૦ ૨

ભક્તિ તમારીએ ભવ દુઃખ ભાગે,
એ ભક્તિના ભાવ ના ઘટાડશો રે નાથ. આટલા તો૦ ૩
ભક્તિના ભેદ નાથ વેદે ન જાણીઆ,
કસોટી એ તે કૃષ્ણ ના ચડાવશો રે નાથ. આટલા તો૦ ૪
તમારી કૃપાએ કંઈ દુષ્ટો તરી ગયા,
એ આશ વિશ્વાસ ના ભગાવશો રે નાથ. આટલા તો૦ ૫
અંતર આદેશ અવિનાશ આપ જાણતા,
થોડે ઝાઝું જાણીને નિભાવશો રે નાથ. આટલા તો૦ ૬
જેમ તેમ કરી નાથ નેહ નિભાવજો,
કંઈ બ્હાનું મને ન બતાવશો રે નાથ. આટલા તો૦ ૭



## તારી વાડીનાં ફૂલડાં

(ઓધવજી સંદેશો૦ એ રાહ)

વનમાળી, તારી રે વાડીનાં અમે ફૂલડાં,
કોઇ ખીલ્યાં કોઈ અધખીલ્યાં છે ડાળ જો.
કોઈ કળીઓ ને કોઇ કરમાઇ ક્યારે પડયાં,
નવ જાણું જે કોની થાશે માળ જો. વનમાળી૦ ૧
સામળીઓ શોખી રે પૂરો પુષ્પનો,
વવરાવ્યાં છે વિધવિધનાં કાંઇ ઝાડ જો.
આનંદે વિલસે વાડીમાં વાલમો,
પ્રિય પુષ્પોની રાખે ઝાઝી ચાડ જો. વનમાળી૦ ૨
ચપરાશી ચુંટે રે નિત્યે ફૂલડાં,
માલીકને મનગમતાં ગોતે નિત્ય જો.
સુગંધનાં ભરીઆં સામળને ભાવતાં,
વાસ વિનાનાં ન ગમે એ તો રીત્ય જો. વનમાળી૦ ૩

માલીકને મઘમઘતાં ધરી એ રીઝવે,
વાસ વિનાનાં વેચે નગર બજાર જો.
કોઇ કંઠે ને કોઇ કરમાંહે જઇ પડે,
કોઇ મસ્તક કોઈ પડતાં પગ મોઝાર જો. વનમાળી० ૪
વ્રજપતિ રે તું વનમાળી આ વિશ્વનો,
વાડી તારી આ સઘળો સંસાર જો.
માયાને ઝાડે રે માનવ ફૂલડાં,
ફાલ્યાં ફૂલ્યાં એ તો અપરંપાર જો. વનમાળી ૫
ખુશબોનાં ભરીઆં ફૂલ એતો ભક્ત છે,
શોભીતાં કંઇ દૈવી જીવોનાં અંગ જો.
ઝાઝાં તો વાસવિનાનાં જકતમાં,
પામરમાં શી વાસ અને શા રંગ જો. વનમાળી० ૬
મોઘાં ને મઘમઘતાં ગમતાં આપને,
વળી કંઈ કળીઓના છે તમને શોખ જો.
અધખીલ્યાં પુષ્પો જેહ જુવાનીએ,
તે તોડાતાં થાતા નથી શું શોક જો. વનમાળી० ૭
કિંકર કાળ વેડે રે તમારી વાડીઓ,
ધણી રીઝાવે ધરીને મોઘાં ફૂલ જો.
સુગંધ સ્હોતા સંતો શ્યામ સ્વીકારતા,
નથી વેચાતા જે માયાને મૂલ જો. વનમાળી० ૮
પામર તો પગમાં છુંદાતાં પાપથી,
કર્મોના કચરામાં ખાતર થાય જો.
માયાનાં ઝાડોને રે એ મોટાં કરે,
અકળ કળા અલબેલા એ ન કળાય જો. વનમાળી० ૯
લીલાની લીલીરે તમારી વાડીઓ,
તમે રમો તો માનવના શા ભાર જો.
ધન્ય જીવો જગના જે તમને રીઝવે,
ઓછા નથી એ ફુલડાંના અધિકાર જો. વનમાળી० ૧૦

વનમાળી વાડીમાં વિલસો વ્હાલથી,
નિજ પુષ્પો પર નજર કરો ધરી નેહ જો.
પુષ્પોને પરિતોષો એ ઓછા નથી,
એ તો સ્નેહે સોંપી દે છે દેહ જો. વનમાળી૦ ૧૧

નામ અને રૂપો તો નશ્વર અંતમાં,
અનંતમાં અનુસ્યૂત તમે અવિનાશ જો.
જળમાંહે બુદ્‌બુદ્ સમ જીવો ભાસતા,
એ જ્ઞાનોએ થાતા આત્મપ્રકાશ જો. વનમાળી૦ ૧૨



## માયાનાં મૂળીઆં

(ધીરાના પદનો રાગ)

મનમોહન, મૂળીઆં ઊંડાં રે માયાનાં જેથી તૂટશે નહીં,
અકારા આ અવતારો રે, તૂટયા વિણુ એ તો ખૂટશે નહીં. મન૦ ૧
આશા તૃષ્ણાનાં ડાળાં વાઢયાં, સૂકયાં મમતા પાન,
વિષય સુખોનાં થડને ઢાળ્યાં, વિવેકે રાખી ભાન,
ન તૂટયાં હું પદ મૂળીઆંરે, ફરી ફરીને એ તો ફુટશે સહી. મન૦ ૨
કાળ કર્મો ને વાસના વાયુ. વળી વળી લે અંકુર,
માયા ધરતિ એને આપે ઉછેરે, આપી નિજનાં નુર,
અજ્ઞાન વર્ષાએ સીંચ્યાં રે, હવે એ ત્યાંથી છૂટશે નહીં. મન૦ ૩
પાછાં ડાળાં ને પાછાં પાનાં, હું પદના એ અવતાર,
વાસના બીજો ફળમાં છુપાયાં, જેના ગણુતાં ન પાર,
મન ઇંદ્રિયે પાણી પાયાં રે, વાવ્યાં એવાં ચૂંટશે સહી. મન૦ ૪
એ ઝેરી ઝાડો અમર આત્મા ન મારે, આપો અસંગ કુઠાર,
મનનાં પાણી પાછાં વાળો ભક્તિ કયારે અવિધાર,
પ્રભુ પદમાં હું પદ સમતાંરે, માયાનાં મૂળીઆં તૂટશે સહી. મન૦ ૫

માયા જૂઠી તો મૂળીઆં શેનાં, આ તો આકાશે ઝાડ,
જગ જીવ એ તો જૂઠી જંજાળો, ત્યાં નહીં મોહન મ્હાડ,
તત્વોનાં મૂળ તપાસ્યેરે, ફરી ફરીને માયા ફૂટશે નહીં. મન૦ ૬

જ્ઞાનો થયે ને ગાનો કર્યે એ નવ તૂટે માયા ફંદ,
દીન ભાવે દીનબંધુ છોડાવે, સરવે ભાવો દ્વંદ,
અવિનાશી શરણે જાતાં રે, અખંડ આનંદો ખૂટશે નહીં. મન૦ ૭



## અંતરની આશ

ધન્ય જેણે૦—એ રાહ

ક્યારે આવશે મને વિશ્વાસ, અવિનાશ, ક્યારે આવશે૦
ક્યારે અંતરની પૂરશો આશ. અવિનાશ૦ ૧

સર્વસ્વ પ્રભુ તમ ચરણે સોંપી,
ક્યારે જગતથી થઈશું ઉદાશ. અવિનાશ૦ ૨

અખંડ ધ્યાન અંતરમાં ન રહેતું,
ક્યારે મટશે રે એહ વિનાશ. અવિનાશ૦ ૩

વાસનાના પાસ આ બંધન બંધાવે,
ક્યારે તૂટશે પ્રભુજી એ પાશ. અવિનાશ૦ ૪

માયાનું ઘેર્યું મારૂં મનરે ન માનતું,
ક્યારે પાડશો જી એમાં પ્રકાશ. અવિનાશ૦ ૫

આશા ભરેલ મ્હારૂં દીલ રે ન થાકતું,
ક્યારે કરશે, પ્રભુજી, એ હાશ? અવિનાશ૦ ૬

માયાનાં બંધન છોડાવો દયાળ છો,
માગું ભક્તિ ન કરશો નિરાશ. અવિનાશ૦ ૭

અંતરની વાત અલબેલા રે જાણતા,
આપ ન્હાનાના છે રે વિશ્વાસ. અવિનાશ૦ ૮
પુરા વિશ્વાસ તમ પ્રેમના પ્રભુ મ્હને,
મ્હારી પળપળની પુરી છે આશ. અવિનાશ૦ ૯



## મ્હારા તાર ન ટૂટે



( ભક્તીવડે વશ થાય, એ રાગ )

ત્રિકમ તાર ન ટૂટે મ્હારા, ત્રિકમ તાર ન ટૂટે
જીવ જાય નહીં જગ જૂઠે—મ્હારા૦
એ આશા તો થાય પુરી જો, ત્રિભુવનપતિ તું ત્રૂઠે. મ્હા૦
લગન રહે લક્ષે એ ઇચ્છું, ત્યાં માયાઓ રૂઠે. મ્હા૦
સાધનહીન અમે સામળીઆ, નથી ધન આપ્યાં મૂઠે. મ્હા૦
સમરણ ધન એવા સંચાવો જે ભવભવ નવ ખૂટે. મ્હા૦
સ્મૃતિઓ સામળ એવી આપો, જીવ જતાં નવ છૂટે. મ્હા૦
જન્મ્યું એ તો જરૂર જવાનું, એહ નિયમ નહીં ટૂટે. મ્હા૦
તદપિ સ્નેહો એવા સાંધો, જે આવે મુજ પૂઠે. મ્હા૦
વચમાં આવે એને વારો, ભલે ભવ આખો રૂઠે. મ્હા૦
આત્મધનો અલબેલા મ્હારાં, વૈરી વિષય નવ લૂંટે. મ્હા૦
સહાય કરો સુહૃદ છો સામળ, આ જગબંધન છૂટે. મ્હા૦
એ બળ બાપ નથી અમ જીવનાં, ટૂટે તું જો ત્રૂઠે. મ્હા૦
ત્હારાનો તું તારણ ત્રિકમ, નિશ્ચય છે નહીં ખૂટે. મ્હા૦
ત્રિકમ તાર ન ટૂટે માગું, સ્મરણે સ્નેહ ન છૂટે. મ્હા૦



# મને માયા મૂકાવો જગરાયા

( હાંરે વ્હાલે ગોકુળમાં–એ રાહ ]

મને માયા મૂકાવો જગરાયા,
જેના જાદુએ જીવ આ વવાયા રે. મને૦ ૧
કેડા મૂકે નહીં એ મહામાયા,
હરિ એમાં આ જીવ છે મુંઝાયા રે મને૦ ૨
હું તો એનાથી રહું સદાય બ્હીની,
તોય હારી હું તો ને એતો જીતી રે. મને૦ ૩
નાથ થોડી એ આમ જો સતાવે,
પુરી વ્યાપે તો કોણ કહો બચાવે રે મને૦ ૪
અહો કામણગારી રે એ તે કેવી,
હરિ છોડતાં છોડાય નહીં તેવી રે મને૦ ૫
મૂળે મોહિનીને માંહી તમે વ્યાપ્યા,
હરિ આવીને આશરા શું આપ્યા રે મને૦ ૬
મૃગજળને રે તીર એ દોડાવે
રહે તરષી તોયે ન દોડ છોડાવે રે મને૦ ૭
હરિ હેઠથી પછાડે એ તો માયા,
બહુ એથી જ જીવ ઝખમાયા રે. મને૦ ૮
આપ અદ્ધર ઝીલ્નોને જદુરાયા,
કંઈક દાસોની વારે તમે ધાયા રે. મને૦ ૯
માટે આશા ધરે રે મન મારાં,
અશરણને એક શરણ છે તમારાં રે મને૦ ૧૦
જેણે જાય પ્રભુ ભવનો ભવાડો,
હરિ એટલું કરો તો માનું પાડો રે. મને૦ ૧૧

  

## પડદામાં ભાત્ય

(ધન્ય જેણેયે૦ ની ચાલ)

પડદામાં ભાત્ય પડી પાકી, પ્રભુરે આ તો પડદામાં૦
એને ધોતાં ધોતાં રે હું તો થાકી. પ્રભુરે૦ ૧
સત્‌ચિત્‌ આનંદમાં શું રે હતી હરિ
પડદાની ભાત્ય આ બાકી? પ્રભુરે૦ ૨
અંતઃકરણમાં અવિદ્યાને પડદે,
આત્મ આભાસ ભાત્ય પાકી. પ્રભુરે૦ ૩
પડદાશું હાલતાં ને પડદાશું ચાલતાં,
પડદે સનમ ને સાકી. પ્રભુરે૦ ૪
નામોનાં નીર અમે છાંટયાં રે નંદલાલ,
ભાત્યો થઇ છે. કાંક ઝાંખી. પ્રભુરે૦ ૫
ઝાંખી થઈને કાંક રૂપો ભુસાયાં,
રંગો રહ્યા રે તોય બાકી. પ્રભુરે૦ ૬
ભક્તિ તેજાબના ભારે ઊકાળા,
રેડયા રણછોડ અમે તાકી. પ્રભુરે૦ ૭
ભાત્યો ફીટી ને વળી પડદાએ ફાટયા,
જોઇ જે જયોત્ય હતી ઢાંકી. પ્રભુરે૦ ૮



## સાક્ષીથી શું સંતાડીએ?

(મથુરામાં ખેલ૦ ની ચાલ્ય.)

અદ્વૈતભાવ શું જગાડીએ રે, નાથ, અદ્વૈત ભાવ શું જગાડીએ,
જીવ ભાવને તે કયાં લગાડીએ રે નાથ૦ ૧
ભેદાભેદ હજી ટળતા નથી એ
સાક્ષીથી શું સંતાડીએ રે. નાથ૦ ૨

કહીએ જૂઠું અને કરીએ જૂઠું એવા,
ખોટા તે વેષ કેમ કહાડીએ રે. નાથ૦ ૩
અંતર સમાધાન આવડે નહીં તો,
શીદ માયાને દોષ લગાડીએ રે. નાથ૦ ૪
અખંડ લીલાએ પ્રભુ તુંજ રમે તો,
જીવ સાથ શાને બગાડીએ રે. નાથ૦ ૫
દ્વૈત ભાવે તારા પ્રેમ પિવાય એ
લ્હાવા ને શીદ વણસાડીએ રે. નાથ૦ ૬
ભક્તિના ભાવ અદ્વૈતે રે ક્યાં મળે,
કેમ જીવના તે ભાવ ઘટાડીએ રે? નાથ૦ ૭



## હરિ શરણનો મહિમા



(હરિગીત છંદની ચાલ)

પ્રભુ સંત શાસ્ત્રોએ વળી, કંઇ અકળ ગતિ માયા ભણી,
એ અકળ માયાએ લહી, હરિ કૃપાઓ મેં તમ તણી. ૧
તમ કૃપાઓ જેને થઇ, તેને નથી સાધન સાધવાં,
તમ ચરણ શરણે જે રહે, તેને નથી બંધન બાંધવાં. ૨
ના શાસ્ત્ર સાંભળવાં પડે, ના પઠન પાઠન વેદનાં,
ના યમ નિયમ કરવા પડે, ને કઠણ સાધન ખેદનાં. ૩
સાધન સમસ્ત શરણ વિષે, એ નિયમ નાથ તમે કર્યા,
તમ પ્રેમ એ અવલોકીને, પ્રભુ સુજ્ઞ તો ત્યાં જઈ ઠર્યા. ૪
વિજ્ઞાન રૂપે વિસ્તર્યાં, સંસારી તેમાં આવર્યાં,
પણ કૃપાઓ એ આપની, અંશી રૂપે સુખમાં સર્યાં. ૫
સાક્ષર અને પામર વળી, સૌ ચિત્તમાં એકજ રળી,
ના વિષમ ભાવો આપમાં, અદ્‌ભુતતા એમાં મળી. ૬

આનંદ અંશે વિલસતાં, સૌ પ્રાણીમાં પ્રેમે રમો,
સુખભાન કો ના ભૂલતું, અનુસ્યૂત ત્યાં દ્રષ્ટે સમો. ૭
ચિતચોર ચપળાકાન્ત છો ચોગાન ચૌટે ના જડો,
પાસે પગેરૂં શોધતાં, ચમકાર ચપળાએ જડો. ૮
પ્રભુ અકળગત માયાતણી, તો તો બધાએ અનુભવે,
પણ કૃપાઓ જે આપની, તે તો કૃપાવંતો લહે. ૯
એ અગોચર અવધિ વિના, તમ કૃપાઓ જે વિસ્તરી,
ક્ષણ એક દર્શન થાય તો, ભવ ભય જવાતા નિસ્તરી. ૧૦
વળી ભવ નથી ને ભય નથી, છો અભય બ્રહ્માંડે ભર્યાં,
મરજીવા જીવ બ્રહ્માંડના, એ ના મર્યા કે ના તર્યાં. ૧૧
આપે રહ્યા એ અવધિએ, જ્યાં જગત આ સ્થંભી રહ્યું,
આનંદ એ અવલોકતાં, જે જેમ ત્યાંનું ત્યાં રહ્યું. ૧૨
એ કૃપા નહીં તો શું બીજું! તમ પ્રેમ પારાવાર છે,
તમ કૃપાઓને પેખવા, સંસારના અવતાર છે. ૧૩



## એ ઘડી

( લલિત છંદની ચાલ. )

અરજ એટલી હું કરૂં હરિ, શરણમાં રહી આશને ધરી. ૧
નકી દયા તમે નાથ રે કરો, દીનબંધુનાં બિરદને ધરો. ૨
અંતકાળની વેળ આકરી, સરત રાખજો કરી કૃપા હરિ. ૩
સ્મરણનાં રખે નિયમ રાખતા, દોષના રખે દાગ દાખતા. ૪
ભાન ના હશે જીવ દેહનાં, સ્મરણ ના હશે આપ સ્નેહનાં. ૫
વ્યાધિથી હશે વિકળ રે મતિ, નહીં રહે હરિ આપની સ્મૃતિ. ૬
સંબંધી સ્નેહીઓ દુઃખી તો હશે, જીવ દેખીને દીન રે થશે. ૭
તે સમે તમે આવજો હરિ, સ્નેહ પાશને જાઉં હું તરી. ૮

આવ આદરો નહીં શકું કરી, નીરખી નહીં શકું નેણુને ભરી. ૯
એ આકરી પળે હૃદય આવજો, એટલી દયા નાથ લાવજો. ૧૦
પતીજ પ્રેમની પળ પળે પડી, નકી પધારશો નાથ એ ઘડી. ૧૧
અધીર હું બનું ક્ષમા કરો વિભુ, પતિત પાવના છો તમે પ્રભુ. ૧૨
સાધનો નથી સાધીઆં જરી, બિરદ બળ થકી અભય હું હરિ. ૧૩
પણ કર્યાં તમે પાળજો પ્રભુ, વિધિ નિષેધને વારજો વિભુ. ૧૪
આપી કોડીને રત્ન માગવું, કરી ગુન્હો અને પાય લાગવું. ૧૫
એમ યાચના હું કરૂં હરિ, પ્રણતપાળના બિરદને સ્મરી. ૧૬
જીવ બુદ્ધિના જાણરે તમો, સાક્ષીને વધુ શું કહું અમો. ૧૭
તમ દયા થકી તરી ગયા કંઇ, એ દયા હજી નથીજ રે ગઇ. ૧૮
એ બળે અમે જીવીએ હરિ, અમર કીર્તિઓ અંતરે ભરી. ૧૯
એકવાર આ સંસૃતિ હરો, એજ યાચના માગું ના વરો. ૨૦
આ અંતની ઘડી, આજ હું મરૂં, નવ જીવન હવે તું રૂપે ધરૂં. ૨૧

  

## પારાવાર



( બે દિનના મેમાન૦ એ રાહ.)

જાણ્યા દીનબંધુ મોરાર, અમે તો જાણ્યા દીનબંધુ મોરાર,
આજે તો અવનવું જાણીયું જે, જીવ જીવ જુગદાધાર. અમે તો૦ ૧

માયાનાં બાળ માયામાં રમાડો, તોડો નહી એના તાર,
એ તે માયા કે આપે રમો છો, જાણું નહીં એના પાર. અમે તો૦ ૨

પાર તમારા કોણુજ પામ્યા કે, પામર હું પામું પાર,
પારાવારમાં પાર લેવા ડુબું, એજ મારે મન પાર. અમે તો૦ ૩

  

# વ્હાલાંની વિદાય

( બે દિનના મેમાન૦ એ રાહ. )

જીવ જવ છેલ્લા શ્વાસો અટકે, વ્હાલાં ઉતારી લે સહુ ખટકે.
પ્યારાં પૃથ્વી ઉપર પટકે ૧
અંત્યેષ્ટિઓ કરતાં લગી તો, આંખે અશ્રુ અટકે. વ્હાલાં૦ ૨
બાધ્યા બંધો છૂટી જાતાં, અવિરત ધારો ટપકે. વ્હાલાં૦ ૩
સગાં સંબંધી સુણીને આવે, લોકાચારી ફટકે. વ્હાલાં૦ ૪
ગંભીર ઘડીએ દઇ આસ્વાસન, એહ બિચારાં અટકે. વ્હાલાં૦ ૫
વાર ઘડી લઇ જાતાં લાગે, તો ચિત્ત ચાંચડ ચટકે. વ્હાલાં૦ ૬
સ્મશાન સુધી નવ પહોંચે ત્યાં તો, કટકે કટકે સટકે. વ્હાલાં૦ ૭
પણ પ્રિયને તો આંખે આંસુ, અંત સુધી નવ અટકે. વ્હાલાં૦ ૮
વસમી વિદાયો વ્હાલાંની એ, જીવન ભર તો ખટકે. વ્હાલાં૦ ૯
વિલાપે કો નવ પાછાં વળતાં, ભલે પ્રાણ જો પટકે. વ્હાલાં૦ ૧૦
એહ દશા દેહોની અંતે, આજે ફરવું લટકે. વ્હાલાં૦ ૧૧
ગફલતમાં જીવતર સહુ જાતું, કાળ ફાળ નવ અટકે. વ્હાલાં૦ ૧૨
મરણ દશા સમજાવે સહુને, રખે ભૂલ્યે તું ભટકે. વ્હાલાં૦ ૧૩
ચિંતામણિ આવેલો હાથે, રખે પથ્થર માની પટકે. વ્હાલાં૦ ૧૪
કાલ્યે તેડા થાશે તુજને, રામ ભજી લે ખટકે. વ્હાલાં૦ ૧૫
નશ્વર જીવન અમ્મર આત્મા, ઓળખી લે આ ઘટકે. વ્હાલાં૦ ૧૬

  

## કાળના કોળિયા

(ભજન)

જીવ, કાયા તો કાળના છે રે કોળિયા,
એમાં આવી તેં આતમ નવ ખોળિયા રે. જીવ૦
કે જમતા જમતા રે જમ આવશે,
જમી જાશે જીવ માયાએ ઝબોળિયા રે. જીવ૦
કે, કાચાં પાકાં અન્ન જમ જોતા નથી,
ઝડપી જાશે એ તો થઇને ભોળિયા રે. જીવ૦
વિષયો વેરીએ તે તુજને વટાળીઓ,
તેં ન ઓળખ્યા ઠગ એતો ઠોળિયા રે. જીવ૦
ઝટપટ કાયાએ કરી લે પ્રભુને આપના,
પ્રભુના પ્રસાદો ન જાયે આમ ઢોળિયા રે. જીવ૦
કે, કાયાને કવલે સંતો સંતોષજે,
પ્રભુ પાઠવશે નિજના પોળિયા રે. જીવ૦



## હૈયાના ઘાવ

(ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે એ રાહ.)

હૈયાના ઘાવ નવ રૂઝે હો રામ, હૈયાના ઘાવ નવ રૂઝે,
જોઉં રંગો ત્યાં અંગ મ્હારાં ધ્રુજે. હો રામ૦ ૧
આજ ફુલડાંની માળ, કાલ્ય ચિતાની ઝાળ,
કાળ ફાળ આ વિશાળ, કેમ સૂઝે! હો રામ૦ ૨
આજ રંગ રાગ સાર, કાલ્ય આંસુની ધાર,
આવ્યા પરલોકી ચાર, નવ બૂઝે હો રામ૦ ૩

આજ થાવુ સંસારી, કાલ્ય ચોકે પથારી,
જવું માયા ઉતારી, કો ન બૂઝે હો રામ૦ ૪
કરી માયા મધુરી, એ તો રહેતી અધુરી,
મરે મન એને ઝુરી, ભરી ભુજે હો રામ૦ ૫
જેને જોતાં રે સુખ, એનાં જોવાં ન મુખ,
દિલ દુઃખ ગઇ રૂખ, મન દાઝે હો રામ૦ ૬
જેને કાજે જીવન, એનાં કરવાં દહન,
વાળ્યાં કેમ વળે મન, એ અમુઝે. હો રામ૦ ૭
દેહ દીધા ન જાય, ઝીણા ઝીણા વિલાય,
જોતાં જૂઠી આ કાય, કાળ ગુંઝે. હો રામ૦ ૮
એના એકજ ઉપાય, હરિ હૈયે ગવાય,
તો તો લાગે ન ઘાય, સત્ય સૂઝે. હો રામ૦ ૯
સત્ય સૂઝે તો ઘાવ પડયા રૂઝે,
મન માયા પ્રપંચ બધા બૂઝે,
હરિરંગે ન અંગ જરા ધ્રૂજે. હો રામ૦ ૧૦

  

## હરિચરણ શરણ



( બે દિનના મેમાન, એ રાહ. )

હરિચરણ શરણ થઈ જા, મન હરિચરણ શરણ થઇ જા. ૧
જે શરણોએ સંસૃતિ ટળતી, એ ચરણોને સહા. મન૦ ૨
જે શરણોએ દુનિયા-દુઃખના, નહીં રે સાલે ઘા. મન૦ ૩
જે શરણોએ સુખી સંસારે, ઉન્મત નહીં તું થા. મન૦ ૪
આજ અમૂલો અવસર આવ્યો, રખે તું ચૂકી જા. મન૦ ૫
ફરી ફરી ઉત્તમ જન્મ ન આવે, મોંઘો છે આ દા. મન૦ ૬
વિધાતાએ બુદ્ધિ આપી, એ આવરણે ના છા. મન૦ ૭

કુટિલ કઠોર કુકર્મો ત્યાગી, હરિઅનુરાગી થા. મન૦ ૮
સ્નેહી સંબંધી સ્વાર્થ સુધીનાં, ચતુર તું ચેતી જા. મન૦ ૯
મરણ મૂકાવે તે કરતાં તું, આપે છૂટું થા. મન૦ ૧૦
કાળ જાળ પસારી બેઠો, રખે ફના તું થા. મન૦ ૧૧
વખત વિચારી લે ને મન તું, નહીં તો ખાશે વા. મન૦ ૧૨
જીવ ઈશ્વર જાણી લેવાનો, છેલ્લો દા છે આ. મન૦ ૧૩
દયાનિધિએ દયા કરીને દેહ દીધી જો આ. મન૦ ૧૪
એ ઉપકાર તણા બદલામાં, કંઈ તું ગુણ તો ગા. મન૦ ૧૫
કાંઇ નથી એ નિર્ગુણને પણ, તું ઓશીંગણ થા. મન૦ ૧૬
તો એ પૂર્ણ કૃપાળુ પોતે, માટે શરણો સ્હા. મન૦ ૧૭
એક ઘડીમાં તારી દેશે, પૂરણ પ્રેમે ધા. મન૦ ૧૮
મહાનુભાવમાં મસ્ત રહી તું, મન, માયા તરી જા. મન૦ ૧૯
એ અવિનાશે રહી વિશ્વાસે, ચરણ શરણ થઇ જા. મન૦ ૨૦
વિકટ માર્ગ છે હરિ મળવાના, હવે વ્હેલું તું થા. મન૦ ૨૧
કામ નથી કંઇ વધુ સાધનનાં, ચરણ શરણ થઈ જા. મન૦ ૨૨
ચરણશરણ તું થઇને રે મન, અમર એ રૂપે થા. મન૦ ૨૩
જે શરણોએ શાન્તિ મળતાં, ટળે ત્રિવિધના દાહ. મન૦ ૨૪
જે શરણોએ જ્યોતિ ઝળકે, સૂઝે સાચા રાહ. મન૦ ૨૫



## મન ઘાટો ઘડે



ઝાલર વાગે ને કહાન૦—એ રાહ

મન ઘાટો ઘડે ને હરિ હૈયે હસે,
પડ્યા માયાના પડદા ન આઘા ખસે. ૧
કાલ્ય શું રે થશે એની માલમો નથી,
તોય વર્ષોના ઘાટ એણે ઘડીઆ મથી. ૨

હરિ હરખે છે, હાશ, મ્હને જોતું નથી,
અજ્ઞાન આવરણ એ ખોતું નથી. ૩
આપ બળ ભર્યું ફરે એને દીનતા નથી,
હવે મ્હારે શિરે એની ચિન્તા નથી. ૪
ત્યાં તો સાંસે ભર્યું રે મન પાછું વળ્યું,
અરે ઘડીયા મેં ઘાટ એમાં શું રે ફળ્યું ! ૫
ખરે પાસા પ્રારબ્ધને હાથે ખરા,
વૃથા કરવા સંકલ્પ સહુ સાચે પરા. ૬
માવ માયાની જાળ મને વીંટી વળી,
તારી જળતી જ્યોત્ય મ્હેં તો નારે કળી. ૭
હરિ મૃગજળને કાજ મેં તો નાવો ધર્યાં.
મારાં મ્હેનત ને ધન સહુ છૂટી પડ્યાં. ૮
પ્રભુ માયાએ જન કોઇ મૂક્યા નહીં,
મોટા મોટા મ્હોયા તો મારા આરા કહીં. ૯
હરિ તારે દરબાર મન માયા નથી,
વરી બુદ્ધિએ બળ કરી જોયાં મથી. ૧૦
નાથ તર્કે વિતર્કે તું નારે મળે,
તારી થાય કૃપાઓ જો શરણું ફળે. ૧૧
શામ ચરણોની સૂઝ દયા હોય તો પડે,
જગે જીવેજ જીવ તુજ જ્યોતિ વડે. ૧૨
મન માયાભર્યાં તો જૂઠાં સાચાં લહે,
તાત તુજ વિના ખરાં તે એને કોણ રે કહે. ૧૩
પ્રભુ આપો આધાર આપ ઓથે રહે,
જેણે જીવનના ભાર સહુ જાતા રહે, ૧૪
હરિ હાથ સહુ દોર એણે સોંપી દીધી,
પ્રભુ શરણોની રહાય એણે શોધી લીધી. ૧૫

હરિ હસતા નહીં ને દયા દાખજો વરી,
પ્રભુ તમને વરીને એ તો જાશે તરી. ૧૬
મને જોયા મોહન ત્યારે ન્યાલ એ થયાં,
વૃથા છોડી વિકલ્પ એક ભક્તિમાં ગયાં. ૧૭
મન મોહન મળવાને હવે ધાટો ધડે,
ગયા પડદા ટૂટીને પ્રભુ દ્રષ્ટે પડે. ૧૮
હરિ હૈયે હસ્યાને એને ખેંચી લીધું,
આપ પાસે રાખીને એક રૂપ રે કીધું. ૧૯
સતી નાર પેર નાથ પરે મોહી રહ્યું,
કરે કામ છતાં ઉર નાથ જોઇ રહ્યું. ૨૦

* * *

## મન મટકારે !



( હે વાંસલડી, વેરણ થઈ૦ એ રાગ )

હે મન મટકા રે! સમુદરનાં પાણી તો તુજમાં નહીં સમે,
મન મોહનના પારોને લેવા તું માયામાં ભમે. ૧
તું તારા પાર નથી પામ્યું, સુખ દુઃખના માર નથી વામ્યું,
તું ચંચળ ચિતમાં ના જામ્યું. મન૦ ૨
તારી દ્રષ્ટિ સૃષ્ટિ પાર નહીં, તારી બુદ્ધિ અટકે તુજ મહીં,
તું જાણે છેડા છેજ નહીં. મન૦ ૩
જે માયા બ્રહ્માને મુંઝવે, ચર અચર સહુ જેને ગઝવે,
શું વળશે ત્યાં મિથ્યા ઝુઝવે? મન૦ ૪
તુજ મતિઓની ગતિઓ અટકે, ત્યાં તો તું છૂટું થઇ છટકે,
જો ત્યાં જ પ્રભુ પૂરે ખટકે. મન૦ ૫
અમૃત ઉદધિથી તું વટકે, પડી ટેવ ઘડી ઘડીએ સટકે,
શું શક્તિ વિનાનું તું ભટકે. મન૦ ૬

નાના અભિમાન તને મોટાં, પણ પાત્રો ત્હારાં છે છોટાં,
મૂળ મા તુંલગી સરવે ખોટાં. મન૦ ૭
મન જે જો તે પુરૂં જો જે, અસતોના અંશ સહુ ખોજે,
શું સત્ય તહીં એ લહી લેજે. મન૦ ૮
મન મોહન શરણે થઈ જાજે, સહુ છોડી એના ગુણ ગાજે,
એ ઉધારશે એની લાજે. મન૦ ૯
મન મોહન મય તું થઇ જા ને, અળગું થાજે અનૃત ધ્યાને,
તું ક્યાં છે આત્માના જ્ઞાને. મન૦ ૧૦
તું મિથ્યા પણ મુંઝવે જીવને, ઓળખી લેજે અંતર શિવને,
તું આત્મ રૂપે જોજે જીવને. મન૦ ૧૧
તું જીવનમુક્તિ સુખ દેતું, ધ્યાને તું હરિ રૂપે રહેતું,
થઇ અમૃત આપે તું વહેતું. મન૦ ૧૨
મન બંધન હેતુ તુંજ ગણું, વળી મુક્તિ દેતું તુજ ગણું,
રહે આત્મમહીં તો ધન્ય ગણું. મન૦ ૧૩

  

## જૂઠાના જોર ઝાઝાં રે

ધીરાના પદનો રાહ.

...ઠાનાં જોર ઝાઝાંરે, જૂઠાએ સાચાં જેર કર્યાં,
...ચાં સ્વરૂપો ભૂલી રે, જૂઠા જીવે જૂઠાં તનરે ધર્યાં. જૂઠાનાં. ૧
... જૂઠાને નેહ જૂઠા, જૂઠા જૂઠા મનના મોહ,
...ળી જીવ વાણી ને વિષયો જૂઠા, જૂઠી જગની ખોહ
... જૂઠાએ જન્મો આપ્યારે, સાચાં તો શમશમીને રહ્યાં. જૂઠાનાં. ૨
...હ જૂઠાં એ કર્મો વાવ્યાં ને, સાચાની રાખી સાખ.
... સાખ્યે જૂઠાં રહ્યાં જીવતાં રે, તોયે ન ઓળખે આંખ
... જૂઠાં ક્યાંથી દેખેરે, જૂઠાંનાં નેત્રો જૂઠાં ઠર્યાં. જૂઠાનાં. ૩

સાચાએ સાખો આપી માટે એને જોવાં પડે સુખદુઃખ,
સ્વતંત્ર હતાં પરતંત્ર થયાં, એણે ખોયાં પોતાનાં સુખ.
અણસરજી ઉપાધિ આવી રે, સાચાં તો એ શોકે ભર્યાં. જૂઠાનાં. ૪
સાચાએ જૂઠાંને ઓળખ્યાં રે, જે જૂઠને સાખ્ય ન હોય.
આંખ કહાડી એણે જૂઠને રે, હવે સાખ્ય ન પૂરે સોય.
જૂઠાંનાં જોર ભાંગ્યાં રે, સાચાં તો આપ સ્વરૂપે સર્યાં. જૂઠાનાં. ૫
સાચાં સ્વરૂપો આતમનાં, જૂઠાં તન મન જરૂર
એ જૂઠાં ને તો જૂઠાં જાણી, સાચાં જોવા ભરપુર
જૂઠાં ને સાખ્ય ન દાખોરે, તો તો એ વણમોતે મર્યાં. જૂઠાનાં. ૬

  

## માયાનાં આવરણ

( બે દિનના મેમાન૦ એ રાગ. )

હરિ આમ વિપત કેમ નડતી, અમને એની ખબર નથી પડતી,
વૃત્તિ આપ શું કેમ ન અડતી ? અમને૦ ૧
વિપત વિશ્વંભર એહજ અમને, તમ જ્યોતિ નથી જડતી. અ૦ ૨
આછાં આવરણ ભેદો ઈશ્વર, છેદો માયા નડતી અ૦ ૩
ક્યારે જોઈશું અંતર જ્યોતિ, ક્યારે થાશે ચડતી. અ૦ ૪
નખરાં નહોરા કરતી માયા, પાય પ્રભુ શું પડતી; અ૦ ૫
એમાં શું મ્હોયા મનમોહન, જોઈ ન શકિયા રડતી ? અ૦ ૬
તમને એ મળી રહી છે માટે, અમથી નથી ઊખડતી. અ૦ ૭
અમે તમારાં એહ તમારી, કહો જરી રહે હરી નડતી. અ૦ ૮
ક્યાં લગી રમશો આમ રસિલા, અમને એહ હરિ છડતી. અ૦ ૯
આપ રમત ને અમને રંજો, જોઈ રહો શું કનડતી. અ૦ ૧૦
નાથ તમારી એહ નખીરી, અમને શાથી નડતી. અ૦ ૧૧
સગપણ સમજાવોને એને, રહે પ્રભુ પાછળ પડતી. અ૦ ૧૨
એ જો કેડા મૂકે મોહન, જડે જ્યોત્ય ના–જડતી. અ૦ ૧૩

  

## આકરી વેળા

દોહરા

હે વિશ્વપાળ કૃપાળ આજે આકરી વેળા પડી.
કો ખબર લે ખાંતે કરી, એવું નથી કો આ ઘડી. ૧
હું બાળ રાજધિરાજનું, વિપત્યો પડી આજે વડી.
હું વંશવેલ અજાણ એ, લાચાર આવી આ ઘડી. ૨
હું ઓળખું એ બાપને જો આજ આવે આંખડી,
તું બાપ શું ભૂલી જશે, શું નહીં ગ્રહી લે પાંખડી. ૩
જન હૃદય તું રહે જાગતો ઊંઘે નહીં અડધી ઘડી
નિદ્રા મને આવી ગઇ, ઉઠાડય મારી ચાખડી. ૪
વ્યવસાય વ્હેલો ના કર્યો તો આજ વેળાએ પડી
મનમોહના મહેનત કરૂં, આપોજ ઓથ્યો આ ઘડી. ૫
પ્રભુ પૂર્ણકામી છો તમે, તોય પ્રેમ આપું પાઘડી
જોઈ રંક સામું રાજવી, કહેશો નહીં થોડી પડી. ૬
જો જો ગજું ગોવિંદજી, નથી આપને એની પડી
પણ ભાવભીંની ભેટની, ગ્રહેજો પ્રભુ આ પાંખડી ૭
રીઝયા રીઝયા એ રાજવી, આપી દીધી રિદ્ધિ વડી,
વેળા વળી વિપત્યો ટળી, હું આજ એહ સમોવડી. ૮

  

## મનની મહાનિદ્રા



વ્હાલે ગોકુળમાં ગૌચારી, એ રાહ

મહા નિદ્રા આવી છે મન મારા,
જરા જાગી જો નંદના દુલારા રે. મહા૦ ૧
સદા જાગ્રત રહે તું સંસારે,
શામ સ્મરણે તું ઊંઘમાં પધારે રે. મહા૦ ૨

નિત્ય સત્યના વિવેકના વિચારે,
જડે બાંધી માયા એ તને મારે રે. મહા૦ ૩
તોય તેમાં પરાણે પ્રીત ધરતું,
અરે ઓળખ્યું ન સારૂં કે નરતું રે. મહા૦ ૪
સત્ય આત્માએ કેમ નવ મોહ્યું,
આમ અસતે આયુષ્ય તેં શું ખોયું રે. મહા૦ ૫
જેના જ્ઞાને અખંડ રે આનંદો,
એને અનુસ્યૂત જાણી, મન, વંદો રે. મહા૦ ૬
ઉપર માયાના ચડીઆ જે ઢોળો,
અરે નાંખો ઉતારી એવી ખોળો રે. મહા૦ ૭
એક તત્વ અવિનાશ અવધારો,
એને ઓળખીને એમાં પધારો રે. મહા૦ ૮
થાવ જાગ્રત્, સુષુપ્તિ ના વધારો,
તમ આશરે આ જીવને સુધારો રે. મહા૦ ૯

  

## જગ જંજીર

(બે દિનના મેમાન૦ એ રાગ)

જીવ જગજંજીરો તોડ્ય, હવે જીવ જગજંજીરો તોડ્ય—
જગ જીવનને કર જોડ્ય. હવે૦ ૧
મૃગજળ માયા પાછળ મહાજળ, મૂકી દોડા છોડ્ય. હવે૦ ૨
તું અવિનાશી, વિશ્વ વિનાશી, નહીં અહીં તારી જોડય, હવે૦ ૩
અણધાર્યાં યમ તેડાં આવે, શા સુખથી અહીં પ્હોડય. હવે૦ ૪
તું પરદેશી પૃથ્વી પરોણો, પરની પ્રીત્યો તોડય. હવે૦ ૫
ચતુર ગણાઇ ચુકે એ તો, તુજ કુળ લાગે ખોડય. હવે૦ ૬
જનની જઠરે જન્મો દેવા, કરગરીઓ કર જોડય હવે૦ ૭
રમત્યો માંડી રાજની સાથે, હારી બેઠો હોડય. હવે૦ ૮

નાદારી નોંધાવી લે તો, છોડી દે રણછોડ. હવે૦ ૯
દયા માગ્ય તું હરિ હાકેમની કે 'જંજીરો છોડય.' હવે૦ ૧૦



## જીવતું આળ

( આવાં શાં જોર૦ એ રાહ. )

આવાં શાં આળ, જીવ, આવાં શાં આળ,
જરા જોને જાગીને તને આવાં શાં આળ? ૧
સંતો ને શાસ્ત્ર તને ગણતાં રે બાળ,
એ વ્હોર્યે હંકાર તને લાગી છે ગાળ. ૨
તું આદ્ય અનાદિ, આજ બનિયો રે બાળ,
જાણી વીણીને ધરી માયાની માળ. ૩
એ રે માળાઓ નહીં, ફસવાની જાળ,
જ્યાંથી નીકળાય નહીં થાતાં એ કાળ. ૪
આવે અજ્ઞાન જીવ બનિયો રે બાળ,
ઇંદ્રિયોને અંગ રૂપ આપે એ કાળ. ૫
હું ને મ્હારૂં મહીં મમતાની પાળ.
એથી અસંગ રૂપ તારાં તું ભાળ. ૬
સત્ચિત આનંદ રૂપ આપે નીહાળ,
એ રે જોવાને એક ગા રે ગોપાળ. ૭
છોડી દે જીવ જગ જૂઠી જંજાળ,
એ રે જંજાળે જીવ, જાશે ન ફાળ. ૮
લિંગો ને સંગ તને જન્મો ને કાળ,
બુદ્ધિ આપી ને કેમ બનતો રે બાળ. ૯
માથે આવેલ જીવ ટાળી દે આળ,
નહીં રે તું જીવ આત્મરૂપો સંભાળ. ૧૦



## અખંડ ઊજાગરા

( મને નેણમાં નિદ્રા૦ એ રાહ )

મ્હારે અખંડ રાતના ઊજાગરા
મ્હારા પ્રભુએ લીધા આજ મુજરા, નિદ્રા આવી નહીં. ૧

મન મંદિરે મોહન ઊતર્યા
જે મેં ઘણા રે દિવસથી નોતર્યા, નિદ્રા૦

મેં તો આનંદે ઊતારા આપીઆ.
પ્રેમે પ્રાણજીવનધન સ્થાપીઆ, નિદ્રા૦

જાણે સહસ્ર સૂરજના ઉદય થયા,
મોહરાત્રિના રે અંધકાર ગયા. નિદ્રા૦

મ્હેં તો વિરહનાં વર્ણન માંડિયાં,
ભૂલી ભાન ને સ્વાગત છાંડિયાં. નિદ્રા૦

પ્રભુ સાંભળી રહ્યા મારી વિનતિ
ધન્ય ધન્ય પધાર્યા ભુવનપતિ. નિદ્રા૦

મ્હારી પ્રીતિ હતી સાચે પાંગળી,
તોયે એથી દીનાનાથ ગયા ગળી. નિદ્રા૦

પ્રભુ જાતાં તમે માયા પીડે સહી,
રહો અખંડ હવે તો જશો રે નહીં. નિદ્રા૦

કહે હરિ 'હવે કદિએ જઈશું નહીં,'
નવ જાણું દયા આવી શાથી થઇ ! નિદ્રા૦

પ્રભુ વાસ પૂરી મ્હારી પાસ રહ્યા,
મ્હારા આવાગમનના ભય રે ગયા. નિદ્રા૦

  

## અંતર સૂનાં નવ કરશો

( દેખે નહીં કછુ સાર૦ એ રાહ ]

પ્રભુ પાછાં પગલાં ન ભરશો, પ્રભુ, તમે પાછાં૦
આ અંતર સૂનાં ન કરશો, પ્રભુ તમે૦ ૧
રંક હું રાજની રીત ન જાણું, ઓછું અંતર નવ ધરશો. પ્રભુ૦ ૨
તમ જીવન જ્યોતે હું જીવું છું, ઉરે અંધાર ન ભરશો. પ્રભુ૦ ૩
આવ્યા છો તો અખંડ રહેજો, નાથ ઉદાશી ન કરશો. પ્રભુ૦ ૪
નવઘનસ્યામ ન નીર સૂકવશો, ચાતક મરશે તરસ્યો. પ્રભુ૦ ૫
બૂડતાં બાંહ્યો ઝાલી તમારી, તારણ છો નવ ડરશો. પ્રભુ૦ ૬
અવનવું કાંઈ નથી કરવાનું, જૂનાં પણોએ પળશો. પ્રભુ૦ ૭
આગળ જયમ પ્રભુ પતિત ઉધાર્યા, ત્યમ અમી ઝરણે ઝરશો. પ્રભુ૦ ૮
કર્તુમકર્તુ સમર્થ સામળ, એ બિરદો ન વિસરશો, પ્રભુ૦ ૯
આપ ભુવન પ્રભુ નાનાં નથી કે, કયાં મુજને સંઘરશો. પ્રભુ૦ ૧૦
નથી અધિકાર ને આશ અમારી, સાધનને સંવરશો. પ્રભુ ૧૧
સમર્થ સ્વામી મેં શોધ્યા છે, એ વિશ્વાસ ન હરશો. પ્રભુ૦ ૧૨
નિર્ધન રંક ન જાય નિરાશી, એ રાજરીતિને વરશો. પ્રભુ૦ ૧૩
જીવ શક્તિ ના જાણુ પ્રભુ છો, અંતર નાદ પરખશો. પ્રભુ૦ ૧૪



## લખવાં કહેવાં એ તો સ્હેલ

( ધન્ય જેણે૦—એ રાહ)

હરિ લખવાં કહેવાં રે એતો સ્હેલ,
એને આચરવાં એછે મુશ્કેલ. ૧
સતત સમાધિઓ ન રહેતી સ્વરૂપમાં,
વટકે છે જીવ વંઠેલ. એને૦ ૨

કહેવાં છે કંઈક અને કરવાં છે કંઈક,
નથી મૂકવા એ ફંદો ને ફેલ. એને૦ ૩
કહેતાં વિચારવું ને કરતાં વિચારવું,
બચવું છે ખાંડાને ખેલ. એને૦ ૪
ભોળવાશે મન અને ભોળવાશે માનવી,
ભોગવવાં એ છે મુશ્કેલ. એને૦ ૫
આપે ન આચરે ને આપે શીખામણો,
એ તે કોણ છે માનેલ. એને૦ ૬
તન રહે તાપમાં ને મન રહે માપમાં,
ત્યારે પરીક્ષા હરેલ. એને૦ ૭
હૈયાં લહેશે રે જ્યારે હરિના હુકમને,
ત્યારે નથી એ મુશ્કેલ. એને૦ ૮
મહાન કૃપા વિણ એ નક્કી મુશ્કેલ છે,
મહાન કૃપાએ સહુ સ્હેલ. એને૦ ૯



## સાચા સ્નેહી શામ

( એ દિનના મેમાન૦—એ રાહ )

સમજ મન સાચા સ્નેહી શામ, સમજ મન૦
અવરની આશ ધરે શું કામ. સમજ૦
ક્ષણિક સુખો સંસારી આપે, અખંડ દે ઘનસ્યામ. સ૦
આપ્ત જનો અધૂરાં સુખ આપે, પૂરણ પ્રભુથી પામ. સ૦
સુખ સમજી જગ સ્નેહ કર્યેથી, જશે ઉરના આરામ. સ૦
નશ્વરમાં નેહ ન ધરીશ નામે, જૂઠાં તન ધન ધામ. સ૦
સંસારી સ્નેહ દુઃખમાં વિરમે, પ્રભુના દે પરધામ. સ૦
સુખના બદલા લે સંસારી, શ્યામ સદા નિષ્કામ. સ૦

સદૈવ સ્નેહ કરજે સામળમાં, ઓળખી આત્મારામ. સ૦
નિજાનંદ નિરંતર આપે, એક નટવરનાં નામ. સ૦



## અમૂલું જીવન

( ધનાશ્રીની ચાલ. )

જાય છે જીવન આ અમૂલું, જો જીવ તારૂં જાય છે જીવન૦
બાપ બુદ્ધિ આપીને કેમ ભૂલું. જો જીવ તારૂં૦ ૧

હરિ રસ સ્નેહ સુધાને મૂકી તું,
સંસારી ક્લેષ કાં કબૂલું. જો જીવ૦ ૨

સુત વિતના સ્નેહમાં, દેહોના નેહમાં,
ફોગટ ફસાઈ કાં ફૂલું. જો જીવ૦ ૩

એ વેરાતાં વાર શી, ચાલે ન પારશી,
કર્મોના મર્મ કેમ ભૂલું. જો જીવ૦ ૪

અમર આનંદ આપનાર નવ ઓળખી
નશ્વરને નેહ કેમ ઝૂલું. જો જીવ૦ ૫

કાળ શિરે કંપતો, તોય કાં ન જંપતો,
ખેડવા ખોટા વેપાર કાં ન ડૂલું. જો જીવ૦ ૬

ચોરાશી લાખ તે ચક્કર વટાવિયાં,
નાનો નથી કે હવે દૂલું, જો જીવ૦ ૭

કાળને હિસાબ દિન ચાર જ તું માનવી,
થઈ જાશે જીવન અટૂલું. જો જીવ૦ ૮

જાણી લે જીવ તું મૂળ શિવ રૂપ છું,
આવે તો સુખ કો અતૂલું. જો જીવ૦ ૯



## જીવન મટકું એક

( તમારા બે દિનના મેમાન—એ રાહ. )

તુજ જીવન મટકું એક વિધિનું, તુજ જીવન મટકું એક;
જીવ કરી જો મન વિવેક. વિધિનું૦ ૧
એ મટકામાં મહાપદ લેવું, ઉલટા શા ઉદ્વેગ. ૨
લક્ષાવધિ તેં જન્મો લીધા, અજ્ઞાનેથી અનેક. ૩
આ જન્મે અધિકાર જ આવ્યા, કરવા આત્મ વિવેક. ૪
પગલું ભૂલ્યે પાછું પડવું, લેવા જન્મ અનેક. ૫
સફળ કરી લે જીવન આજે, હરિ ભજ રાખી ટેક. ૬

## મન ભૂલે ભણાવું ભણાવું

( ધનાશ્રીની ચાલ. )

ઘડી ઘડી ગુણ શું ગણાવું, ગોપાલ, મન ભૂલે ભણાવું ભણાવું,
ઠરે પ્રીત ચિત્ત મહાધને મ્હણાવું. ગોપાલ૦ ૧
તું તો નિષ્કામ છે, નિર્ગુણ નિર્લેપ છે,
એજ એને જુક્તિએ જણાવું. ગોપાલ૦ ૨
વળી વળી જાય તોય વ્હેવારી વાતમાં,
બોધે બધીર શું સુણાવું. ગોપાલ૦ ૩
દેહીને દેહ રૂપ દેખે સદૈવ એ,
મૃત અમૃત શું જણાવું. ગોપાળ૦ ૪
મૃત્યુ જુવે ન મીન રસનાના રાગમાં,
પ્રિય એને પંચ શું તણાવું. ગોપાળ૦ ૫
આપે સંતાપ એમાં આવે સવાદ એને,
કોટિ અવગુણ શું ગણાવું. ગોપાલ૦ ૬

સમજે શું શ્રેય તોય સરકે સંસારમાં,
શ્યામ શેની આડચ હું ચણાવું. ગોપાલ૦ ૭

ભક્તિની ભીંત ચણી આંતરૂં હું અંતરે,
રાજ, તારે આંગણે અણાવું. ગોપાલ૦ ૮

ગૂંથું ગોપાલ તારા ગુણમાં હું એહને,
તાર એના તત્ત્વશું વણાવું. ગોપાલ ૯

આત્મ અનાત્મને શાના સંબંધ એ
ભકતોને ભેદ તું જણાવું. ગોપાલ ૧૦

## અમને પ્રભુની વાતજ પ્યારી

( બે દિનના મેમાન૦-એ રાહ. )

પ્રભુની વાતજ પ્યારી, અમને પ્રભુની વાતજ પ્યારી,
જેની નિર્મળ લીલા ન્યારી. અમને૦
બીજી વાતો બંધનકર્તા જન્મ મરણ દેનારી. અમને૦
સ્વજનોની એ સારી નઠારી, નવ ગોઠે ગિરધારી. અમને૦
વ્યવહારીની વિધવિધ વૃત્તિ, વિકૃતિઓ કરનારી. અમને૦
ગુણ દોષોની ઘટ ઘટ ચર્ચા, ચિત્તને આજ અકારી. અમને૦
તેમાં એ પરનિંદા નટવર, વીંધે છાતી મારી. અમને૦
દેહે દેહે દિનબંધુ ત્યાં, કેમ ખમું ગિરધારી. અમને૦
વાત કરૂં વ્યવહારો પુરતી, પ્રીતિ એપર પરવારી. અમને૦
કૃપા કરી કો મુજને ન કહો, કોની સારી નઠારી. અમને૦
જન નજરોએ અભિમાનીશાં, ઉરે જુવે અવકારી. અમને૦
અન્ય નહીં ત્યાં આ આરોપો, માયાની બલિહારી. અમને૦
મધુસૂદન એ માયા જોતી, દ્રષ્ટિ મટાડો મારી. અમને૦



# ઉરની અંધારી

( લાલે ભરી ગુલાલે ભરી, એ રાહ )

ઉરે આવી અંધારી હરિ શેની હશે,
એની જાણો જીવન કહો કયારે થશે ? ૧
જીવ બ્રહ્મને જગત જૂઠાં જાણ્યાં અમે,
ત્યારે માયાનાં પૂર ઉર કાં ન સમે ? ૨
વળી વિશ્વ વિભુમય જાણ્યાં અમે,
ત્યારે 'મારૂં તારૂં' તુત કાં ન સમે ? ૩
મૃષા જગસુખ ઝાંઝવાં જાણ્યાં અમે,
ત્યારે મન મૃગ પાછળ શાને ભમે ? ૪
મન કલ્પિત કલેષ એ જાણ્યા અમે,
ત્યારે દુઃખોના ઘાવ દિલ કેમ ના ખમે ? ૫
લખ્યાં ભાગ્યે ભોગવવાં જાણ્યાં અમે,
ત્યારે ભોગ આવ્યે ઉર શાને દમે ? ૬
પિંડ પિંડે પ્રભુ છે એ જાણ્યાં અમે,
ત્યારે ભૌતિક ભેદ કાં ઉર ન સમે ? ૭
ક્રિયમાણેથી જન્મ એ જાણ્યાં અમે,
ત્યારે પાપ પ્રપંચમાં મન કાં રમે ? ૮
કેવા હોય હરિજન એ જાણ્યાં અમે,
ત્યારે ગુણો એના રે ઉરે કેમ ના સમે ? ૯
નકી માયા આ મનને નચાવી રહી,
એને અભ્યાસે એની ન વિરતિ થઈ. ૧૦
ઘટે ઘાડા અંધારની આંધી ચડી,
એણે ખોટા ખરાની ન ખબર પડી. ૧૧
રાગ દ્વેષે રંગ્યાં મન મેલાં રહ્યાં,
પ્રભુ ગુણ ગાયા લગી ઘેલાં રહ્યાં. ૧૨

મન ઇંદ્રિ અભ્યાસે અનૃતમાં વહે,
એની આત્મદ્રષ્ટિ ન અખંડ રે રહે. ૧૩
શ્યામ સ્મરણમાં મન જ્યારે લાગ્યું રહે,
ત્યારે માયાનું બાણ એ વાગ્યું લહે. ૧૪
પછી સંસારી સુખ દુઃખમાંથી ખસે,
ત્યારે ત્રિભુવનનાથ ત્યાં વાસો વસે. ૧૬
જ્યારે આતમ અમીના આનંદો જડે,
ત્યારે જીવ બીજે છંદે કો ના રે ચડે. ૧૬
એ છે ખાંડાની ધાર ના ખેલ કો ખરે,
જીવ પાખંડ કરતાં નિશ્ચે મરે. ૧૭
જ્યારે સતત સ્મરણ પ્રભુ તારાં રહે,
ત્યારે મન ત્રણ ગુણ થકી ન્યારાં રહે. ૧૮
પછી સમતાએ શ્યામને સર્વમાં જુવે,
મોહ મમતાના મૂળ સમા ગર્વને ખુવે. ૧૯
પ્રભુ આ સૌ તો આપની કૃપાએ બને,
ક્યારે કરશો અનુગ્રહ એવા મને. ૨૦
પ્રભુ આપ અંતર કેમ આવું બને,
એના અકળ ઉકેલો તમારી કને. ૨૧
હરિ ઝાલ્યા જો હાથ તો હઠશો નહીં,
મન મોહન માયાએ મઢશો નહીં. ૨૨
પ્રભુ આતો પ્રકૃતિના ગુણો કહ્યા,
ગુણ દોષો થકી તમે ન્યારા રહ્યા. ૨૩
મન, બીજાં ત્રીજાં જોવાં મૂકી જ દ્યો,
શ્યામ શરણોમાં શિરને મૂકી જ દ્યો. ૨૪
એના બળથી એ બાજી સુધારી જ લે,
રહી અંતર એ ભાળ તમારી જ લે. ૨૫



## ત્યાં ચિન્તા નવ ઠરે

( તમારા એ દિનના મેમાન૦ એ રાહ )

ચિન્તા કો ન હરે, હરિ વિણુ ચિન્તા કો ન હરે.
ભલે ચતુરાઈ લાખ કો કરે. હરિ વિણુ૦ (ટેક) ૧
મનને ટેવ પડી તરખડની, ઉપાધિ ઊભી કરે. ૨
અદીઠ ચિન્તા કંઈ કંઈ ઉરમાં, અરધાં આયુ હરે. ૩
અનંત ઇચ્છા અંતર ઉગે, પાંગરવી પર કરે. ૪
ફળવું મળવું દૈવાધીન પણ મન થાક્યું નવ ઠરે. ૫
અનન્ય પ્રેમી ભક્ત ભરોંસે, નિર્ભય થઈને ફરે. ૬
કર્તુમકર્તું સમર્થ સામળ, એ વિશ્વાસ ન સરે. ૭
સંસારીને સરજ્યાં સુખ દુઃખ, જીવન સુધી તે ઝરે. ૮
તદપિ આશ્રય જેને હરિના, એહ શાન્તિને વરે. ૯
અર્થાનિયે પ્રભુ ન વિસારે, બિરદ જતાં નવ કરે. ૧૦
તો જે સતત સ્મરે વિશ્વાસે, એનાં શાં નવ સરે. ૧૧
ભવસાગરને પાર ઉતરવું, નાવ વિના કો તરે? ૧૨
શ્યામશરણુમાં અખંડ શ્રદ્ધા, એ હોડી ભવ હરે. ૧૩
ભક્ત ચિત્તમાં એકજ ચિન્તા, વિઠ્ઠલ નવ વિસરે. ૧૪
જે મનમંદિર વિભુ વિરાજે, ત્યાં ચિન્તા નવ ઠરે. ૧૫
શ્યામ વસે ત્યાં સદૈવ શાન્તિ, સર્વ સમૃદ્ધિ ભરે. ૧૬



# વિવેકીઓનો સ્વભાવ

(ધન્ય જેણે૦ એ રાહ)

વિભુને વિપળ ન વિસરતા, વિવેકીઓ વિભુને૦
વપુના એ વિશ્વાસ નથી કરતા. વિવેકી૦ ૧
જંગમના જીવ જગે જોતાં અનંત છે,
માનવનાં મૂલ મને ધરતા. વિવેકી૦ ૨
આશા ને તૃષ્ણાએ જીવન વિતાવતાં,
સાચા અરથ નથી સરતા. વિવેકી૦ ૩
સુખ દુઃખ આવવાં એ વિધિનાં વિધાન છે,
સમતાએ ભોગ એના કરતા. વિવેકી૦ ૪
રંગ રાગ માણવાં એ સુખ નવ જાણવાં,
જેણે ન જીવ ખરે ઠરતા. વિવેકી૦ ૫
જગના આનંદ જાય પાણીના પુર જેમ,
વાસના વિશાળ વળી ભરતા. વિવેકી૦ ૬
માયાને મંથને માખણ ના નિકળે,
એ નિશ્ચય એના ન કદી ફરતા. વિવેકી૦ ૭
અનુભવતા એહ ન કો સુખી સંસારમાં,
સત્યોની શોધ સદા કરતા. વિવેકી૦ ૮
અમ્મર આનંદ આપનાર કોઇ આગવો,
એને પીછાની પ્રીત ધરતા. વિવેકી૦ ૯
અંતરમાં આત્મ જ્યોત જોતાં એ જીવનાં,
ધરિયાં અભિમાન હરતા. વિવેકી૦ ૧૦
તદપિ એ દેવના દાસાનુદાસ થઈ,
સ્નેહે સદૈવ એને સ્મરતા. વિવેકી૦ ૧૧



## આનંદના ઉઠાવ



(મથુરાંમાં ખેલ ખેલી આવ્યા, એ રાહ)

કૃષ્ણ કેમ એકલા પૂજાવ;
કહોને મને કૃષ્ણ કેમ એકલા પૂજાવ?
શું આપમાંજ સર્વના સમાવ? કહોને૦ ૧
સાથ રાખું રાધા કે સાથ રાખું રૂક્મણી,
સોળ સહસ્ત્ર માટે મુંઝાવ? કહોને૦ ૨
બળરામે ના કહી કે બ્હીના બધાયથી,
ભક્તો ભાળીને શરમાવ? કહોને૦ ૩
મોરલી પૂજાવતા મુગટ પૂજાવતા,
ગુંજાયે લેતી એ લાવ. કહોને૦ ૪
પીતામ્બર પૂજાવતા, પદ્માદિ પૂજાવતા,
પ્રેમેથી પુલકિત થાવ. કહોને૦ ૫
લીલા કરી તો અમે લેખાં યે પૂછિયે,
નંદલાલ શાને લજાવ. કહોને૦ ૬
લીલાના લાવ લ્યો, લક્ષોના લાભ ઘો,
ભાવોના ભૂખ્યા શું સાવ. કહોને૦ ૭
પૂરણ પુરૂષોત્તમમાં પાંથી શી પાડવી,
આ તો આનંદના ઉઠાવ. કહોને૦ ૮



## રંગરેલ



ધન્ય જોણું૦—એ રાહ.

કંઇ કંઇ રંગોએ તમે રમતા, રસિકરાજ, કંઈ કંઈ રંગોએ તમે રમતા.
કેમ કહીએ જે એહ નથી ગમતા? રસિક૦ ૧

ઘડીમાં ઘટમાંય અને ઘડીમાં ઘરમાંય, ઘડી એકે ન આપ રે વિરમતા ૨
સારા સંસાર કદી જણવો અસાર કદી, વ્યાપક જણાવી કરો ગમતા. ૩
ભૂતોની ભીતરે જ્યોતિ જણાવતા, અજ્ઞાને જે ના આથમતા. ૪
રેલ્લો છો રંગ અને વાળો છો ખંગ, ખરે,ખેલ્લો જાણી શું જીવ ખમતા. ૫
એકલડાં અંગરંગ આવ્યા ન આપને, ભેગા કર્યા શું જીવ ભમતા. ૬
ધન્ય જન્મ જીવના જે સંગ સદાશિવના, ભોગો ભેગા સદાય જમતા. ૭
આવા આનંદ કેમ માને એ ફંદ, નંદનંદન સદૈવ સાથ સમતા. ૮
રંગો રંગાવ નહીં એજ અદ્ભુતતા, ન્યારા ન તોય જીવ નમતા. ૯

  

## મુંઝવો માં મા માયા



(બે દિનનો મેમાન—એ રાહ)

અમને મુંઝવો માં મા માયા, અમને મુંઝવોમાં મા માયા
મા જીવ તો તારા જાયા અમને૦ ટેક. ૧
બાળ મુંઝાતાં બાપ દુભાશે શું કહેશે જગરાયા. ૨
તુજ શક્તિ મા બાળ ન જાણે તદપિ જાણે છાયા. ૩
શું કરવું શું તજવું એની, જાણ નથી જગડાહ્યા. ૪
આળ કરૂં તો અવગણશો માં, રોષ જશે ન ખમાયા. ૫
તું મા સતત કરે અમ ચિન્તા, ન લહે જીવ વવાયા. ૬
તદપિ તું તો મા છે માતા, તુંથી ન જાય તજાયા. ૭
શાન્તિ તુજ વિણ કોણ ભરે મા, જોઈ બાળક જખમાયા. ૮
દે મા શક્તિ દે મા ભક્તિ, તુજથી જે નિર્માયા. ૯
અખંડ અમને અંકે રાખી, રહો જે જયમ છે રહાયા. ૧૦
વિદ્યા થઇ મા દે વરદાનો, જુવે જીવ શિવ નમાયા. ૧૧

  

## માયે ન છોરૂ છોડાય

મા માયે ન છોરૂ છોડાય, એ બિરદો મા માયે૦
મા માયે ન પ્રીતિ તોડાય. એ૦
મા છોરૂ કછોરૂ તો થાતાં હશે પણ,
માયે ન માયા મોડાય. એ૦
મા જનુનીની જોડય જગે જોતાં જડેય ના,
જનુની જીવાડે ખોડાય. એ૦
મા સુતના સંતાપ જોઇ માયે કદીયે,
સુખે નહીં રે પ્હોડાય. એ૦
મા ધીરજે ધરીને તેં ધાર્યો એ ધર્મને,
એને તો જાણે થોડાય. એ૦
મા તારાં એ તત્ત્વ તેં વેર્યાં ત્રિલોકમાં,
એને તો હાથો જોડાય. એ૦

  

## માની મોહન

( બે દિનના મેમાન૦-એ રાહ )

માની ઘણા નવ થાશો, મોહન, તમે માની ઘણા નવ૦
અમ સરખા આપ ગણાશો. મોહન૦
રોકડીયો ધંધો છે અહીંનો, વાયદે પાછા જાશો. મોહન૦
જેવી માયા માગો એવા કામે પાવરધા થાશો. મોહન૦
જગ જંજાળની વચ્ચે જપિયે, એ ભૂલી નવ જાશો. મોહન૦
સૌ જીવ સ્હામું જો જો સામળ, ધારો ત્યાંજ ન ધાશો. મોહન૦
સુકૃતી જીવ સદાએ સ્મરશે, ટૂટી ગયે સહુ પાશો. મોહન૦

સંચિત ધૈર્યો ઘડીકજ ગાશે, ત્યાં તંતી નવ થાશો. મોહન૦
ગરીબનિવાજ ગણાયા છો તો, ચાકરને પણ ન્હાશો. મોહન૦
દુર્લભ છો પણ દાસો દેખે, એવા સ્હેલા થાશો. મોહન૦
દુષ્કર થાશો દાસની પાસે, તો કોનાથી ગવાશો. મોહન૦
નિર્ગુણ છો પણ નિશ્ચે તમને, પ્રેમતણી છે પ્યાસો. મોહન૦
અનુભવ છે એના અંતરને, માટે ધરિયે આશો. મોહન૦
ખરાખરી નવ કરશો ખોટી, કે નથી અમને પ્યાસો. મોહન૦
આશી નિરાશી ન કરશો નટવર, તો ઘટવાશી ગણાશો. મોહન૦
અમને નહીં એની આશંકા, કાં કે દૂર કયાં જાશો. મોહન૦
સચરાચરમાં સ્યામ સમાયા, કોથી કયાં દૂર થાશો. મોહન૦
તદપિ તમને ઝંખે, જીવન, એને ઉર સમાશો. મોહન૦
એની યાદથી ક્ષણુ નવ ખસશો, પ્રિયથી પરોક્ષ ન થાશો. મોહન૦

  

## તત્ત્વ દો બતાવી

(ધનાશ્રીની રાહ)

તાત મને તત્વ દો બતાવી, અતકર્ય એ તાત મને૦
બાપ બિરદો બૂઝીને બહાર આવી. અતકર્ય૦ ૧
તરવાની આશ અને તીરો ન જાણીએ,
નાથ મ્હારા થાવ તમે નાવી. અતકર્ય૦ ૨
કંઇ કંઇ વિધાન વિભુ વેદો બતાવતા,
હબકી, હશે શું હવે ભાવી. અતકર્ય૦ ૩
આકરા ઉપાય અને આવડી અશક્તિ એ,
અંતર રહ્યા છે સતાવી. અતકર્ય૦ ૪
રાગે રંગેલ ચિત્ત, જાણે ન જગ અનિત્ય,
કેમ શકે તત્વને પચાવી. અતકર્ય૦ ૫

અણુમૂલ વાક્ય એક વ્યાસનાં વિશ્લોકિયાં,
ભક્તિએ આપ દ્યો બતાવી.　　　　અતકર્ય૦　૬
ગ્રંથિ ગાળીને શ્યામ, પ્રગટો ઉરે અકામ,
જાણીને શાન્તિ અતિ આવી.　　　　અતકર્ય૦　૭
તર્કો એ આપ છો, તત્વો એ આપ છો,
આપો ઓળખ ઉર આવી.　　　　અતકર્ય૦　૮



## મોહન મહિમા ભૂલી



( તમારા બે દિનના મહેમાન૦—એ રાહ )

મનમોહન મહિમા ભૂલી, તમારા મનમોહન મહિમા ભૂલી
હરિ હું બાળ બુદ્ધિએ ફૂલી.　　　　તમારા૦ (ટેક.)　૧
જીવને શિવ સાથે સરખાવ્યા, શક્તિ ભૂલી અતૂલી.　૨
કંઇ કંઇ દાવા કર્યા દૌર્બલ્યે, અધિકાર છતાં મામૂલી.　૩
માયાવેષ્ટિત નિર્ગુણ સંગે, કેમ કરીને ઝૂલી.　૪
સિન્ધુ બિન્દુ મેં સરખાં તોળ્યાં, રંક રાજશું મૂલી.　૫
નિગમ, નારદ, પ્રભુ, સ્તવે તમોને, છેક થઈ હું છછૂલી.　૬
ભક્ત ચરણરજયોગ્ય નહીં હું, વૃથા વિજ્ઞાને ફૂલી.　૭
તમે ક્ષમશો, પ્રભુ, બીરદ વિચારી, એ છે આશા અમૂલી.　૮
દયામય મારા દોષ વિસારી, અંતર રહેજો ઝૂલી.　૯
મૂળ નહીં ત્યાં શાખા શેની, શ્યામ શું શમણે ફૂલી.　૧૦
કલ્પિત કર્ત્તા કલ્પિત કરણો, કલ્પિત કાર્ય નમૂલી.　૧૧
પૂર્ણ પરાત્પર પુરૂષોત્તમ પ્રભુ, લેતા પ્રેમ કબૂલી.　૧૨



## ઉપકાર અનંત તમારા

( તમારા એ દિનના મેમાન, એ રાહ. )

ઉપકાર અનંત તમારા ઈશ્વર, ઉપકાર અનંત તમારા;
અપરાધ અનંત અમારા. ઈશ્વર૦ ટેક. ૧
વિધિવત વૃત્ત નહીં, નહીં પ્રભુ પૂજન, ભૂલ તણા હરિ ભારા. ૨
શું સંભારૂં ઉર અતિ કંપે, પસ્તાવા પારાવારા. ૩
અનુકંપાએ આપ ભરેલા, નવ જોયા દોષ અમારા. ૪
ઉત્તમ જન્મો આપી જીવન, જણાવ્યા જુગદાધારા. ૫
પગલે પગલે રક્ષણ કીધાં, સંકટ સંહરનારા. ૬
અનૃત માર્ગ જતાં અટકાવ્યાં, દ્રષ્ટિ દોરવનારા. ૭
નિત્યાનિત્ય નિદાન જણાવ્યાં, મહામોહને હરનારા. ૮
વિપત્તિ પડતાં વ્હારેં ધાયા, નોધારા આધારા. ૯
અપરાધોની કરી ઉપેક્ષા, આપ અધમ ઉદ્ધારા. ૧૦
શાન્તિ આપી સ્મરણે આપ્યાં, પોતે થઇને પ્યારા. ૧૧
જીવન જ્યોતિ તમારી વિણ શું, હોતે હાલ હમારા. ૧૨
અલ્પ જીવ શું અનુગ્રહ જાણે, માયામાં રમનારા. ૧૩
ઉપકારોની ક્યાં છે અવધિ, કયમ ગણીએ ધનધારા. ૧૪
જીવ શિવ રૂપે એકજ તદપિ, અમ તમ ધર્મો ન્યારા. ૧૫
સિંધુ બિંદુ શાં અંતર જીવ શિવ, સુહૃદ સરજનહારા. ૧૬
ઉપકારોની ઓળખ આપી, રાજ હૃદય રમનારા. ૧૭
અનુગ્રહ જોતાં એમજ લાગે નટવર નહીં હો ન્યારા. ૧૮
અંતર જાણો આલેખ્યે શું, આપજ અનુભવનારા. ૧૯
માયિકને મર્યાદે રહેવાં, નહીંતર ક્યાં છો ન્યારા. ૨૦
આ આનંદો લેવા દેવા, દ્વંદ્વોને રચનારા. ૨૧

  

# આવા અનુગ્રહ શેના ?

---

( ધનાશ્રીની રાહ )

હશે આવા અનુગ્રહ શેના, હો શ્યામ, હશે આવા અનુગ્રહ શેના ?
મને આવે વિચાર ઉર એના. હો શ્યામ૦ ૧

ક્યારે મેં સેવિયા ક્યારે સંતોષિયા,
આ અંતર અજાણુ વાસ જેના. હો શ્યામ૦ ૨

સાધનનાં રાંક રાજ ! વાંકો ના આંક નાજ
હરિ સરભર હિસાબ શું તેના. હો શ્યામ૦ ૩

બિરદો ન ભૂલિયા, મોહો ન મૂલિયા,
માની જીવ માયા માંહેના. હો શ્યામ૦ ૪

જીવ બાળ બાપ છો, અદ્વૈતે આપ છો,
ઘટતા અનુગ્રહ એના. હો શ્યામ૦ ૫

સરજ્યાં સંભાળતા, એના આભાર શા,
અંતે એ અંશ વળી કેના. હો શ્યામ૦ ૬

રાગે રમાડીયા, આપે જગાડીયા,
આજે આનંદ હશે એના. હો શ્યામ૦ ૭

રમવા ધરેલ રૂપ આપે બ્રહ્માંડ ભૂપ,
જાણ્યા જીવન તેને તેના. હો શ્યામ૦ ૮

આજ આપ રૂપ નવે, જાણું જૂદા ન હવે,
માનું ઉપકાર કહો કેના ? હો શ્યામ૦ ૯

  

## જીવન નાવનો બેડો

( ધનાશ્રીની ચાલ )

ભવસિન્ધુમાં સ્યામ મારો બેડો,
જીવન નાવ ખેડયાં છે એમ તમે ખેડો.
વાટ નિર્ભય રાખીને નિવેડો. જીવન૦ ૧
જૂનું છે જહાજ અને પંથી છે પાંગળો,
પ્રીછે નહીં રે જળ કેડો. જીવન૦ ૨
ચોમેર ચાંચિયા લૂંટી ડુબાડતા,
એને જીતીને કાળ ફેડો. જીવન૦ ૩
ખડકો ને ખોહથી, મગરના મોહથી,
હલકેથી હોડી ખસેડો. જીવન૦ ૪
વાવાઝોડાંયે વ્હાણુ વમળે ઘેરાય ના,
એમ મને તીર ભણી તેડો. જીવન૦ ૫
દિવાદાંડીને રૂપ દૂર એક દેવ એ,
અંતર ઉતાવળાં ફેડો. જીવન૦ ૬
ધર્મોનાં ધન મારી પાસે નથી રે પ્રભુ,
રંક જાણીને રણુ ફેડો. જીવન૦ ૭
દૂર દૂર આરાએ આંખ નથી પોચતી,
આવ્યા કહીને અમી રેડો. જીવન૦ ૮
અનુગ્રહની યાદ હરિ હૈયાં હલાવતી,
તોય ઊંચો માયાનો મેડો. જીવન૦ ૯
ડૂબતાં ન વાર હરિ, જડતાં ન દાર ફરી,
પાર પ્હોંચાડો પ્રભુ બેડો. જીવન૦ ૧૦

કષ્ટે કાયર અમે ઉરે માયર તમે,
ઘટતી ગોઠવજો ગેડો. જીવન૦ ૧૧
સ્વપનામાં શ્યામ આમ જોયા સમુદરો,
જાગી જોયું તો મારો મેડો. જીવન૦ ૧૨



## આશાનાં સ્ફુરણ



( એ દિનના મેમાન૦ એ રાહ )

પ્રભુ એક પૂરે ને બીજી સ્ફુરે,
આશા ઉરે પ્રભુ એક પૂરે ને બીજી સ્ફુરે,
શાન્તિ ક્યાંથી આવે એ કસૂરે ! આશા૦ ૧
અલ્પ જીવનને અમ્મર આશા,
એણે જોડાવું જન્મ ધુરે. આશા૦ ૨
ઇચ્છાઓ સુખની ને અનુચિત કરવાં,
ચાલો ભૂલતા ચતુરે. આશા૦ ૩
દૈવનો દોષ કહાડીને શું કરવું,
ચાલે મારગ જો તું બૂરે. આશા૦ ૪
પૂછી જો માનવ, મનને તું તારા,
પાપથી શું રહ્યું દૂરે ? આશા ૫
વલવલે કાંઈ નથી વળવાનું,
ભોગવવું રાય મજૂરે, આશા૦ ૬
કર્મોના ભોગ ટળ્યા નથી કોના,
ભોગવ્યા સૂર અસૂરે. આશા૦ ૭
અનેક આશાઓ પૂરી પ્રભુએ,
તેં ન સંભારી એ ઉરે. આશા૦ ૮
હેતુ વિનાની હાલાકી ન આવે,
હાનિ કરે એવી ન પૂરે. આશા૦ ૯

જે જે એ કરશે એ યોગ્યજ કરશે,
રહેજે ભરોંસે તું પૂરે. આશા૦ ૧૦
ઈશ ઇચ્છાને આધીન રહેવું,
સમતા રાખીને ઉરે. આશા૦ ૧૧
પ્રભુની ઇચ્છાને પોતાની ગણતાં,
શાન્તિ રહે સદા ઉરે. આશા૦ ૧૨
આધીન રહેતાં ન રાખે ઉધારે,
ઈચ્છિત આશા પૂરે. આશા૦ ૧૩
અલ્પ સુખોની આશા શી ધરવી,
જેથી જગત તું ઝૂરે. આશા૦ ૧૪
અખંડ આનંદ જે અંતર આપે,
એને તું સ્મર ઉરસૂરે. આશા૦ ૧૫



## પ્રભુના મંદિરમાં



(ધનાશ્રીની ચાલ)

આ અડધી રાતે તે કોણ આવ્યું, મંદિરમાં, આ અડધી રાતે તે૦
પ્રભુ પોઢયાનું ભાન ના ધરાવ્યું. મંદિરમાં. ૧
બોલ્યાં રમા કે પ્રભુ ભક્તકાજ ભૂતળે,
લેવા સંદેશ હશે લાવ્યું. મંદિરમાં. ૨
બીડેલ બાર છે દ્વારપાળ દ્વાર છે,
અહો એને વટાવી કોણ ફાવ્યું. મંદિરમાં. ૩
હસતા હસતા રે હરિ હળવેથી બોલિયા,
પદ્મા એ પ્રિય બાળ આવ્યું. મંદિરમાં. ૪
તાત કને આવવું એમાં શું કહાવવું,
હું જોતો તો વાટ કેમ ના'વ્યું. મંદિરમાં. ૫

ભક્ત ભૂલ્યા રોકતાં, સમજ્યા સુનંદ નંદ
સનકાદિકે એ સમજાવ્યું. મંદિરમાં. ૬
આફણી એ દ્વાર દાસ દેખીને ઉઘડે,
એવી કળવાળું કામદા કરાવ્યું. મંદિરમાં. ૭
થઇ અંબા લ્યો અંકમાં, પોઢો પર્યંકમાં,
જગ જનુનિનું નામ છે ધરાવ્યું. મંદિરમાં. ૮
રીઝયાં રમા ને રાજ, ઉછંગે બાળ આજ,
ધન્ય કર્યું જીવન ધરાવ્યું. મંદિરમાં. ૯



## ઘડુલો

(ધનાશ્રીની ચાલ)

ઘટ ઘડુલાની માંહ્ય મન કાણું, ગોપાલ, ઘટ ઘડુલાની૦
શ્યામ સ્મરણુ–સુધા ન સમાણું. ગોપાલ૦ ૧
ગ્રંથિને ગારે એ ઘટ રે ઘડાયેલો,
વાસનાનું વારી સીંચાણું. ગોપાલ૦ ૨
ચિત્ત ફેરે ચાકડે, ચડેલો જણાય એ,
રીઢો વિશાળ શું વખાણું. ગોપાલ૦ ૩
આશા ને તૃષ્ણાદિ નિંભે તપાયલો,
પ્રપંચે પાકો પ્રમાણું. ગોપાલ૦ ૪
રાગ દ્વેષ રંગે રંગાયો એ મોરિયો,
ઘાટ ગોળ ઠરતો ન જાણું. ગોપાલ૦ ૫
ભોગોનું ભૂસું ને કુશકા કુકર્મના,
સર્વે એ એમાં સમાણું. ગોપાલ૦ ૬
દુઃખ શોક ઠેશે એ ફુટે નહીં રે પ્રભુ,
પ્રીતિ પિયુષ ના ભરાણું. ગોપાલ ૭

ભરિયે ભરિયે ને ઝરી જાય જરી વારમાં,
છૂપું એ છિદ્ર ના કળાણું. ગોપાલ૦ ૮
રેણે સંધાય ના, થીગડી દેવાય ના,
સ્મરણ સીમેંટ ભુરી જાણું. ગોપાલ૦ ૯



## માયા ને મોહન



( ધનાશ્રીની ચાલ. )

માયા મોહનની જાણી મેં સગાઈ,
જસોદાનાં જાયાં એ બેન ભાઈ. આજ માયા૦ (ટેક). ૧
શામળ છે શ્યામ અને વીજળી છે ઉજળી, સ્વરૂપે ન આવી સરખાઈ.
સ્મરણ ચિહ્ન બેઉ રાખે એકેકનાં, પરસ્પર બેય, બેન ભાઈ. ૨
વ્હાલા છે મેઘ શ્યામ માટેજ વિજને રાખે અંધાર એ છુપાઈ.
વસતા જ્યાં વીર ત્યાં વિદ્યુત્ પ્રકાશતા, આવરણ તોડી રહે સમાઈ. ૩
સરખા સ્વભાવ છે બેઉ ભાઈ બેનના, કરતાં એ દાવકી ઠગાઈ.
પરવશ કરીને પાશ નાંખે નર નારને, રહીને છાતીએ છુપાઈ. ૪
વૈરીની જાત બેન શ્યામસ્નેહી સંતને, પજવે રાખીને ઉરે રાઈ.
મુજને મૂકીને સન્ત શ્યામને કાં ભજે, એવી એને ઉર અદેખાઈ. ૫
ભજતાં ભગવાન એ આપે સંતાપને, આડી પડે જેમ ઓરમાઈ.
દિલના દરિયાવ હરિ છેડે ન બેનનાં જાણતા એ કરશે લડાઈ. ૬
માયા માનવને મોહી દુઃખ આપતી, ગર્વે ન રાખતી ભલાઈ.
ભક્તોને ભાઈ વિરહ ઘેલા બનાવતા, કરતા મ્હોં જોવા મનાઈ. ૭
પરવા કરે ન પ્રભુ દિલના એ દર્દની,—ના ના ભોગવતા સવાઈ.
નિશદિન તપાસતા રહીને હૃદયમાં, ભીડ પડે ભાઈ આવે ધાઈ. ૮
ઝબકે ઝબકે રે વિજ દેહીને ડામવા, દેતાં ન દુઃખ ગભરાઈ.
ચસવા દેતી ન એ દેહીને દાબથી, ભજવે એ જ્યાં ત્યાં ભવાઈ. ૯

અબળાની જાત અભિમાને ભરેલ એ, મુંઝવે દેખાડવા મોટાઈ.
જાણે એ ભેદ એના ભક્તો ભગવાનના, સહન કરે સાચવી સગાઈ. ૧૦
ઘડી ઘડી આવતી બંધવને બારણે, દાખવવા નિજ સરસાઈ.
સમભાવી સંત એને જ્યમ ત્યમ સંતોષીને, વ્હેલી વ્હેલી દેતા વિદાઈ. ૧૧
સગપણ સ્વભાવ સ્હેજ શ્યામમાંયે આવિયા, જાય બેન માનથીરીસાઈ.
સમજાવે સંત શ્યામ એવું ન રાખીયે, આપની એ બેન સરજાઈ. ૧૨
અણગમ્યે આદર પડે છે એને આપવા, કાં કે એ આપની વડાઈ.
કોનાં છે દેન કે દુભવે એ બેનને, દુનિયાં એનાથી અંજાઈ. ૧૩
મોહન કહે કે ભલે કરજો મેમાની પણ, ભૂલ્યે જાશો ન ભોળવાઈ.
ભક્તોના ભાવથી માયાને મન થયું, મળી આવું એકવાર ભાઈ. ૧૪
વીરાને જોઇ બેન વિસરી વિષમતા, નમીને દેખાડી નરમાઈ.
સુહૃદ સ્વભાવ છે સામળના સર્વથી, માન મૂકયે જાતા મનાઈ. ૧૫
વીરાના વાસમાં ભક્તિ બેન ભાળતાં, માયા મળી કહે મુંઝાઈ.
એની સ્વજન નથી મારે સંસારમાં, નથી મુજમાંયે સલૂકાઈ. ૧૬
ભક્તિ કહે કે બેન બંધવ બેમૂલ છે, તું કાં તજીને તવાઈ.
અખંડ આનંદ એને આંગણે વિરાજતા, જાય તોયે ભાવે ભીંજાઈ. ૧૭
એના અવાસમાં શાન્તિનાં રાજ છે, જાણે ન તું એ નવાઈ.
માયા કહે કે હવે થઇશ હુંયે એમની, ભૂલીને વીર હું વવાઈ. ૧૮
માયા થઇ છે વીર ચરણોને સેવતી, પ્રભુને તો નોતી પરાઈ.
ભક્તિએ નામ એનાં 'પ્રીતિ' છે પાડિયાં, ન્યાળી સ્વભાવની નવાઈ. ૧૯
બદલાતાં નામ એનાં બદલાતાં રૂપને, 'વિદ્યા' વિભુએ સમાઈ.
વીજળીની જેમ વળી ઉડી આકાશ એ, ખોળ્યે ન કોયે ખોળાઈ. ૨૦
જોતાં એરૂપ સંત સમજ્યા સ્વરૂપને, સમજ્યા સગુણની સગાઈ.
જોતાં જોતાં તો જેણે નામ રૂપ બદલિયાં, ત્યારે મહામાયા મનાઈ.
નિર્ગુણમાં નામ રૂપ જેણે નિર્માવિયાં, એની આ લીલા લેખાઈ. ૨૧



## ક્ષણભંગુર ખેલ ખલકના

( બે દિનના મેમાન૦–એ રાહ. )

ક્ષણભંગુર ખેલ ખલકના, દીસે ક્ષણભંગુર ખેલ ખલકના૦
જેવા સંધ્યા રંગ પલકના. દીસે૦ ૧
બાદલું રંગો નક્કી બદલશે,
મોહ શા જૂઠી ઝલકના. દીસે૦ ૨
ખબર નથી ક્ષણ પછી શું થવાનું,
તદપિ મોહ મુલકના. દીસે૦ ૩
નજરબંધી એ આંખો વાવ્યો,
ખેલ એ હાથ હલકના. દીસે૦ ૪
સુત વિત સુખની આશા તૃષ્ણા,
તરંગ એ શ્વાસ તલકના. દીસે૦ ૫
ખટ્વાંગે ખેલો પરખ્યા પલકમાં,
ખેલ એ ભાગ્યફલકના. દીસે૦ ૬
શાશ્વત્ જ્યોતિ સત્વર શોધો,
નથી કાળ-ભરૂંસા પલકના. દીસે૦ ૭

## મારી જેવી તેવી રે પ્રભુ પ્રીત

( ધનાશ્રીની ચાલ. )

મારી જેવી તેવી રે પ્રભુ પ્રીત તમ ઉપરે,
મારી જેવી તેવી રે પ્રભુ પ્રીત;
તમે માની લેજો રે સત્ ચિત્. તમ ઉપરે૦ ૧
કાચી રે હોય તોય રાજ–રીવાજ છે,
પાવન કરો છો પતિત. તમ ઉપરે૦ ૨

એવું ન હોય તો અજામેલે ક્યાં કરી,
એવા તો લાખ્ખો વિદિત. તમ ઉપરે૦ ૩
દોરી સંચાર તમે રાખ્યા છે હાથમાં,
જાણી જણાવી તવ રીત. તમ ઉપરે૦ ૪
ન્હાનાં કહડાય ના બિરદો સંભાળતાં,
વર્ત્યો નથી રે વિપરિત. તમ ઉપરે૦ ૫
આશા ભરેલ અમે થઇશું નિરાશ તો,
કરશે રે કોણ પછી પ્રીત. તમ ઉપરે૦ ૬
ઝાંખી પડે ન જેમ કીર્તિઓ આપની,
ધરજો હરિ રે એની ભિત. તમ ઉપરે૦ ૭
માયાવી મનના મર્મો ઉકેલજો,
મોહન ભલે હો માયાતીત. તમ ઉપરે૦ ૮
જેવી તેવી રે તોય જેની ઉપર છે,
એનાં છે ચિત્ત નવનીત. તમ ઉપરે૦ ૯
આંચેથી ઓગળે પ્રેમેથી પીગળે,
માનું રે કેમ માયાતીત. તમ ઉપરે૦ ૧૦
આશુતોષ આમ અમે ઓળખીઆ અંતરે,
પ્રીતે જીતાતા અજીત. તમ ઉપરે૦ ૧૧

❧ ❧ ❧

## ચરણકમળનો મહિમા

(એ દિનના મેમાન૦ એ રાહ)

તમારાં ચરણ કમળ ભગવાન, અમારાં ધ્યાન ધર્યાનાં સ્થાન
કરાવે ઉર અપરોક્ષ નિદાન. તમારાં૦ ૧
જે ચરણો જગદંબા સેવે, નિશદિન રાખી માન. તમારાં૦ ૨
જે ચરણોના સ્પર્શ વડેથી જાહ્નવી મહિમાવાન. તમારાં૦ ૩

જેને શંકર શિરપર ધારે, આ જગના આધિષ્ઠાન તમારાં૦ ૪
જે પદ રજના પ્રતાપ પ્રીછે, ગૌતમી ગુરુ ગુણવાન. તમારાં૦ ૫
જે ચરણો દંડક વન પ્રીછે, ભક્ત પ્રવર હનુમાન. તમારાં૦ ૬
જે ચરણો વ્રજ મંડળ ફરતાં, રટે રાધા ભુલીભાન. તમારાં૦ ૭
જે પદ પૂજન મહિમા જાણે, અમરિષ ભાગ્ય નિધાન. તમારાં૦ ૮
કંઈ કંઇ ભકતો એ રજ માટે, થઈ રહ્યા હેરાન. તમારાં૦ ૯
જે પદરજને પાવન થાવા, શોધી રહ્યા મુનિ મહાન તમારાં૦ ૧૦
જે ચરણોના અવિરત સ્મરણે, જીવ તજે અભિમાન. તમારાં૦ ૧૧
જે ચરણોના ધ્યાન જ્ઞાનથી, આત્માનાં અભિજ્ઞાન. તમારાં૦ ૧૨
નખશિખ સુંદર હસિત વદનનાં, ધરે સુભાગી ધ્યાન. તમારાં૦ ૧૩
ધ્યાન જ્ઞાનને ગાન અમારાં, હોએ ચરણોએ દાન. તમારાં૦ ૧૪

❧ ❧ ❧

## એકજ મારે આશરો



(ધનાશ્રીની ચાલ)

મારે આશરો તમારો મોરારી, એકજ મારે આશરો૦
મારી બ્હાંય ધરી ગિરધારી. એકજ૦ ૧

સંસારી જીવને સાંકડમાં આવવું,
મન નહીં નાથ નિર્વિકારી. એકજ૦ ૨

અંતર આદેશ આપ અર્થીને આપતા,
આશાઓ પૂરશું તમારી. એકજ૦ ૩

પાળતા આવ્યા રે પ્રભુ પ્રેમે કરાર એ,
એણે મઇ હું વારી વારી. એકજ૦ ૪

સંસારી કામ શામ સોંપ્યાં ને સોંપીયે,
બીજી નથી રે કોઇ બારી. એકજ૦ ૫

રાજાના રાજને, સોંપ્યાં સૌ કાજ એ,
માયાઓ માનજો તમારી. એકજ૦ ૬

નિર્લેપ નાથ સહુ કરતા નિરખિયા,
ભક્તવત્સલ ભયહારી. એકજ૦ ૭

અનેક બ્રહ્માંડ જેની આજ્ઞાએ ચાલતાં,
અનુકંપા આણુતા અમારી. એકજ૦ ૮

યુગ યુગ ઉપકાર અમ ઉપર એ આપના,
યુગ યુગ અમો છું આભારી. એકજ૦ ૯

અંતર છે એટલું કેમ આલેખીયે,
જો જો કયાં દૂર છો મુરારી. એકજ૦ ૧૦

સંકલના સર્વ હરિહાથ જ વિલોકીએ,
કોણ લહે કલના તમારી. એકજ૦ ૧૧

કરતા અમ યોગક્ષેમ, બાળકને માત જેમ,
પ્રીતિએ ઉરમાં પધારી. એકજ૦ ૧૨

જેવા રે જોઇયે એવા જણાવ છો,
વ્યક્ત અવ્યક્ત ધર્મ ધારી. એકજ૦ ૧૩

આશ્રિતને પાળતા, જીવ ભાવ ગાળતા,
આપ કળાઓ નાથ ન્યારી. એકજ૦ ૧૪

જીવે તો આશરા ને અનુગ્રહ માગવા,
અન્ય સહુ વાતને વિસારી. એકજ૦ ૧૫

જ્ઞાનના ગુમાની અભિમાની આ જીવને,
શાન્તિ ન જોતાં વિચારી. એકજ૦ ૧૬

દીનોના હાથ નાથ પ્રેમેથી ઝાલતા,
બ્હાંયધરીની બલિહારી. એકજ૦ ૧૭



## પ્રભુની કરૂણા

(ધનાશ્રીની ચાલ)

ઉરે ઉઠતાં વિકલ્પ વિભુ ટોકે, કૃપાયે ઉરે ઉઠતાં વિકલ્પ૦
મન સરતું સંસાર એ રોકે. કૃપાયે૦ ૧
બંધન રહિત ઘાટ ઘડવા દે બે ઘડી,
ઠગવા ધારે તો એને ઠોકે. કૃપાયે૦ ૨
જાતિ સ્વભાવ પર રાગે રંગાય ત્યાં,
ભોગોનાં ભાન ધરે ધોકે. કૃપાયે૦ ૩
એ કરૂણાનાં કારણો શોધ્યાં ન સાંપડે,
દિલમાં દેખાય એવે મોકે. કૃપાયે૦ ૪
ક્યારે વાળીશ આ એના ઉપકાર હું,
છે તો નિષ્કામ નાથ જો કે. કૃપાયે૦ ૫
કરૂણા સિન્ધુને એ બિન્દુ સમાન પણ,
મારાં ન મન ભાર તોકે. કૃપાયે૦ ૬
આયે વિકલ્પ કહે અદ્વૈતે અંતરે,
પ્રેમે પૂછે કે જૂદાં છો કે? કૃપાયે૦ ૭



## તેં દયા અથાગ દરસાવી

(ધનાશ્રીની ચાલ)

હશે કંઈ કંઇ આપત્તિ હરિ આવી, જીવનમાં હશે કંઇ કંઇ૦
શ્યામ સર્વેથી લીધાં બચાવી. જીવનમાં૦ ૧
સ્વાર્થને સારૂ હશે શરણ સ્વીકારિયાં,
તેં દયા અથાગ દરસાવી. જીવનમાં૦ ૨

આગે ન જાણુ મને આવા પ્રભાવની,
આજ ઉરે ઓળખાણુ આવી. જીવનમાં૦ ૩

ઘટતાં અઘટતાં ઇચ્છ્યાં મેં અંતરે,
તેં દીધાં શું ભાવી પલટાવી. જીવનમાં૦ ૪

અનુગ્રહ કરો તો નથી જો તારે યોગ્યતા,
અજ્ઞોને શું રહ્યા હસાવી ! જીવનમાં૦ ૫

મોંઘા હશો કે તમે સોંઘા રે સામળા,
ઉત્તર દ્યો આપ બતાવી. જીવનમાં૦ ૬

જેવા જાણે રે એવા થાવું પડે રે પ્રભુ,
દાસે શું એ લીધાં લખાવી. જીવનમાં૦ ૭

ક્યાં તું કિરતાર ને ક્યાં હું અજ્ઞાન જીવ,
શંકા તેં કેમ એ સમાવી. જીવનમાં૦ ૮

એના વિચાર મને આવે છે અંતરે,
કેમ કૃપા તેં વરસાવી. જીવનમાં૦ ૯

બિરદો સંભારતાં શંકા સમાય છે,
લીધાં અનાથ અપનાવી. જીવનમાં૦ ૧૦

કોણુ કહેને આ કોને કહેજ એ,
પૂછો શું નેણુ નચાવી. જીવનમાં૦ ૧૧

આજે અભેદ નથી અંતર કબૂલતાં,
માફ કરો માયાઓ લાવી. જીવનમાં૦ ૧૨

હજીયે વિશ્વાસ રહે આવા અદ્વૈતના,
એ રહે શું અંતર હસાવી ! જીવનમાં૦ ૧૩



# ઉરની ઝુરણ

(હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું, એ રાહ)

હરિ તમે જાણો મારી ઉર અભિલાષા,
હું નવ જાણું એ જણાવ્યાની ભાષા. હરિ૦ ૧
લખતાં લખાય નહીં ઉરના એ ભાવો,
અગમ્ય આલેખું ન જાણું એ આવો. હરિ૦ ૨
બાળ વયે પળી જાય જેની માતા,
એરે શીશુને નહીં માતાની શાતા, હરિ૦ ૩
એવા આપ વિણ મારા ઉરમાં અજંપા,
આવે નહીં શું આપને અનુકંપા. હરિ૦ ૪
અલ્પ સમય જોઇ માતાની માયા,
એરે ઉમળકા બીજે ન દેખાયા. હરિ૦ ૫
તમારી યાદે રે એવી મીઠી ઉઠે ઊર્મિ,
તમને વિસરતાં એ જાય વિભુ વિરમી. હરિ૦ ૬
ઝીણું ઝીણું અણબોલ્યું ઉરમાં એ સીઝે,
અપરમા માયાએ એનાં મન કયમ રીઝે. હરિ૦ ૭
એમ મારાં મન અન્યે નવ અનુરાગે,
અખંડ સ્મૃતિ એ એક આપની માગે. હરિ૦ ૮
નમાયા શિશુને સહુ માને વધારે,
માયા દેખાડે, જાણે માતા વિસારે. હરિ૦ ૯
તોય એને માત ન મનથી વિસરતી,
જનુનીની ખોટ બીજા કોયે ન સરતી. હરિ૦ ૧૦
એવી જગમાયા મને લાગે લૂખી સૂકી,
જોતાં એમાં આપ વળી નવ શકું મૂકી. હરિ૦ ૧૧
નીરસ જીવન જેવાં સતિનાં પતિ વિણ,
જીવે એ તો જગે જેમ અંધ આંખોહીણ. હરિ૦ ૧૨

ચિત્ત તો ગયાંરે એનાં પ્રિયતમ પૂંઠે,
વહેરે વ્હેવારો ભલે એ મન બૂઠે. હરિ૦ ૧૩
એમ મારાં મન સૌ વિષયથી વિરામ્યાં,
સ્મરીને તમારા સ્નેહ શાન્તિને પામ્યાં. હરિ૦ ૧૪
જાણોરે, જીવન, નથી એટલેથી સરતું,
ઝુરૂં જોવા રૂપ તારૂં એ અમી ઝરતું. હરિ૦ ૧૫
એ મુખ જોવાને હું મંદિરે આવું,
પ્રિય તારાં પ્રતીકે હું મનને મનાવું. હરિ૦ ૧૬
આવીજ દશાઓ આજે અમારા જીવનની,
આકરી અમૂલી આ અવસ્થાઓ મનની. હરિ૦ ૧૭
પ્રભુ મારા સર્વસ્વ તમારા સ્મરણમાં,
તમેયે રીઝો શું આવી ઉરની ઝુરણમાં. હરિ૦ ૧૮
ઊર્મિના ઉભરામાં આવી આવી લીલા,
કરી રે રહ્યા છો તમે આમ શું રસીલા, હરિ૦ ૧૯
અન્ય કહું તો તમે હૈયે હસોછો,
આપ કહું તો કેમ રાગે રસોછો. હરિ૦ ૨૦
એના તો ઉત્તર મને નથી જડતા ઉરમાં,
દેજો રે જવાબો, જીવન, સુણું એવા સૂરમાં. હરિ૦ ૨૧



## ભોળાનાથને



(હરિગીત છંદની ચાલ)

ભોળા તમે ભૂલી ગયા ભક્તો તણા અપરાધને.
ભોળા અમે ભૂલી ગયાં ઉપકાર એહ અગાધને. ૧
શિવ સ્મરણ માત્રે આપીયાં વિજ્ઞાન અંતરવાસનાં,
હર હરી લીધા તાપને, દીનત્વ દેખી દાસનાં. ૨

શંકર તમારા તત્વને, શોધે અનુદિન મહામતિ,
ભવ ભૂતમાત્રે વિલસીઆ, બ્રહ્માંડમાં ભવના પતિ. ૩
પતિપાર્વતીના પ્રેમથી, પરિ છિન્ન ભાવ પ્રજાળતા,
ગિરિજાધણી ધ્યાનો ધર્યે, ધર્મે અમોને વાળતા. ૪
ગૌરીપતિ ગિરિ ગહ્વરે, વિરાજતા વૈરાગ્યથી,
ગંગાધરે ગંગા ધર્યા, ધરણી ભગીરથ ભાગ્યથી. ૫
ઉમાપતિ આરધતાં, અપરોક્ષ જ્ઞાનો આપતા,
પ્રભુ પ્રેમ ભાવે સામ્બને, સ્મરતાં સ્વરૂપે સ્થાપતા. ૬
કૈલાસવાસી વિશ્વને, વિસ્તારતા સંહારતા,
પાલન કરો પરિવારનાં, નથી એ નવી કો વારતા. ૭
પશુના પતિ પશુભાવને, ભજતાં તમેજ ભૂલાવતા,
મૃડ નામ મહિમા અનુભવ્યાં, ઉર ભાવ ગૂઢ ઝુલાવતા. ૮
વિભુ વિશ્વનાથ વિરાજતા, વારાસણી જ વિલોકિયા.
એ નાથ નંદી નીરખતાં, ભય સંસૃતિના રોકિયા, ૯
એ ચંદ્રમૌલિ ચિત્તમાં સ્મરતાં, સમે સહુ કામના,
ત્રિપુરારિ તારો ભક્તને, એવી તમારી નામના. ૧૦
મહાદેવ મહિમા ગાય છે, નર અમરને યોગી જનો,
વિધિ વેદ વિશ્વ વિરાટઆ, વૈભવ વિભુ છે આપનો. ૧૧
ઇશ આપ નામ અનંત છે, કહેવા સમર્થ ન કોઇએ,
અમ બુદ્ધિનાં બળ કેટલાં, કે જાણતાં એ હોઇએ. ૧૨
જે જીવનભર જપતા રહે, શિવ પદ તમારાં પામવા,
એ ભક્તને અમ વંદના, સંસાર રાગો વામવા. ૧૩
ભોળા અમારા ભાવ આ, ભોળા તમેજ સ્વિકારજો,
ભોળા અમારા ભુવનમાં ભકિત ભવે વિસ્તારજો. ૧૪



## પ્રભુનો અનુગ્રહ

(દોહરાનો રાહ)

આ અનુગ્રહ શા ઉપરે, એ ઉર હજી જાણે નહીં
ઉપકાર એ નવ માનતું, તું મને કાં આણે નહીં.
વ્યાપાર એ મન વાણીના, વિભુ આપ એથી વેગળા,
ના ના હવે માનું નહીં, ઉઘડી ગયા ઉર આગળા.
ઉપકાર એ કહેવાય ના, જે વાણીએ આવી શકે,
ઉરભાવ તો ઉર જાણતાં, વિભુ વૈખરિના ના ટકે.
સ્તુતિ પ્રિય ખરી પ્રભુ આપને, પણ એ સ્તુતિ કેવી હશે,
વિધિ વેદ સુર સ્તવી શકે, એ મુજથી ક્યાંથી થશે.
એ વખતે ન દીધા આવવા, કે ગુણ ગણાવું આપના,
દ્વંદ્વો વિદાર્યાં વૃત્તિનાં, અદ્વૈતમાં આલાપ ના.
આ કયમ થયું ક્યારે થયું, ક્યાંથી થયું ને ક્યાં થયું,
એ વસવસા મનને રહ્યા, તેં આખરે એ ના કહ્યું.
એ ભેદ રાખ્યા ભાખવા, નવ ભાળવા એ જાણિયે,
એ ભાવ જે ઉર ભોગવે, તે ના આવે મન વાણીયે.



## અંતરની તૃષ્ણાઓ

(ધનાશ્રીની ચાલ.)

જેણે તૃષ્ણા ત્યાગી એ નર ત્યાગી, અંતરની સર્વે તૃષ્ણા૦
એની પૂર્વ પુન્યાઈ જાણું જાગી. અંતરની૦ ૧
સ્વારથને સારૂ જે જે વાવરતા વિત્ત એ,
ત્યાગી નહીં ભોગોના રાગી. અંતરની૦ ૨

કોઈને સંતોસે ને કોઈને સંતાપે,
એ એ ભોગોના નકી ભાગી. અંતરની૦ ૩

કઈનાં ઝુંટાવે ને લાખો લુંટાવે,
એ રે અમીરી નરી નાગી. અંતરની૦ ૪

લાખો મળે ત્યારે કરોડોની કામના,
ત્રિભુવન તૃષ્ણાની હાક વાગી. અંતરની૦ ૫

સુતવિતની ત્યાગી કોએ થઈને વૈરાગી,
ત્યારે અનેરી એક જાગી. અંતરની૦ ૬

માનોની તૃષ્ણા મનને એવી રે વળગી,
જે રે તજાય નહીં ત્યાગી. અંતરની૦ ૭

સાચું કહેજે રે મન શેમાં તું રમતું,
રામ રટે કે છું એ રાગી? અંતરની૦ ૮

જનથી સંતાડે પણ જોતો છે જાગતો,
દેખે અંતર એ તારાં દાગી. અંતરની૦ ૯

કોઈ સતસંગીએ સર્વેની ત્યાગી,
મુક્તિ મોહન કને માગી. અંતરની૦ ૧૦

મન, તારાં માગ્યાં મોતે ન આવતાં,
જીવન તો જોને જરા જાગી. અંતરની૦ ૧૧

તૃષ્ણા તજાય તો મુક્ત સદાય તું,
સમજી લેજે રે મન સુભાગી. અંતરની૦ ૧૨

ત્યારે તજાશે મન તૃષ્ણા સરવની,
જાશે હરિમાં લેહ લાગી. અંતરની૦ ૧૩

જેવાં રે ધ્યાન રાગે ધનનાં તું રાખ તું,
એવું થા સ્યામ સોહાગી. અંતરની૦ ૧૪

જેવાં મનન આજે માયાનાં તારે,
એવું થા ઇશ્વર અનુરાગી. અંતરની૦ ૧૫

એહ જ મુક્તિને એહજ ભક્તિ,
ભૌતિક ભૂખ જ્યારે ભાગી. અંતરની૦ ૧૬
પૂર્ણકામી તું તારે શેની રે કામના,
જીવ તું જીવનમાં જા રે જાગી. અંતરની૦ ૧૭



## આપે આપ બતાવે

(તમારા બે દિનના મેમાન, એ રાહ.)

કોઈ સુંદર શ્યામ બતાવે, મને કોઈ સુંદર શ્યામ બતાવે,
જીવ શિવ રૂપે દરસાવે. મને કોઈ૦ ટેક. ૧
માયા મૃગજળ જણવી મનને, મૃષાના મોહ મૂકાવે. ૨
વિષય રસોના રાગ તજાવી, પ્રભુ–પ્રેમ–સુધા પીવરાવે. ૩
વિવિધ વાસના વિરમાવે ને, ફરી જગ નવ જન્માવે. ૪
અધિષ્ટાન પર ભૌતિક ભેદો, કલ્પિત કો કબૂલાવે. ૫
અસંગ આત્મા દેહે દાખી, કર્મ કલંક પતાવે. ૬
નશ્વર અક્ષર તત્વ તરાવી, સત્યે સ્નેહ સજાવે. ૭
ચંચળ મનને કેંદ્રિત કરવા, સ્મરણે સ્નેહ બંધાવે. ૮
અંતર આવરણ અળગાં કરીને, દિવ્ય જ્યોતિ દરસાવે. ૯
મુનિવર મૌન ધરીને બેઠા, એને કો બોલાવે? ૧૦
નિગમ નિરૂપે નેતિ કહિને, કો ક્યાંથી બતલાવે, ૧૧
સરસ્વતિ સમજી રહ્યાં કુંવારાં, કોને આપ વરાવે! ૧૨
વ્યાપક વિભુને વ્યકતજ જોવા, કો ન સમર્થ કહાવે. ૧૩
જાણ્યું એને જીરવવાને, શ્યામજ સ્મરણ બતાવે. ૧૪
જીવન શાન્તિ સ્વરૂપ સમજતાં, પ્રાકૃતને પલટાવે. ૧૫
જગ નવ ખટકે, મન નવ અટકે, જીવન એમ જગાવે. ૧૬
શાને શોધું સ્નેહે સ્મરતાં, આપે આપ બતાવે. ૧૭
જેણે જીજ્ઞાસા જન્માવી, એહજ લાડ લડાવે. ૧૮



# નાવના સૂકાનીને

સખી આવિયો કારતક માસ, (સીતાજીના મહીના) એ રાહ.

પ્રભુ કેટલા જનમ આવા જાય, કહો મને એટલું રે,
થવા સંસૃતિ રહિત વિધાન, જોઇયે જ્ઞાન કેટલું રે. ૧
જગ વિરતિ સહિતનાં જ્ઞાન, અને યોગ આકરા રે,
એ કઠિન કલ્યાણ ઉપાય, નથી અમ આશરા રે. ૨
પરા ભક્તિ એ મુક્તિના રાહ, સ્મૃતિ આપે આપની રે,
એ તે કેવા પ્રેમ પ્રકાર, હરે ભીતિ તાપની રે. ૩
નથી અર્જુન સરખાં ઉર, નથી સખા સામળા રે,
જેના સારથી શ્રી ભગવાન, એને હાથે એ કળા રે. ૪
હરિ અનુગ્રહ આપના થાય, ત્યારે પ્રીતિ પાંગરે રે,
મારી પૂરજો એ અભિલાષ, ગમે તો જન્માંતરે રે. ૫
હરિ એકવાર દ્યો દર્શન, ફરીને નહીં કહું રે,
કહેશો ના તો હું નંદકુમાર, ચરણ રજે નહીં લઉં રે. ૬
પ્રભુ ક્યાં રહી કરતા આ સૂર, છો તો નકી અંતરે રે,
સુણું સૂર ને લાગો કાં દૂર, આછાં એ આવરણ ખરે રે. ૭
ઉરે સૂરે દૂરે ભરપૂર, તમે તો વ્યાપી રહ્યા રે,
થતાં યોગ્ય જોઈશું જરૂર, આદેશો આપી રહ્યા રે. ૮
રાગ દ્વેષ હૃદયના રોગ, વ્યવધાનો કરી રહ્યા રે,
મારૂં તારૂં રહે જે ઉર, ત્યાંથી તમે તો ગયા રે. ૯
લાભ હાનિ એ હર્ષ કે શોક, સમતા એ નીહાળિયે રે,
એકે ઇચ્છા ન જાગે ઉર, ત્યારે પ્રભુ ભાળીયે રે. ૧૦
કોનાં કઠણ વચનનાં બાણ, અંતરને અડે નહીં રે,
મન લેવાને લોકનાં માન, ઝઝુમી પડે નહીં રે. ૧૧
પરમાર્થ ઉપર રહે પ્રીત, કોને ન ઉવેખીએ રે,
જગ, જન અને જગદીશ, જૂદાં નવ દેખીએ રે. ૧૨

મન વચન અને વળી કાય, કરે કો ન પાપને રે,
ત્યારે જીવે શિવ જણાય, અનુગ્રહ આપને રે. ૧૩
પરા ભક્તિના આવા પ્રકાર, જણાવ્યા છે તમે રે,
મારાં અંતર ઝંખે છે એહ, આશા ભર્યાં છૌં અમે રે. ૧૪
મારાં જીવન–નાવ સુકાન, હરિ લ્યો હાથમાં રે,
કર્ણધાર કર્મોના થાવ, સદા રહી સાથમાં રે. ૧૫
મારાં મન રહે રમમાણ, તમારા ચરણમાં રે,
સ્મરણ શાન્તિએ જીવન જાય, રાખો પ્રભુ શરણમાં રે. ૧૬
હજી આટલી તો ઇચ્છા થાય, દેહે દેહી જ્યાં લગી રે,
નવ કહેશો કે આ અભિલાષ, રહેશે ક્યાં લગી રે. ૧૭
કરે પ્રશ્ન એ આપે જવાબ, એવા અહીં ખેલ છે રે,
નથી આપથી એહ અજાણ, અમે એ જાણેલ છે રે. ૧૮
તોય તરવા મ્હેરામણ માવ, માયાના અસીમ છે રે,
પણ પ્રવીણ સૂકાની છો શ્યામ, હૈયાં મારાં હીમ છે રે. ૧૯
નથી નાથ કીનારા દૂર, બળવંત તારા તમે રે,
ડુબ્યે નાવ ન મૂકશો હાથ, સોંપ્યા જે આજે અમે રે. ૨૦
જીવ જાળવી કરતા પાર, એવી તમ નામના રે,
અમ ઉરે અચળ છે વિશ્વાસ, સૂકાની શ્યામના રે. ૨૧



## યુગ યુગની આશા



( દરિયાને તીરે એક રેતીની ઝુંપડી, એ રાહ. )

યુગ યુગની આશ હશે અણુ–રે–પુરાયલી,
આજ ઉર આવી પ્રભુ પૂરી હો જી;
આગે ઉપહાર આ બાકી હશે ને હશે,
અંતરમાં ઊર્મિ અધુરી હો જી. ૧

ના ના ઓ નાથ તમે ન્યારા તો ના હતા,
સંગે રહેલ સદા અંગે હો જી;
પૂરવા ગયેલ અમે માયાની માગણી,
જોતા હશો એ ઉમંગે હો જી. ૨
ગરબે રમીને ઘેર આવ્યાં થાકેલ ને,
સ્વાંગો સજેલ સંકેલ્યા હો જી;
અંતર ને આસને આપને નિહાળતાં,
આનંદ અંગ અંગ રેલ્યા હો જી. ૩
ઉપહારો આપતાં દેખી મેં માગણી,
જાણીને ઉર ઉઠયાં લાજી હો જી;
ઊર્મિઓ વિરમી ન્યારી જે નિરમી,
યુગ યુગની યાદ થઇ તાજી હો જી. ૪
પૂછે પૂછે રે પ્રભુ વ્હેલાં શું આવિયાં,
રાસો તો રાત્યના અધૂરા હો જી;
ફાવ્યું નહીં રે મને ફરવું ત્યાં કુદડી,
મૂકી મ્હેલ આપના મધુરા હો જી. ૫

  

## યુગ યુગના રાસ

( દરિયાને તીર એક રેતીની ઝુંપડી, એ રાહ. )

યુગ યુગથી રાસ અમે રમતાં સંસારમાં,
માનવને વેષ આજ આવ્યાં હો જી;
ભૂખ તરસ ને માયા સરસ અમે;
લક્ષો રાખીને સંગ લાવ્યાં હો જી. ૧
જીવન નિસાસડે ભરિયું એ રાસડે,
નીરખીને નીર નેણુ આવ્યાં હો જી;

શોધું શોધું રે હું તો સંતોના શેરડા,
જેણે જીવન પલટાવ્યાં હો જી. ૨
ધરવા ને શેષ એને જીવન અશેષ આ,
માયા ભરેલ મન લાવ્યાં હો જી;
ફરતા'તા દેહ અને ફરતા'તા સ્નેહ રાસ;
રમતાં થાકેલ આજ આવ્યાં હો જી. ૩
સાગરશા સંત, એણે માંડયા ન તંત તાપ,
પાપ પલકમાં પતાવ્યાં હો જી;
માયાના રાસ એમાં મોહનના વાસ પાસ,
અંતરમાં આપ બતાવ્યાં હો જી. ૪
બ્રહ્માંડે રાસ ભલે ખેલો ચોપાસ તોય;
તત્વ અસંગ એ તરાવ્યાં હો જી,
હૈયામાં હીંચ આમ સંસારે સીંચ, જીવ;
શિવ સ્વરૂપ સ્હોવરાવ્યાં હો જી. ૫



## દેવાં શું ચુકવી દીધાં હો જી

( દરિયાને તીર એક રેતીની ઝુંપડી, એ રાહ. )

પુછી જો જીવ તારા અંતરને એટલું,
પાપ નથી શું કોઇ કીધાં હો જી;
લેણાં લીધાં રે તેં લક્ષો રાખીને,
દેવાં શું ચૂકવી દીધાં હો જી. ૧
ઇચ્છેલાં સુખ ઝટ આવે તું આગળે,
એવાં શું કર્મ કાંઈ કીધાં હો જી;
ના ના એવું તો નકી નજરે ન આવશે,
દેવ દયાનાં દાન લીધાં હો જી. ૨

જાણે જગદીશ જીવ જૂઠાણું તાહરાં,
પેખે પ્રપંચ પાખંડો હો જી;
એના પ્રમાણથી આપે ન આપદા,
આપે ન આકરા દંડો હો જી. ૩

થાએ કૃતઘ્ન કો તારી તરફ તો,
કેવા રે ક્લેષ ઉર થાતા હો જી;
કોના ઉપકાર તું ઉપર છે કેટલા,
એ તું ભોળાથી ભૂલાતા હો જી. ૪

પરને પીછાન એવાં નિજને પીછાન તો,
કાંક અન્યાય ઓછા થાયે હો જી;
આપ સમાન અન્ય જોયા વિના રે, જીવ,
આળ અજંપ નવ જાયે હો જી. ૫

તારા તો વાંક તને વસતા નથી રે કો,
પરના કહાડે છે દૂધે પોરા હો જી;
છેતરતાં અન્ય તું આપે છળાય છે,
આઘે રહે છે ઇશ ઓરા હો જી. ૬

આપ અવગુણ નવ દેખે રે માનવી,
એવી અવિદ્યાની કેલિ હો જી;
કર્મોને ચાકડે જીવને ચડાવીએ,
આમજ ખલકમાં ખેલી હો જી. ૭

આપે ઉકેલ એ એના જો જીવને,
તો તો મુશ્કેલ થાય મસ્તી હો જી;
લાખે લગાર કોક જાણે એ લક્ષણો,
બાકી બધાથી નથી ખસતી હો જી. ૮

સર્વગુણસંપન્ન સૌ માને છે નિજને,
અન્ય જુવે છે અનાચારો હો જી;

તત્વ તોળાય ન એ કોઈને ત્રાજવે,
એવા વિચિત્ર વ્યવહારો હો જી. ૯
આપ ઓળખતાં શીખે જીવ જ્યાહરે,
ત્યારે ત્રિતાપ પરિત્યાગે હો જી;
શાન્તિ આવે રે ત્યારે સાચી સંસારમાં,
એકત્વે ઉર અનુરાગે હો જી. ૧૦
માનવના દેહ આ મર્મો ઉકેલવા,
દીનબંધુએ આજ આપ્યા હો જી;
જળ સ્થળમાં જીવ તું જોજે જગદીશને,
વિશ્વે વિરાટ્ રૂપ વ્યાપ્યા હો જી. ૧૧
મૂકી દે મન હવે નશ્વર ના નેહ તું,
શામ સ્મરણ જા લાગી હો જી;
મૂઠીમાં મોત કાં હરિને ન ગોત, રહી
ખંજરીઓ કાળની વાગી હો જી. ૧૨
અણમૂલ દેહ આ એળે વિતાવતાં,
આવે ઉપાધિ અણમાગી હો જી;
સ્મરણનાં સુખ તને સંતો સમજાવશે,
જીવ શિવ દાખે સુભાગી હો જી. ૧૩

  

## ચાર દિવસનાં જીવન



( દરિયાને તીર એક રેતીની ઝુંપડી એ. રાહ. )

આ ચાર દિવસનાં જીવન સંસારનાં,
જન્મો અપાર છે અધુરા હો જી;
આળ પંપાળમાં આયુ વિતાવતાં,
થાવાના દેહ દિન પુરા હો જી, ૧

આ સંધ્યાના રંગશાં સુખોને કારણે;
તમ મન તેં નાંખ્યાં તપાવી હો જી,
મીચાતાં આંખડી જાવું જે મારગે,
એની ચાનક કાં નાં'વી હો જી. ૨

ખટકેથી ખેડિયાં માયાનાં ખેતરો,
કામનાના કણ દીધા વાવી હો જી.
બદલાશે રૂપ અને બીજ એનાં એજ જીવ
મોહેથી બાજી બિછાવી હો જી. ૩

વાવીને વાસના લણવાં રે સુખ દુઃખ
ફરી ફરી જીવવાં ને મરવાં હો જી,
શા શા સંસ્કાર એને થાતા સંસારમાં
એનાં વર્ણન શાં કરવાં હો જી, ૪

જાએ અજ્ઞાનમાં ઉત્તમ આ જન્મતો
ખેચર ભૂચરમાં ભરાવું હો જી,
વેળા છતાં રે એ ના કરજે વિચાર તું
માનવનાં માન જો ધરાવું હો જી. ૫

સ્વપ્ન સમાન સુખ સંસારી માનવાં
ઝાઝાં જીવન જાય દુઃખમાં હો જી,
આત્માની ઓળખાણ કરી લે રે આજતું,
ફરીને ન આવવા કુખમાં હો જી. ૬

તારે શા દેહ અને તારે શા સ્નેહ આ
માયાવી પાશ દે ફગાવી હો જી,
અમર આનંદ રૂપ મૂળે તું માનવી
જીવનમાં જ્યોત દે જગાવી હોત જી. ૭



## મનને શીખામણ

( દરિયાને તીર એક રેતીની ઝુંપડી એ, રાહ. )

ઘડિયે ઘડિયે મન ઘડવું પડે તને
કાંકે તું વાંકનું ભરેલું હો જી,
બુદ્ધિને મુંઝવી દેહીને દુભવી
કેવું તરકટ તેં કરેલું હો જી. ૧
વાંક વિના તેં રંકો રંજાડિયા
વજ્રસમાં વેણ વરસાવી હો જી
કંઈ કંઈ જુલમ જર સાટે તેં આદર્યાં
દોર દમામ દરસાવી હો જી ૨
સ્વજનો શું વૈર ને દુર્જન શું મિત્રતા
વિણ રે વિચાર તેં કીધેલાં હો જી.
ઢાંકેલ દુઃખમાં ઘીકેલ માનવી
એને તેં આળ દીધેલાં હો જી. ૩
સાચાબોલાને તું શત્રુ સમજતું
મ્હોંયેમીઠાને મિત્ર માને હો જી
દોષ દેખાડે એને અજ્ઞાની માનતું
અંધ બનીને અભિમાને હો જી. ૪
દેખીને પરદુઃખ ઊંડું હરખાય તું
મ્હોંયે લાગણીઓ બતાવે હો જી,
અંતરનો દેવ શું એથી અજાણ છે
પારો તે કોઈ શું પચાવે હો જી. ૫
અદકાને જોઈ તને ઇર્ષ્યા રે આવતી
ડહાપણના તારા ઇજારા હો જી,
દોષો શોધીને એના દેખાડે અન્યને
જાણે શું લોક બિચારા હો જી. ૬

સારામાં સારૂં તારે જોઇયે છે સર્વ ને
બીજાને બાદલે પતાવે હો જી,
આજ વારા એના તો કાલ્ય તારા આવશે
કર્મો ચમકાર એ બતાવે હો જી. ૭
ગુણમાં અવગુણ ને અવગુણમાં ગુણ તું
તારી મરજીના માન્યા માને હો જી,
સાચાં સ્વરૂપ તને કોનાં ન સૂઝતાં
મસ્ત ખાન પાન દેહ ભાને હો જી. ૮
સુખમાંએ દુઃખ અને દુઃખમાંએ સુખને
માની લીધાની ટેવ તારી હો જી,
કામ ક્રોધ લોભ મોહ મદ મન ધારી તેં
સુખ દુઃખ દીધાં વધારી હો જી. ૯
આ તારી ટેવ તો ટીપું તળાવનું
વિસ્તારે થાકે વિધાતા હો જી,
સમજી જા શાનમાં આવીજા ભાનમાં
રીઝવી લે જીવ જે સીદાતા હો જી. ૧૦
પળ પળમાં પાલટે વેષ વિચિત્ર તું
એક નિશ્ચય નહીં તારા હો જી,
ધારે તું કંઇક અને કંઇક કરી બેસતું
એવા સ્વભાવ નહીં સારા હો જી. ૧૧
નક્કી તું માનજે ચિત્રગુપ્ત ચોપડે
પાકે અક્ષર સૌ લખાતાં હો જી,
આખ્ખર એ આકરાં પડવાનાં તુજને
વાવેલાં ફળો ચખાતાં હો જી. ૧૨
સમજુ સંસારીને દક્ષ દેવ આદિને
તારા પ્રભાવ તું બતાવે હો જી,
કોને રીઝાવતું કોને રીબાવતું
મરજી મુજબ તું નચાવે હો જી. ૧૩

મારૂં હું, મન, તને તારા સુખ કારણે
વારૂં વિષમતા વિસરવા હો જી,
એના ઉપાય એક અણમૂલ સૂચવું
સ્નેહેથી શ્યામને સમરવા હો જી. ૧૪
તારાં સ્વરૂપ એ સ્નેહે સમજાવશે
દાખવશે દોષ કેમ આવ્યા હો જી,
વસ્તુ વિવેક કર્મ ધર્મો બતાવશે
કરૂણાના ધામ એ કહાવ્યા હો જી. ૧૫
જાતે તું જડ માટે ઘડવું પડે તને
ત્રિગુણની ગ્રંથિ ઘાટ આપે હો જી,
તારે ક્યાં જાણવું તારે ક્યાં માણવું
ઘડશે સુતાર ઘાટ માપે હો જી. ૧૬
આવા આકાર સૌ અહંકારે આપીયા
ધારી રજોગુણ રાગે હો જી,
થાએ સાત્વિક તો શુદ્ધ સ્વરૂપમાં
સમતાં આ ભૂલ્ય બધી ભાગે હો જી. ૧૭



## પ્રભુનાં મનન



( બે દિનના મેમાન૦ એ રાહ. )

નિત્ય મનન કરો, મન મારાં, પ્રભુનાં નિત્ય૦
નિરંતર ચંચળ જે રહેનારાં. પ્રભુનાં૦ ૧
દ્રશ્ય વિષે દ્રષ્ટિયો જેની,
બહાર સદા ફરનારાં. પ્રભુનાં૦ ૨
જેહ વિના જડ રૂપજ પોતે,
એ નહીં ઓળખનારાં. પ્રભુનાં૦ ૩

વિષયાનંદે જે સુખ માન્યાં,
અંતે એ સુખ ખારાં. પ્રભુનાં૰ ૪
અમર સુખોનાં જ્યાં છે ઝરણાં
અંતર સર એ ન્યારાં. પ્રભુનાં૰ ૫
એમાં સરતાં ભવજળ તરતાં,
એ સમજો મન મારાં. પ્રભુનાં૰ ૬
એક વખત અનુરાગો એમાં
કદી નહીં થાશો ન્યારાં. પ્રભુનાં૰ ૭

  

## જો જે એ દેવ ના દુભાય

(ધન્ય જેણે હરિ ગુણ૰ એ રાહ)

મ્હારે મ્હેલે વસે છે મહારાજ, જીવરાજ, જરા જો જે એ દેવ ના દુભાય.
રખે તારી અજાણમાં એ જાય, જીવરાજ, જરા જો જે એ૰ ટેક ૧
હાજર રહેજે તું નિત્ય એની હજુરમાં, રખે એ રાજ રૂઠી જાય. ૨
તું એ છે રાય અને એ યે છે રાય તોય, એની બરોબરી ન થાય. ૩
તું તો શરીર–રાજ એતો સંસાર–રાજ, વ્યકત અવ્યકત એ સમાય. ૪
ઘટતાં રે માન એને આપવાને આજ જીવ, સેવામાં રહેજે સદાય. ૫
કામ ક્રોધ લોભ મદ મિત્ર મોહે માનીઆ, ચેત્ય એ તો શત્રુ સમુદાય. ૬
તારી સંગાથે એને દેખશે એ દેવ જો, તો તો નહીં લે એ તારી છાંય. ૭
શાન્તિ ભકિતને ક્ષમા દાસી તેં તવડી, એ તો થયા છે અન્યાય. ૮
સાથે રાખીને એને આપ સદા માનતો, રાજોના રાજ રીઝી જાય. ૯
એ છે સમ્રાટ એને રીઝવવા માટ જીવ, કર રે કંઈ આજ તું ઉપાય. ૧૦
રીઝે તો રાજ દે ખીજે તો રાજ લે, ચેત્ય તું ચતુર શેં વવાય. ૧૧
માયા મદિરા પી મ્હાલે તું મોહમાં, તો તો જરૂર રાજ જાય. ૧૨
શરણે જશે તો તને સ્નેહે સત્કારશે, ખોટી રખે તું હવે થાય. ૧૩

દેવોના દેવ તોય દીનને દયાળ છે, દાસ જો થઈને તું જાય. ૧૪
કરતાં ઉપેક્ષા એ દેવ દુભાય તો, સંસ્તીનાં સાલ નવ જાય. ૧૫
આજ એને રીઝવે તો આપે અમૂલ પદ, અંતે એ સ્થાને સ્થપાય. ૧૬



## અટલ વિશ્વાસ



( દેખા નહીં કછુ સાર૦–એ રાહ. )

મન રાખ્ય હરિ વિશ્વાસ, રે મન રાખ્ય અટલ વિશ્વાસ,
તારી ત્રિકમ લે છે તપાસ રે, મન રાખ્ય૦ ટેક૦ ૧
અણીની વેળા આપે આવી, ખબરો રાખે ખાસ રે, મન૦ ૨
શુધ સંકલ્પો સત્ય કરીએ, અજાણુ પૂરે આશ રે, મન૦ ૩
કંઈ કંઈ કર્મ કઠોર હશે પણ, કેસ ગણે તુજ ખાસ રે. મન૦ ૪
દીનબંધુનાં બિરદો એનાં, નીચા મૂકજે શ્વાસ રે. મન૦ ૫
સમરથ સ્વામી શિરપર તારે, મા મૂકીશ નિશ્વાસ રે. મન૦ ૬
એહ ભરૂંસા હશે અધૂરા, એટલું રહીશ ઉદાસ રે. મન૦ ૭
વ્યવહારે વિશ્વાસ કરે પણ, અંતે થઇશ નિરાશ રે. મન૦ ૮
રમણિય લાગે વિષય સુખો પણ, કરશે એહ વિનાશ રે, મન૦ ૯
સુખ સોધે સંસારે પણ ત્યાં દુઃખ ભર્યા ચોપાસ રે. મન૦ ૧૦
વિપદ્ સમયમાં કોઈ ન સાથી, એકજ એ અવિનાશ રે. મન૦ ૧૧
શ્યામ સ્મરણમાં સુખ મળે એ, બીજે કયાં તું તપાશ રે. મન૦ ૧૨
આવરણ આણે આપ જણાવા, થાવા નવ દે હ્રાસ રે. મન૦ ૧૩
ચાલક પાલક એ સર્વેના, રહે હરિને વિશ્વાસ રે. મન૦ ૧૪
સર્વેશ્વર એ સહજ પ્રીતિએ, ગણુશે નિજનો દાસ રે. મન૦ ૧૫
સમદર્શી પણ શરણાંગતની, નીતિઓ એની ખાસ રે. મન૦ ૧૬
એને શરણે સર્વ સમર્પી, રાખ્ય અટલ વિશ્વાસ રે. મન૦ ૧૭
રમા રમણ એ હદયે રમશે, અનુગ્રહકર અવિનાશ રે. મન૦ ૧૮

આપ બળે વિશ્વાસ ન આવે, એ બળ એની પાસ રે. મન૦ ૧૯
પ્રેમાધીન છે પરમેશ્વર એ, ભેદો જાણે દાસ રે. મન૦ ૨૦
સ્નેહી વિના એ કોને જણવે, આપ તણાજ વિલાસ રે. મન૦ ૨૧
એટલું કરીને નથી અટકતા, અંતર પૂરે વાસ રે. મન૦ ૨૨
છેલ્લા ખેલો એહજ ખેલી, ખેલ કરેજ ખલાસ રે. મન૦ ૨૩

  

## જીવનની ઝંખના

(તારી ઝીણી કળા ન કળાય૦ એ રાહ)

હરિ મ્હારા જીવનની ઝંખના એક, કરવા જગના રે છેક વ્યતિરેક.
ત્રિકમ તમ વિણ રાખે કો ટેક, અમારા ટાળીને દોષો અનેક. ૧
સાખી— જીવને ઝંખ્યાં આપતા, આપ સદા અવિનાશ,
અમને આપો આટલાં, આપી ઉર પ્રકાશ. ૨
આપે આપ્યા છે કોલ અખિલેશ, અમારે અંતર રહ્યા એ આદેશ,
પાળવા પૂરા કર્યાં છે પ્રવેશ, રમવા આ તો લીધેલા છે વેષ. ૩
સાખી— કર્યાં નિયમ પ્રતિપાળશો, એમાં શેના પાડ,
પ્રભુ પરીક્ષા ના ઘટે, દાસ લડાવો લાડ. ૪
હરિ મ્હારે હૈએ તમારી છે હામ, સાથ તમે આપ્યા છે સુંદરસ્યામ,
અંતરયામી જાણો છો તમામ, અંતમાં આપે છો પૂરણકામ. ૫
સાખી— માયા એ જે માનીઆ, જીવ જગત આભાસ,
નિશ્ચે એ નશ્વર દીસે, આરોપ્યા અધ્યાસ. ૬
નક્કી એનાથી થાવું અસંગ, તજવા રાગોએ લાગેલા રંગ,
આત્મા અમ્મર સદાએ અભંગ, ઓળખી લેવા રાખીને ઉમંગ. ૭
સાખી— અણઘટતાં અભિમાન આ, દેખી ન દેશો દોષ,
અંતે જીવ એ શિવ તો, નામરૂપે શા રોષ. ૮

જીવના જોશો નહીં રે હરિ ઢંગ, આપના આપો સદાએ વ્યાસંગ,
જોયા જીવો એ આપ ને અંગ, સંગ છો આપે સદાએ અભંગ. ૯

સાખી— ઉત્કંઠા આપી તમે, ને પ્રગટાવ્યા અનુરાગ,
અધવચ સાથ ન છોડશો, મોહન છો મહાભાગ. ૧૦

મ્હારે અંતર એવા અભિલાષ, અંતમાં જાવું જરૂર કૈલાસ,
કરવા પાંચે કોશોના વિનાશ, વરવા એક અખંડ અવિનાશ. ૧૧



## આનંદ રેલ



( હું તો ઢોલે રમું૦ એ રાહ )

આજ અંતર અભિલાષા પૂરી થઈ,
પ્રભુ પ્રેમે એ પ્રિયની ઝાંખી થઇ. આજ૦ ૧
દેવ દર્શનની ભાવટ ભાગી ગઇ,
દ્રશ્ય દ્રષ્ટાની પાર લેહ લાગી ગઇ. આજ૦ ૨
જ્યાં જ્યાં નજરો કરૂં ત્યાં નાથ ન્યાળું તને,
આવે અણગણ રૂપે બીજું કોણ રે બને. આજ૦ ૩
સત્‌ચિત આનંદે જગ રેલતાં દીઠાં,
હરિ હોય નહીં તો એ કેમ લાગે મીઠાં. આજ૦ ૪
મને એમ હતું જે હવે શું રે થશે,
આવા સુંદર સંસાર શું જૂઠા હશે. આજ૦ ૫
હોય જૂઠા તો પ્રેમ કેમ છૂટે નહીં,
ત્યાં તો દીઠા મોહન મેં તો માયા મહીં. આજ૦ ૬
વિભુ વિશ્વે વસ્યા રે જેમ દૂધે મહી,
શ્યામ સુંદર સંસાર સારે દીઠા સહી. આજ૦ ૭
અણુ અણુમાં અનંત એ ઓપી રહ્યા,
નામ રૂપે અમર જ્યોત રોપી રહ્યા. આજ૦ ૮

બ્રહ્માંડે બ્રહ્મ ઓતપ્રોત એ રમે,
એના વિણુ બીજાં જીવને ન જોવાં ગમે. આજ૦ ૯

દેવ દર્શન બધે દિવ્ય દ્રષ્ટિ વડે,
નવ નવલે રૂપે એ નાથ નજરે પડે. આજ૦ ૧૦

મ્હારાં અંતર દર્શન આનંદથી ભર્યાં,
જગજીવન, જગ, જીવ એક રૂપે ઠર્યાં. આજ૦ ૧૧



## ક્યમ વળશે ઉપકાર

(તમારા બે દિનના મેમાન૦ એ રાહ)

વ્હાલા ક્યમ વળશે ઉપકાર, તમારા ક્યમ વળશે ઉપકાર,
અમારાં અપકૃતને ભૂલનાર. તમારા૦ ટેક. ૧
દેહધારી નવ દોષજ ભૂલે, તમે નવ ગુણ ભૂલનાર. ૨
અજામેળ એક નામ ઉધાર્યો, તમે તો તારણ હાર. ૩
સમર્થન કોઈ સમજવા તમને મન બુદ્ધિ વ્યાપાર. ૪
આખાં આયુ અજાણ્યું વિત્યાં, હતા ક્યાં એ જોનાર. ૫
આવાં અસૂરો શાને કરિયાં, અનુગ્રહના કરનાર. ૬
સમર્યાં સાથે સહાયો આપી, કર્મ ગતિ હરનાર. ૭
બિરદ તમારાં આશુતોષને, ભૃત્યાર્તિ હરનાર. ૮
મનમોહન શું કહિયે તમને, વંદન વારંવાર. ૯
એહ વિના ન ઉપાય અમારા, અવલંબન આધાર. ૧૦
શ્રમ આપ્યા જે સર્વેશ્વરને, ક્ષમા કરો કિરતાર. ૧૧
ઉપકારોની અવધિ આજે, સ્મરણતણા અધિકાર. ૧૨
યાચું એમાં એટલું ઉમેરો, અખંડ સ્મૃતિ રહે સાર. ૧૩

અન્ય ન ગણુશો આ આચારે, જીવના આ વ્યવહાર. ૧૪
અધિર બની કાં અધિક જ ઇચ્છું, જ્યાં નહીં સાંભળનાર. ૧૫
દ્રષ્ટા દષ્યો દ્વૈતે સમતાં, એકે શા ઉપહાર. ૧૬
શરૂ કરતાં શિવ જીવ બનો છો, સમાપ્તે સરજનહાર. ૧૭



## મધુરી વેણુ



( તમારા બે દિનના મેમાન૦ એ રાહ )

અહો અમ અંતર સ્યામ સદન, વગાડે મધુરી વેણુ વદન.
અલૌકિક આપે એ દરશન, વગાડે૦ ટેક૦ ૧
એ સુખ સંવેદન કયમ કરિયે, નટવર નિવેદન. ૨
વાણી વિષય નહીં વસ્તુ એ જે, વદી કરિયે વર્ણન. ૩
ધન્ય ક્ષણોમાં આ આનંદો, અખંડ ન એ સંપદન. ૪
સ્ખલન થતાં વૃત્તિનાં થાતાં, દ્વંદ્વ તણાં દરશન. ૫
કર્મ કષાયો કૃપાકટાક્ષે, માવ કરો મર્દન. ૬
અલ્પાનંદ અવર સહુ સુખમાં, નિરવધિ સુખ સ્તવન. ૭
નિરંતર સ્મૃતિ-સુખ ઇચ્છે અંતર, કૃપા કરો ભગવન. ૮
ન્યારા નહીં પણ પ્રભુ તમે તો, કરવા યોગ્ય સ્તવન. ૯
જીવ ને શિવ હું કયમ સરખાવું, શરીરીના સ્વામીન. ૧૦
સિન્ધુ તમે હું બિન્દુ સામળ, નિર્ગુણ નિરંજન. ૧૧
સમર્થ છો સામળ સહુ કરવા, મોહન મધુસૂદન. ૧૨
અથવા દ્વંદ્વે આ આનંદો, ભવ ભવ દ્યો ભગવન્ન. ૧૩
અભય અમે નવ વિસરે આપ્યાં, વચનો યદુનંદન. ૧૪
અખંડાનંદ સુભાગી ભક્તો, એને અમ વંદન. ૧૫
સ્મરણુ સંવેદન આતો સામળ, પ્રભુ કયાં છો પરિછિન્ન. ૧૬



## કાલાં ઘેલાં કવનો

( ધનાશ્રીની ચાલ. )

કાલાં ઘેલાં એ કવનો કબૂલ્યાં, કનૈયે કાલાં ઘેલાં એ૦
એમ જાણી અંતર અતિ ફૂલ્યાં કનૈયે૦ ૧

કોની એ ઊર્મિ કોણે એ નિર્મિ,
એનાં જ ભાન મન ભૂલ્યાં. કનૈયે૦ ૨

સત્ય તત્ત્વ સેરવી, દ્રષ્ટિયો ફેરવી,
મન માયાનાં મૂલ પણ મૂલ્યાં. કનૈયે૦ ૩

નિત્યનાં નિવેદનો, ચિતનાં સંવેદનો,
જીવન જહ્નૂાએ જે ઝૂલ્યાં. કનૈયે૦ ૪

કવનો એ આપનાં, સ્તવનો એ આપનાં,
નાથ ! નથી અન્ય, નેણ ખૂલ્યાં. કનૈયે૦ ૫

  

## આજે આનંદની હેલી

( ધન્ય જેણે હરિગુણ ગાયા૦ એ રાહ. )

આજે આનંદની હેલી, જો જીવરાજ, આજે આનંદની હેલી
તને પ્રભુએ કૃપા એ કરેલી. જો જીવરાજ૦ ૧
સુકૃતની વાડીએ વૃત્તિની વેલીઓ, ભક્તિ રૂપે છે ચમેલી. ૨
ઊર્મિ અષાડ ઘન રસિઆએ રેલવ્યો, ખીલી રહી છે ચમેલી. ૩
પૂજવાને જોગ શિવરૂપ એમાં પીપળો, અડીને ઉગેલી ચમેલી. ૪
અશ્વત્થે વેલીઓ વીંટીં વળી છે, પોતાનાં ભાનને ભૂલેલી. ૫
વાડયો એ વૃક્ષ કાંઈ વાવ્યાં વિચારનાં, સંતોએ શાન્તિ કરેલી. ૬
ઝાંપે જમાદાર રાખ્યા વિવેકના, પેસે ન ભેંશો માતેલી. ૭

માયા મહિષીઓ પેશી શકે ના, વિવેકે વાટયો રોકેલી. ૮
નામોનાં નીર નીક રેલી રહ્યાં છે, ખીલી ચમેલી અલબેલી. ૯
આનંદ–વાસે એ વાડીઓ ભરેલી, પ્રેમ–પરાગ રહ્યા રેલી. ૧૦
બુદ્ધિની બ્હારે જીવ ખેલી રહ્યો છે, કરતો અસંગ રહી કેલિ. ૧૧



## એની એધાણી

( ધનાશ્રીની ચાલ. )

હરિ ત્હારીજ વાત એક વ્હાલી, હવે તો હરિ ત્હારીજ૦
તુજ વિણ બીજી વૈખરી નમાલી. હવે તો હરિ૦ ૧
તુજને સ્મરાવે એને સ્નેહી હું માનતી,
ઊર્મિ એ ઉપર નિરાલી. હવે તો હરિ૦ ૨
વ્હેવારી વ્હાલ મેં તો નકલી રે નાણીઆ,
જીવન ખોવાય જ્યાં ખાલી. હવે તો હરિ૦ ૩
સારી નઠારી નથી શમતી સંસારની;
હૈયું ઉઠે છે એણે હાલી. હવે તો હરિ૦ ૪
શું કરીએ સ્યામ કંઈક કાને એ આવતી,
બીજે કાનેથી જાય ચાલી. હવે તો હરિ૦ ૫
અંતર વશીને વાટ રોકી તેં વાલમા,
વાધે ન માયા મવાલી. હવે તો હરિ૦ ૬
ઘટમાં એ ગોઠવણ તારી ગોપાલ હું,
જોઈને વારી વનમાલી. હવે તો હરિ૦ ૭
આવા ઉપકાર તારા એક બે નથી રે નાથ,
નિશ્ચે તેં હાથ લીધા ઝાલી. હવે તો હરિ૦ ૮
એની એધાણી એજ જાણું જીવન'કે
વૃત્તિ તેં આમ તુંમાં વાળી. હવે તો હરિ૦ ૯



## સ્વપ્નમાં ઉડી ગયાં

( રોકયો પનઘટ રસિયા રાજ૦ એ-રાહ. )

હરિ હાથે તપાસો તમે હૈયાં,
સામળીઆ સ્વપ્નમાં ઉડી ગયાં,
ત્યાં તે માયા રમે કે રમે સૈયાં,
સામળીઆ સ્વપ્નમાં ઉડી ગયાં. સા૦ ૧
હરિ તારી માયાના અમે છાયા, સા૦
માયા કાયાએ જોયા જદુરાયા. સા૦ ૨
હરિ દ્રશ્યો દીઠાં રે સૌ વિનાશી, સા૦
એના અંતરમાં જોયા અવિનાશી. સા૦ ૩
આદિ અંત વિનાનાં કો ન જોયાં. સા૦
મધ્યે સંધ્યા રંગે રાચ્યે રોયાં. સા૦ ૪
હરિ અમ્મર આપ્યા છે આ આધારો. સા૦
તેણે માયાએ માંડયો આ હદારો. સા૦ ૫
જેને જોતું તેને રે મન મ્હોતું. સા૦
એને થાતું નથી કે કારણ ગોતું. સા૦ ૬
હરિ ઘડીએ ઘડીએ એ કરે ભૂલ્યો સા૦
એની જાતો જાણ્યેથી ભેદ ખૂલ્યો. સા૦ ૭
પરા પડદા ચરીને જ્યારે જોયાં. સા૦
ત્યારે જ્યોતિ જોઈને મન મ્હોયાં. સા૦ ૮
હરિ અંતર જોયા રે જ્યારે હસતા, સા૦
ત્યારે દીઠા વળી રે સૌમાં લસતા. સા૦ ૯
અવિનાશી આનંદો આપે લ્હાયા. સા૦
મમ માયાએ રમતા રઘુરાયા. સા૦ ૧૦
જીવ જાણે નહીં રે પૂરી માયા. સા૦
ત્યારે મન ક્યાંથી જાણે જગરાયા. સા૦ ૧૧

મને માયાની પારે ના જોવાતું. સા૦
જૂઠું જૂઠાએ રહે હરખાતું. સા૦ ૧૨
વિભુ જેને આપ્યા આપે વિવેકો, સા૦
એણે કરીઆ માયાના વ્યતિરેકો. સા૦ ૧૩
એના અન્વય થયા રે આત્મારામે. સા૦
જ્યાં જુવે ત્યાં સામળ દેખે સામે. સા૦ ૧૫
વિશ્વે વ્યાપી રહ્યા રે વિભુ આપ. સા૦
તત્વે ત્રિકમ દેખાતાં નથી તાપ. સા૦ ૧૫
સાચે સ્નેહી થવું તો નથી સ્હેલું. સા૦
ઘટે ઘડિયું માયાએ મન ઘેલું. સા૦ ૧૬
હરિ બાળું જાણીને એને બોધો. સા૦
નીકર નાદાની એની નવ નોંધો. સા૦ ૧૭
હરિ તમશું વાતો શી અમે કરીએ, સા૦
મન ઘેલું માટે તો આ ઉચરીએ. સા૦ ૧૮
હરિ અદ્વૈતે કહેવાં લ્હેવાં શેનાં ? સા૦
જીવ જૂદો પડયો એ દુઃખ એનાં. સા૦ ૧૯
માયા સંગો લગી તો દ્વંદ્વો સ્હેવાં. સા૦
પ્રેમે દ્વૈતો ઘટે ન તમને દેવાં. સા૦ ૨૦
પ્રભુ પ્રેમે સ્વિકારી એને લેજો. સા૦
દીનબંધુ દયાથી એને જોજો. સા૦ ૨૧
હરિ લેજો સ્વમાના ભણકારા, સા૦
હવે ઊંઘે નહીં એ જોજો પ્યારા. સા૦ ૨૨
જાગ્યે જોયા તેવારે સદા રહેજો, સા૦
સર્વે ભાવો સાક્ષીએ સદા વહેજો. સા૦ ૨૩

  

## અંતર-સંદેશ

(ધન્ય જોગું૦ એ રાહ)

અંતર સંદેશ એક આવ્યો, અવિનાશનો, અંતર સંદેશ૦
અમે છાતીએ એહને છપાવ્યો. અવિનાશનો૦ (ટેક.) ૧
–'આપે તું શિવરૂપ છાયાએ જીવરૂપ, અંતરને આરસે છવાયો. ૨
માયાયે આત્મતેજ આપી સ્વાદુ હવેજ, અજ્ઞાને જીવને નચાવ્યો. ૩
એ છે પરા પ્રકાર, અપરા તું આપ ધાર્ય,આત્મ પ્રકાશ એમાં આવ્યો. ૪
જડ એ ચેતન સમ, ભાસે એ સર્વ ભ્રમ, વાદળીએ ચંદ્રને ચલાવ્યો. ૫
ઇંદ્રિય ને દેહ મન બુદ્ધિ આદિ સહુ, જીવે સંસારને જમાવ્યો. ૬
મિથ્યા એ સર્વ તત્વ દેખે ન આત્મ સત્વ, અધ્યાસે એક રે બનાવ્યો. ૭
અવિદ્યા અહંકાર મૂળ,સરજાવે જીવ સૂળ, જન્મ જગત એમ આવ્યો. ૮
તું તો અસંગ આત્મ, એ છે સર્વે અનાત્મ, છોડી દે સંગ એ કરાયો. ૯
જૂઠું જગત જાણુ, જૂદા જીવે પ્રમાણુ, આત્મ વિવેક જવ આવ્યો. ૧૦
સીંદરીએ સાપ જેમ, બ્રહ્મ સંસાર એમ, સમજ્યે સંસારને સમાવ્યો. ૧૧
આપું હું આત્મ તેજ, જાણે અભેદ એજ, લક્ષોએ જે મ્હનેજ લાવ્યો. ૧૨
ટાળી સંસાર તાપ, જણવું હું આત્મ આપ, અમર પ્રબંધ એ કહાવ્યો. ૧૩



## કીરણનાં અજવાળાં

(હરિગીત છંદની ચાલ)

પ્રભુ ધન્ય ક્ષણુ એ કઈ હશે, જે મ્હેં અમરપદ માગિયાં,
કે બાપ તુજને બાળનાં, એ વચન વ્હાલાં લાગિયાં. ૧
પ્રભુ પૂછશો કે સ્વપરના, શું ભેદ હજી ના ભાગિયા,
વાતો કરો વેદાન્તની, માયાભયો કાં જાગિયા. ૨
નવ ઘટે નાથ વિટંબણા, તોય ઉર ભાર જતા નથી,
અખંડ આત્મરતિ મહીં, જીવ ભાવ સ્થિર થતા નથી. ૩

ક્ષણુ એક શંકા આવતી કે ઊર્મિઓ ક્યાં ઉઠતી,
કે કૃપા થાતાં આપની, વરી વધુ વિદ્યા ત્રૂટતી. ૪
જે વૃત્તિએ વિભુ વિલસતા, એ ધન્ય ક્ષણુ નવ રહે વધુ,
તેકાજ કલમે આવતા, મનને સદા દેવા મધુ. ૫
કો કિરણુ ત્હારા તેજનાં, ઘટ બ્હાર અજવાળાં કરે,
આશ્ચર્ય એનાં અંતરો, હજી અજ્ઞ થઇને કાં કરે. ૬
એ વિલાસો વિદ્યાતણા, મહા પંડિતે ના પારખ્યા,
તો અમારૂં હરિ શું ગજું, જે જાય એ પાને લખ્યા. ૭
હસશો હરિ વળી દ્વંદ્વથી, પણુ ઉર નમી નમી જાય છે,
એ નમ્યાં ઉર ઉઠે નહીં, એ અપેક્ષાયે થાય છે. ૮
અમ કિનારા અહીંઆં સુધી, થવું પાર ત્હારે હાથ છે,
ભવ ભરોંસાએ કાપશું, તારણુ અમારો નાથ છે. ૯
ઉરઅબ્ધિ લ્હેરો ઊઠતી, તરંગ રંગ નવા ધરે,
ઉદ્ભવ વિલય એ અબ્ધિએ, ના ભેદ એમાં કો ખરે. ૧૦



## શાન્તિનાં મૂલ



( સર્વ તજીને ભજીએ૦ એ રાહ )

શાન્તિને મન પૂછે ત્હારાં મૂલ શાં !
સૌ ઇચ્છે બાઈ કહેને તારાં કુળ જો,
કોને તું વરતી ને કોણુ વિસારતી,
શેણે સૌને ચિત્ત અશાન્તિ સૂળ જો. શાન્તિને૦ ૧

કહે શાન્તિ હું સદ્‌વિદ્યાની દીકરી
પુરણુ બ્રહ્મ પિતાની પુત્રી પ્રમાણુ જો,
આત્માને વરીને હું વિશ્વ વિસારતી;
સ્વરૂપાનંદે લેતી અમૂલી લ્હાણુ જો. શાન્તિને૦ ૨

અંતરમુખ વૃત્તિએ હું વિલસી રહી,
ક્ષણુ નવ સૂજતી સ્મૃતિએથી સંસાર જો
નશ્વરના નેહોએ હું હળતી નથી.
ખેલું નહીં હું ખોટ તણા વેપાર જો. શાન્તિને૦ ૩

સત્ય અને સંતોષ અમારી સ્હાયમાં
માયાવી મનમાં નહિ મ્હારાં સ્થાન જો,
સંસારી નથી શોધી શક્યા મૂજ કુળને
મુજ વિણુ મિથ્યા જ્ઞાનીનાં સૌ જ્ઞાન જો. શાન્તિને૦ ૪

જીવબુદ્ધિ મૂકી જો તું તુજ જાત્યને
પ્રીતિ મૂલ ને મુજ કુળ છે વૈરાગ્ય જો,
અમર સુખોમાં તો હું એકજ રાખતી,
આત્મ વરેલી, અખંડ મમ સૌભાગ્ય જો. શાન્તિને૦ ૫



## ઈશ સ્તવન

(હરિગીત છંદની ચાલ)

આજ ઈશ મુજને શું થયું જે સ્તુતિ કરૂં હું તાહરી,
વેદાદિ જ્યાં પહોંચે નહીં, ત્યાં કોણ બુદ્ધિ માહરી. ૧
પ્રભુ તુંજ બુદ્ધિ, તુંજ શુદ્ધિ, રિદ્ધિ તું ત્રૈલોકયની,
મનવાણી તુંજ વિશ્વંભરા, વળી મુકિત તે સાલોકયની. ૨
વિભુ વિશ્વ તું વિશ્વેશ તું, વળી ઈંદ્ર બ્રહ્મ મહેશતું,
પરબ્રહ્મ પૂરણ શેષતું, ભવ ભકતનો આદેશ તું. ૩
પ્રભુ જ્ઞાન તું અજ્ઞાન તું, આ સૃષ્ટિનો ભગવાન તું,
દશરથ ગ્રહે શ્રીરામ તું, ગોકુળ વિષે વળી કહાન તું. ૪
પ્રભુ મચ્છ કચ્છ વરાહ તું, નરસિંહ વામન રૂપ તું,
ધરી રૂપ નાનાં અવતરે, એ ભકત કાજ અરૂપ તું. ૫

ઈશ ઉદય કારણ સૃષ્ટિનું, શા ઉદય તે હરિ તાહરે!
પણ જગત કારણ અવતરે, બતાવવાને રાહ રે. ૬
પ્રભુ સુર તું અસુર તું, સહુ ઉરમાં ભરપૂર તું,
વળી દૂરમાં પણ દૂર તું, મુરારિ મારણ મુર તું. ૭
પ્રભુ સૂર્ય તું વળી ચંદ્ર તું, નક્ષત્ર ગણ નભને વિષે,
પ્રભુ તેજ તારાં પાથર્યા, બ્રહ્માંડમાં તેં ચોદિશે. ૮
પ્રભુ ભૂતમાં અદ્ભુતમાં, વળી ઋતમહીં અનૃતમાં,
પ્રભુ પૂતમાં અપૂતમાં, વળી વૃષ્ટિના અમૃતમાં. ૯
પ્રભુ શાન્તમાં વળી ભ્રાન્તમાં, ને દાન્તમાં એકાન્તમાં,
જ્ઞાની જને જાણ્યો તને, જે વરણવ્યો વેદાન્તમાં. ૧૦
પ્રભુ સ્થળ વિષે તું જળ વિષે, તું બળ વિષે તું ચળ વિષે,
પ્રભુ ફળ વિષે તું દળ વિષે તું, ખળ વિષે તું છળ મિષે. ૧૧
પ્રભુ આદિ તું વળી અંત તું, મળી મધ્યમાં એ તું રહ્યો,
સહુ સૃષ્ટિમાં વ્યાપી રહ્યો, પણ મોહ વ્યાપ્યે તું ગયો. ૧૨
આનંદ તું અનંગ તું, અનંત તું મહંત તું,
સુખ દુઃખ મિષે સંસારના, આભારનેય વહંત તું. ૧૩
પ્રભુ સાર તું સંસાર તું, અસારનોયે માર તું,
રણકાર તું, રણહાર તું, રણછોડ પારાવાર તું. ૧૪
તું લક્ષ્મી તું મહાલક્ષ્મી તું, ગૌરી અને ગંગાય તું,
સાવીત્રી તું ગાયત્રી તું, વળી શારદાએ માય તું. ૧૫
પ્રભુ પુરૂષ તું પ્રકૃતિ, અદ્વૈતમાંયે દ્વૈત તું,
પરિછિન્ન પૂરણ માનીઓ, એ જીવનું જીવત્ત્વ તું. ૧૬
મહા ભૂત પંચે તુજ વિષે, મહતત્ત્વ તે પણ તુંજ છે,
એ પરાપાર દ્રષ્ટિ નહીં, કો ન જાણે ત્યાં શુંજ છે! ૧૭
પ્રભુ તુજને કો પ્રીછશે, જો પ્રીછતો તો કોણ એ!
એ ભેદને જાણું નહીં, કહો ભેદ ભાગે કોણ એ! ૧૮

પ્રભુ સ્તુતિ તારી ન આવડે, તું રખે મુજને ખીજતો,
પણ દીનબંધુ બિરદ ત્હારાં, જોઇને જીવ રીઝતો. ૧૯
પ્રભુ તું રીઝાવે, તું રીઝે, રીઝ ખીજ એ સૌ તુંજ છે,
તું તું બધે તું તું જ તો, 'તું' 'હું' વળી એ શુંય છે! ૨૦



## મદારીની માયા

( ધન્ય જેણે હરિગુણ૦ એ રાહ. )

જોતા કદી ન જગદીશ, જીવ દોષ જોતા૦
જુવે લીલા પોતાની અહોનિશ. જીવ૦ ૧
આપે જ બ્રહ્મ ને આપે બ્રહ્માંડ એ, રમતા રે જીવને મિષ. જીવ૦ ૨
આપે બાજીગર આપે ફણીધર, વ્યાપતાં કદાએ ન વિષ. જીવ૦ ૩
આપે મદારી ને આપેજ મર્કટ, નચવ્યો નાચે એ કપીશ. જીવ૦ ૪
જાણે છે મંત્ર અને હાથે છે દોરીઓ, ભૂલ્યો નથી દિનનીશ. જીવ૦ ૫
માલીક રીઝાવવા મર્કટ માગતો, નામીને નિજનાં શીશ. જીવ૦ ૬
ચાલે ચતુર એમ સોંપી સંસાર તો રીઝે બ્રહ્માંડનો અધીશ. જીવ૦ ૭



## દેવશયની

( અવધપુરીનો રાજીઓ—એ રાગ )

આજરે પાણીમાં પ્રભુ પોઢીયા, પદ્મા ચાંપે છે પાય,
જીવને જગાડી સૂતા સામળો, ચેતી ચતુર જ જાય. આ૦ ૧
સ્વામી સૂવે ને સેવક જાગતા, એ તો રાજની રીત,
અનુચર આજ્ઞાઓ પાળતા, રાખી પૂરણ પ્રીત. આ૦ ૨
અખંડ ઉજાગર જે રહે, એ તો વૃત્ત રે કહેવાય,
જોવા જીવનનાં સ્હવાર એ, એકચિત્તે રે ન્હાય. આ૦ ૩

સ્મરણુ સેવાએ જીવન વહે, એ તો જાગ્યા ગણાય,
નહીંતર નિંદ્રાએ વહી ગયાં, જેની ખમવી શિક્ષાય. આ૦ ૪

જાતવંતા રેહે જાગતા, કરે લૂણ હલાલ,
ધર્મ ચૂકે એના થાય છે, નિશ્ચે હાલહવાલ. આ૦ ૫

રાજા સૂવે ને રમા જાગતાં, રાખે દાસ તપાસ,
કોણ જાગ્યા ને કોણ ઊંઘિયા, એના દેતાં હીસાબ. આ૦ ૬

અખંડજાગ્યાને હરિ રાખતા, સદા પોતાની પાસ,
ઊંઘ્યા ને હુકમ હજુરના, જાવ માયાને વાસ. આ૦ ૭

નિંદ્રામાં નિર્ગુણ જાગતા, જીવ જાગતા મૃત,
વિરલા એ જાણી વારતા, છોડી દેતા અનૃત. આ૦ ૮

જીવરૂપે શિવ ભાસતા, એ તો માયા-વિલાસ,
જીવન જીવનાં એટલાં, જાણવાં બાર માસ. આ૦ ૯

આઠ મહીના રહેવું જાગતાં, ઝાઝા જીવન ભાગ,
સ્વરૂપ સ્મૃતિ જો સદા રહે, તો તો લાગે ન દાગ, આ૦ ૧૦

ચાર મહિના કિંકર રૂપમાં, વ્યવહારે જે જાય,
એને નિદ્રા જીવની જાણવી, ચતુરે ન સૂવાય. આ૦ ૧૧

જપ તપ વ્રતહરિ સ્મરણથી, જીવે રહેવું જાગ્રત,
સુરતા સદા રહે સ્વરૂપમાં, એનું નામ છે વ્રત્ત. આ૦ ૧૨

જાગૃત સ્વપ્ન સુષુપ્તિએ, સાક્ષી જેહ સદાય,
એને જાણે તે સદા જાગતા, માયાએ ન લેપાય. આ૦ ૧૩

જાગ્યાં ઊંઘ્યાં એ તો જીવનાં, સાક્ષી શિવ સ્વરૂપ,
એને જોતાં રહેવું જાગતાં, જે છે જાગ્યું અનુપ. આ૦ ૧૪



## અંબાને પ્રાર્થના

(ધનાશ્રીની ચાલ)

મારા નિર્બળ કર ન વિસરશો, અંબા મારા નિર્બળ૦
કોઈ કાળે ન કર પરહરશો. અંબા મારા૦ ૧
અખંડ રહેજો મા અંતર મારે,
દેહે ડગ દઈ પાછાં ન ફરશો. અંબા મારા૦ ૨
ખોળાના બાળને ખેલે લગાડી,
ખોળેથી ના રે ખેસવશો. અંબા મારા૦ ૩
ભરપૂર ભાવ ભર્યા તમે માડી,
અનાડી આઘાં નવ કરશો. અંબા મારા૦ ૪
બાળ તમારાં મા હરિ હર બ્રહ્મા,
અમને ભુતે ના ભરશો. અંબા મારા૦ ૫
બાળબુદ્ધિના બોલ આ અંબા,
અંતર ના રે વિસરશો. અંબા મારા૦ ૬
ભેદ ન જાણું તમારા ભાવોના
બાળ જાણી ક્ષમા કરશો. અંબા મારા૦ ૭
આજ દેહે મા અનુગ્રહ કરીને,
જન્મ હાલાકી હરશો. અંબા મારા૦ ૮
મૃત્યુ બાળકનાં ન જોશો જનુનિ,
અંબા અમર મને કરશો. અંબા મારા૦ ૯



## અંબા અનંત ભરપૂર

( દરિયાને તીર એક રેતીની ઝુંપડી, એ રાગ )

મા અંબા અર્ચાય તું દેવે ને દાનવે
હું તો મા બાળ તારૂં નાનું હો જી,
અર્ચન પૂજન મા મુજને ન આવડે
એ તું અંતરમાં પીછાનું હો જી. ૧.
સુતો સપૂત તને સ્નેહથી સેવતા
હું તો મા લાડ તારાં માગું હો જી,
મા મારા ઉરમાં મા મારા સૂરમાં
મા મા નામે જ અનુરાગું હો જી. ૨
તારે તો માત છે બાળો અનંત પણ
મારે તો એક તું માતા હો જી,
ઝાઝાં રે હોય તોય ઝુરતાંને જોઇને
અંતર ન હોય તને શાતા હો જી. ૩
અણસમજુ બાળ મા અંકે તું રાખતી
કાલા ઘેલા રે બોલ સુણતી હો જી,
માગ્યા આપીને મા મનડાં મનાવતી
અણમોલ લાવ એને ગણતી હો જી. ૪
માગું માગું રે મા તારા એ પ્રેમ હું
માગું નજર તુજ મીઠી હો જી.
જેમાં સમાયલાં સર્વસ્વ બાળનાં
એ તો અંબાજ એક દીઠી હો જી, ૫
તુજ સરખી માત એને કામના કશીયમા
સભર ભરાયલાં ઉર છે હો જી,
મા મારી આખમાં, હૂં માની આંખમા
અંબા અનંત ભરપૂર છે હો જી. ૬



## તુંજ જીવનની જયોતિ

(તમારા બે દિનના મેમાન–એ રાગ)

મા તુંજ જીવનની જ્યોતિ, અંબા તુંજ જીવનની જ્યોતિ.
જગ બાળ વડે તું પરહોતી. અંબા૦ ૧
આશાનાં અવલંબન આપી, તું માનવને મ્હોતી. અંબા૦ ૨
અન્ન લહી તું નજરો રાખે, દોષ કદી નવ જોતી. અંબા૦ ૩
બાળ કરે તો, અંકે લઈ મા, તું આંસુડાં લ્હોતી. અંબા૦ ૪
આત્મજ્યોત અંતર દરશાવી, માતૃપદો નવ ખોતી. અંબા૦ ૫
જગજનનિ તું વિશ્વે વ્યાપી, સદ્ ચિદ્ રૂપે સ્હોતી. અંબા૦ ૬

## અંબાજીની ગરબી

(ગરૂડે ચડી આવજો ગિરિધારી–એ રાગ)

જગ જનુની મા દુર્ગા રે દેવી, રહ્યા અમર મુનિવર સેવી.
માની જ્યોત્યો નથી જેવી તેવી, અંબા મારા અંતરે સદા રહેજો.
દેવી દિવ્ય દ્રષ્ટિ ઉરે દેજો. અંબા મારે૦ ૧
માનાં આરાસુરમાં છે ધામ, માનાં અલબેલી અંબા છે નામ,
મા છે દુઃખીઆં સુખીઆનાં વિશ્રામ. અંબા મારે૦ ૨
પૂર્વ પૂન્યે દર્શન માનાં થાય, માનાં તેડયાં માનવ રે ત્યાં જાય,
માના ગુણ નવખંડે ગવાય. અંબા મારે૦ ૩
માના અગમ અગોચર વાસ, માના ખેલાય જ્યાં નિત્ય રાસ,
થાય દર્શન ધન્ય એ દાસ. અંબા મારે૦ ૪
માના મંડપની મધ્યમાં જાતાં, માના ચરણોમાં ચિત્ત સમાતાં,
પાછાં ફરવાનાં મન નથી થાતાં. અંબા મારે૦ ૫
જોતાં જગદંબા જગત ભૂલાતાં, સુખદુઃખનાં જ્ઞાન વિલાતાં,
માશું તન્મય મન થઈ જાતાં. અંબા મારે૦ ૬

અહોભાગ્યે પૂજન માનાં થાતાં, જેનાં પુન્ય મુખે ન કવાતાં,
મહાત્મ્ય જીવે ન જેનાં લ્હેવાતાં. અંબા મારે૦ ૭
માની અદ્ભુત છે રે ચાખડીઓ, ઠરી જાય છે એમાં આંખડીઓ,
પૂરી થાય છે જ્યાં આખડીઓ. અંબા મારે૦ ૮
સર્વ ભાવે માને શરણુ જાય, ત્યાર અંબાનાં દર્શન થાય,
માને સરખા છે રંક ને રાય. અંબા મારે૦ ૯
સુરો ગુપ્ત રૂપે માને ગાય, માના ભક્તને એહ દેખાય,
ગુણ સુણતાં સ્થંભી જવાય. અંબા મારે૦ ૧૦
માના વૈભવનો નથી પાર, લક્ષ્મી આપે એ છે અવતાર,
જેને જપતાં જગે નરનાર. અંબા મારે૦ ૧૧
માને મેવાના થાળ ધરાય, ભક્તો ભાવે ભેગા લઇ જાય,
માને ધરતાં એ ધન્ય જ થાય. અંબા મારે૦ ૧૨
અન્નપૂર્ણા ને થાળ ધરાતા, એના મર્મ નથી રે કળાતા,
કરે તૃપ્ત એ માતના નાતા. અંબા મારે૦ ૧૩
કોટિ જન્મનાં સુકૃત જાગે, ત્યારે અંબાને ઉર અનુરાગે,
મારાં મન, મા, એ અનુભવ માગે. અંબા મારે૦ ૧૪
અંબા જગત જનુનિ છો માય, તમ બાળ બીજે કયાં જાય,
દયા દાખવો આણી દયાય. અંબા મારે૦ ૧૫
અંબા અખિલ જગત તારાં રૂપ, જેમાં ખેલે બ્રહ્માંડના ભૂપ,
મા એ અદ્વૈત ભાવો અનુપ. અંબા મારે૦ ૧૬

## ઉરપુરમાં પૂજન

(ગરબી)

ઉરપુરમાં પૂજન આજ, મ્હારી અંબાનાં.
ઉર ઉરમાં અનુપમ રાજ, મારી૦ ૧
કરૂં અંતરમાં અર્ચન, મારી૦ અનુગ્રહ ભરિયાં લોચન, મારી૦ ૨
સુર સ્વર્ગે કરતા ગાન, મારી૦ ધરતા વિપદ્ હર ધ્યાન, મારી૦ ૩

કો વિરલ જ જાણે રૂપ, મારી૦ એ પ્રકૃતિ રૂપ અનુપ, મારી૦ ૪
કરી યજને દીપ ને ધૂપ, મારી૦ વરદાનો માગે ભૂપ, મારી૦ ૫
એ અગમ્ય અદ્દભૂત તત્વ, મારી૦ પ્રેમી જાણે અમરત્વ, મારી૦ ૬
દેવો ને દુર્લભ જ્ઞાન, મારી૦ એ અંતરનાં અવધાન, મારી૦ ૭
છે પ્રસન્ન ગાને મન, મારી૦ અમ અંતર અમૂલાં ધન, મારી૦ ૮
આ વિશ્વ અને સહુ જન, મારી૦ આ તન મન ધન વતન, મારી૦ ૯
જગ ઉપર અનુપમ હેત, મારી૦ નિર્મળ નામો ભવ સેત, મારી૦ ૧૦
અદ્દભુત આરાસુર સ્થાન, મારી૦ પાવન કર સરવર માન, મારી૦ ૧૧
ધન ધન એ મા દર્શન, મારી૦ સ્મરૂં એ સ્વરૂપો હું મન, મારી૦ ૧૨
અરચન આરાધન આજ, મારી૦ નિશદિન સ્મરણ મનમાં જ. મારી૦ ૧૩

## હરિ ગાવાની હોંશ

(ધન્ય જોગેં૦ એ રાગ)

હરિ ગાવાની હોંશ હશે હૈએ, પરાએ રહી પુરી હશે શું કન્હૈએ?
અમે કૃતિયો પૂરી ન એની લહીએ. પરાએ૦ ૧
જેથી અજાણુ હું એનો એ જાણુ તું,
એ તે આશ્ચર્ય કોને કહીએ. પરાએ૦ ૨
ઇચ્છાને જોર કોઇ એને ન પામતું,
આગવી કૃપાઓ આ તો લહીએ. પરાએ૦ ૩
ઊર્મિ દેનાર તું એને ઝીલનાર હું,
જીવ શિવરૂપ આજ છઇએ. પરાએ૦ ૪
બદલ્યાં શું રૂપ રાજ જોયા અનુપ આજ,
આપ્યા એ ભાવ અમે વહીએ. પરાએ૦ ૫
ભૂલ્યાં ભણાવતા જ્યોતિ જણાવતા,
આપ અખંડ આમ રહીએ. પરાએ૦ ૬
કહો તો ઉપકાર કહું કહો તો હું આત્મ લહું
આજ્ઞા આધિન અમે છઈએ. પરાએ૦ ૭

સુણનાર વિણ કહો કહેનાર શું કહે,
માટે આ ભાવ અમે વહીએ. પરાએ૦ ૮
આત્માને જ્ઞાન આવાં ગાવાં શાં ગાન પ્રભુ;
કારણ એનાં જરા કહીએ. પરાએ૦ ૯
દેવા આનંદ આમ, લક્ષે રહેવાને શ્યામ,
કરાવ્યાં આ ગાન શું કન્હૈએ. પરાએ૦ ૧૦

## મધુમય

( આજ અમે તો બે દિનના મેમાન, એ રાહ. )

મધુમધુમય તારાં સ્મરણો, મોહન, મધુમય૦
મધુમધુમય તારાં ચરણો. મોહન૦ ૧
મધુમય મનહર મંદિર તારાં
મધુ મધુમય તુજ સુપર્ણો. મોહન૦ ૨
મધુમય દર્શન મધુમય સ્પર્શન
મધુમધુમય ઉર આભરણો. મોહન૦ ૩
મધુમય બંસી ભવભયધ્વંસી
મધુમધુમય તુજ ઉપકરણો. મોહન૦ ૪
મધુમય તારાં ચરિત ચિરંતન
હરતાં ઉર આવરણો. મોહન૦ ૫
મધુમય નામો મધુમય ધામો
મધુ મેઘભરેલા વરણો. મોહન૦ ૬
મધુમય જીવન તુજને સ્મરતાં
મધુમય હોજો મરણો. મોહન૦ ૭
મધુમય અંતર સ્મૃતિઓ તારી
મધુમધુમય તારાં શરણો. મોહન૦ ૮
મધુમય સ્મરણે મધુમય ચરણે
મધુમય ઉર અવતરણો. મોહન૦ ૯



# ભગવત લીલાનાં કાવ્યો

## શ્રીકૃષ્ણ પ્રાગટય

(ગરબી)

આજ આઠમની અધરાતે, હરિ બાળાવેષમાં રે.
આવ્યા મથુરાંથી ગોકુળ ગામ નંદના દેશમાં રે. ૧.
એને યમુનાએ આપ્યા છે માગ, સ્પર્શથી પાવન થવા,
વસુદેવને પડયા છે વિશ્વાસ, કંસના ભય રે જવા. ૨.
જાગ્યાં જાગ્યાં જસોદા માત, જીવનને દેખીઆ રે,
જાણે અંધને આવ્યાં લોચન, એમ મુખ પેખીઆં રે. ૩.
જોઈ સુંદર શ્યામ વદન, માત મોહ પામીઆં રે,
માએ અંબાને મનથી શિર નેહે નામીઆં રે. ૪.
જસોદાએ જગાડયા નાથ, વધામણી આપવા રે,
સ્વામી આવ્યો છે આપણે પુત્ર, દુઃખને કાપવા રે. ૫.
સુણી પુત્ર વધાઇની વાત, નંદજી ઘેલા થયા;
તાત મનથી સ્મરે રે મુકુંદ, જાણતા એની મયા. ૬.
જેને ઘેર જગતના નાથ, નેહે જન્મો ધરે,
એના વેદ ન જાણે ભેદ, વર્ણન તે કયાંથી કરે. ૭.
તાતે આપ્યા વિધવિધનાં દાન, હર્ષ ઉર માતા નથી,
થઇ ગોકુળ ગામમાં જાણ, આવ્યાં જેને નાતા નથી. ૮.
થઇ નંદને આંગણે ભીડ, મંગળ વર્તિ રહ્યાં,
જોઇ સૌએ હરિનાં વદન, 'જીવો ઘણું' મુખે કહ્યાં. ૯.
સૌ પુષ્પે વધાવે નરનાર, નટવર નાનાને,
નવ મુખે એ વર્ણવી શકાય, આનંદ માનાને. ૧૦.

ત્યાં ખોબલીએ સાકર વ્હેંચાય, મીઠાં મ્હોં કરવાને,
એ તો હતા હરિના પ્રસાદ, બસ ભવ તરવાને. ૧૧.
માએ જાણી નાનેરૂં બાળ, પોઢાડયા પારણે રે,
જેનાં મનથી કરીને મનન, ભકતો જાય વારણે રે. ૧૨.
એણે કરી રે માયાઓ અનંત દુષ્ટોને મારવાને,
એણે કરી રે લીલાઓ અનંત, ભક્તોને તારવાને. ૧૩.
એના પૂરા જાણ્યા વિણ ભેદ, આજ સૌ પૂજી રહ્યા,
વણજાણ્યે જો આટલા પ્રતાપ, જાણ્યે કેમ જાયે કહ્યા. ૧૪.
કોઈ વિરલા જ એ જાણે ભેદ, જેને નંદનંદની દયા,
એ બુદ્ધિબળે ન પમાય એમ વેદ કહી રે રહ્યા. ૧૫.
એ લાડીલો નંદકુમાર, ભક્તને કરતો મયા,
માટે સર્વ તજી એને શર્ણું જવા સંત કહી રે રહ્યા. ૧૬.
અધિકાર વિણ સારે એ અર્થ, જાણ એની થઇરે મને,
એમાં કરજો વધારો એક, જાણુ શું કહીએ તને ? ૧૭.
હું નથી બ્રહ્મા કે વેદ, સ્તુતિઓ ત્હારી કરૂં,
તું પતિતપાવન નાથ, બિરદ એ મનમાં ધરૂં. ૧૮.
છો હૃદયકમળ રહેનાર, ઝાઝું શું કહીએ મુખે;
છો આજ તો બાળેવેષ, પોઢજો પારણે સુખે. ૧૯.

  

## ધન્યોક્તિ



( હાંરે વ્હાલે ગોકુળમાં—એ રાહ. )

ધન્ય ધન્ય ધર્યાં દેવકીએ દેહને,
અજન્માએ ધર્યો દેહ ધરી સ્નેહને રે. ધન્ય૦ ૧
ધન્ય ધન્ય વસુદેવ ભાગ્ય કેવાં,
પરિબ્રહ્મ પુત્ર સાથ સુખ લેવાં રે. ધન્ય૦ ૨

ધન્ય ધન્ય ધન્ય નંદ ને જસોદા,
કેવાં તપ હશે એ પુત્ર પ્રભુ સોદા રે. ધન્ય૦ ૩

ધન્ય ધન્ય ધન્ય ગોકુળ ગોવાળા,
જેની સંગ રમા રમણ રમે પાળા રે. ધન્ય૦ ૪

ધન્ય ધન્ય ભૃખુભાનની દુલારી,
પ્રેમે વશ કર્યાં એ વિશ્વના વિહારી રે. ધન્ય૦ ૫

ધન્ય ધન્ય વ્રજવાસી ભાગ્ય કેવાં,
નથી સુરોને સુખ એના જેવાં રે. ધન્ય૦ ૬

ધન્ય ધન્ય ધન્ય કંસ એ પ્રતાપી,
હરિ હાથે હણીને મુક્તિ આપી રે. ધન્ય૦ ૭

ધન્ય ધન્ય જન્મ કૃષ્ણ વૃષ્ણિ વંશે,
પ્રભુ પોતે પધાર્યાં પર્ણ અંશે રે. ધન્ય૦ ૮

ધન્ય ધન્ય અસુર ભાગ્ય વળી કેવાં,
હરિ હાથ મરણ સ્વર્ગ સુખ લેવાં રે. ધન્ય૦ ૯

ધન્ય ધન્ય ધન્ય પાંડવો પ્રતાપી,
સર્વ શક્તિ જગનાથે જેને આપી રે. ધન્ય૦ ૧૦

ધન્ય ધન્ય સતી દ્રૌપદી ને કુંતા,
ખાંતે ખબરો રાખે છે ભગવંતા રે. ધન્ય૦ ૧૧

ધન્ય ધન્ય લક્ષ્મી રૂક્ષ્મણી પધાર્યાં,
ધરી જન્મ ભૂમિ ભાગ્યને વધાર્યાં રે. ધન્ય૦ ૧૨

ધન્ય ધન્ય સર્વ થકી ધન્ય સંતો,
જેની ધન્યતાના નથી કાંઈ અંતો રે. ધન્ય૦ ૧૩

શ્યામસુંદર શું સ્નેહ જેણે સાંધ્યા,
ટૂટયા જીવ બ્રહ્મના સંબંધ બાંધ્યા રે. ધન્ય૦ ૧૪

  

## નંદરાય વિદાય પ્રસંગે

( કાયા કારણ ભેખ લીધો૦ એ રાહ. )

શું કહીને નંદને વળાવું, હો માત મારી શું કહીને૦
એ ભોળાને કોને હું ભળાવું. હો માત૦ ૧

પ્રાણોપે પ્રિય મુજને જાણ્યો પિતાએ,
એને કપટી રૂપે શું હું કળાવું? હો માત૦ ૨

મશે મશે માડી મારાં મુખડાં જોતી,
મરશે જાણે જો ન મળાવું. હો માત૦ ૩

રાતી આંખ્યોએ રોશે નંદ જસોદા,
કો કને આંસુડા ખળાવું. હો માત૦ ૪

રોશે રાધા ને સૂકશે વેલ્યો રે વ્હાલી,
અમ્મર એ પ્રેમ કયમ ચળાવું. હો માત૦ ૫

નહી તમે તાત એમ છૈયો થઇને, માતા,
નંદ જસોદા શું છળાવું. હો માત૦ ૬

મથુરાં આવ્યોને મારી મોરલી ગોકુળમાં,
સૂની જોઈ સૌને શું બળાવું. હો માત૦ ૭

ગાયોને ગોપ મુજને રીઝવે રમાડે મા,
એને આંસુડાં શું ઢળાવું. હો માત૦ ૮

મુજ વિણ માતા જેમણે કાંઈએ ન જાણ્યું,
તેનાં તે મન હું કયમ વળાવું. હો માત૦ ૯

  

## માતા દેવકીનો પ્રત્યુત્તર

( કાયા કારણ૦ એ રાહ )

જ્યમ ત્યમ કરીને નંદને વાળો, કન્હૈયા મારા જ્યમ ત્યમ૦
મેં એ કલ્પાન્તે કહાડયા કાળો. કન્હૈયા૦ ૧

સાત સાત સહોદર શ્યામ મામે સુવાડયા,
કંસે કહીને કંઈક ગાળો. કન્હૈયા૦ ૨

બાર બાર વર્ષો તો અમે કાઢયાં છે બંધને,
બાળુડા બદલા હવે વાળો. કન્હૈયા૦ ૩

આશાને તાંતણે પ્રાણ પરોવી અમે,
કુંવર કહાડયા છે કપરા કાળો. કન્હૈયા૦ ૪

જે રે કહ્યુંતું અમને જન્મની પહેલાં તમે,
એરે બોલોને, બાળા, પાળો. કન્હૈયા૦ ૫

માને નહીં તો માને મથુરાં તેડાવો,
એ યે કયાં કહાડશે વરાળો. કન્હૈયા૦ ૬

રાધાદિ મંડળીયે મથુરાં આવે તો ખરે,
ખોટયો શી છે કે એમને ખાળો. કન્હૈયા૦ ૭

ગોકળીયું આખું તે કયમ મથુરાંમાં આવે,
જ્યમ ત્યમ કરીને નંદને વાળો. કન્હૈયા૦ ૮

કહેજો વિવેકે જઇને, ઓછાં ન આવે એમને,
ચરણો ગ્રહીને શિર ઢાળો. કન્હૈયા૦ ૯

  

# ગોપીઓનો ઉપાલંભ

( હું તો ટોલે રમું૦ એ રાગ. )

ક્યારે આવશે શ્રીકૃષ્ણ કહો ઓદ્ધવ અહીં,
ઘણું ગોઠયું શું માવને મથુરાં મહીં. ક્યારે૦ ૧
શ્યામ સાવ ભૂલ્યા શું મ્હારાં દૂધ ને દહીં,
આવા સ્વારથીઆ કોઈ નવ દીઠા કહીં. ક્યારે૦ ૨
દીઠાં મથુરાંનાં મંદિર માળીઆં રે,
હવે શેનાં ગમે આ એકઢાળીઆં રે. ક્યારે૦ ૩
હાથી ઘોડા સુખપાલ હશે આવીઆ રે,
પૂછો આવડાં તે બળ ક્યાંથી લાવીઆ રે. ક્યારે૦ ૪
ભોજન કરતા હશે ભાતભાતનાં રે,
દુઃખ શેના જુવે હવે માતનાં રે. ક્યારે૦ ૫
જસોદાએ તો હીર ધવરાવ્યાં હતાં,
મુખમાંથી કહાડીને ખવરાવ્યાં હતાં. ક્યારે૦ ૬
માત ગાંડી ગાંડી એની પૂંઠે ફરે,
જેની આંખ્યોમાં હેતનાં ઝરણાં ઝરે. ક્યારે૦ ૭
વળી જેવાં નચાવ્યાં તેમ નાચ્યાં અમે,
નથી મેળે મળ્યાં હતાં જાચ્યાં તમે. ક્યારે૦ ૮
વરી કુબ્જા એ કીર્તિઓ સાંભળી અમે,
નથી રાજપુત્ર મન બીજે ક્યાંથી રમે, ક્યારે૦ ૯
નંદ ભૂલા ભમે પુત્ર પામી પ્રભુ,
એ તો આજ આશ્ચર્ય અમે દીઠું નવું. ક્યારે૦ ૧૦
ઓદ્ધવ કૃષ્ણે કહ્યું છે અમે મળશું ફરી,
અમે એહ આશાએ દેહ રાખ્યા ધરી. ક્યારે૦ ૧૧
ઓદ્ધવ પહેલું પગથીયું તો પ્રેમનું રે,
અમો જાણ્યું સાધન એને ક્ષેમનું રે. ક્યારે૦ ૧૨

ઓદ્ધવ બીજું પગથીયું તો જોગનું રે.
જેમાં શપનું એ હોય નહીં ભોગનું રે. કયારે૦ ૧૩
ઓધવ વારા અમારે હવે જોગના રે,
લીધા સાચા મારગ અમે યોગના રે. કયારે૦ ૧૪
ઓદ્ધવ કહો તો હૃદય આ ચીરીએ રે,
ના ના એરે શ્રીકૃષ્ણ નહીં ધીરીએ રે. કયારે૦ ૧૫
ઓદ્ધવ આટલો સંદેશ તમે દેજો જઈ,
ફરી મળવાને કાજ અમો જીવી રહી. કયારે૦ ૧૬
પ્રેમ દેખી ઓદ્ધવ જ્ઞાન ભૂલી ગયા,
મૂળે જ્ઞાની હતા ને હવે પ્રેમી થયા. કયારે૦ ૧૭
ઓદ્ધવ પગમાં પડીને રજ માથે ધરે,
થયા ગદ્દગદ્દ કંઠે ને આંસુ આંખે ઝરે. કયારે૦ ૧૮
માત તમ સમાન પ્રેમ નવ કોના હશે,
નવ ભૂલ્યા ભૂલાય કેમ ભૂલી જશે. કયારે૦ ૧૯
મને નિશ્ચે થયા કે કૃષ્ણ છે રે પ્રભુ,
જેને માયા નહીં એતો વિશ્વે વિભુ. કયારે૦ ૨૦
ઓદ્ધવ પ્રેમ ભક્તિમાં એક રૂપ રે થયા,
દાસ ભાવે પછી પ્રભુ પાસે ગયા. કયારે૦ ૨૧

❀ ❀ ❀

## કોની છે એનડી પનોતી ?



( ધન્ય જેણે એ-રાહ. )

કોની છે એનડી પનોતી, એ દ્રૌપદી કોની છે એનડી પનોતી
એ ખબરો કૌરવને નહોતી. એ દ્રૌપદી૦ (ટેક) ૧
લક્ષ્મીના નાથ હાથ લજ્જા છે જેમની, એની અખંડ સદા જ્યોતિ. ૨
કૌરવ કચેરીએ કૃષ્ણા પધારીઆં, આંખડીઓ નાથનેજ જોતી. ૩
પેખ્યા પ્રતાપી જેમ પિંજરમાં કેસરી, દેખીને ભાન સતી ખોતી. ૪

વિશ્વે વખણાયલા દીઠા વવાયલા, ઝાંખી થઇ છે મુખ જ્યોતિ. ૫
ભિષ્મ ને દ્રોણ આદિ દીઠા દબાયલા, અર્થી રહેલ એક ગોતી. ૬
સમજી સતી જે આજ નાથે અનાથ હું, નાંખી નજર નવ પોતી. ૭
વારે વારે રે જેણે વ્હારો કરેલ એ, વીરાને યાદ કરે રોતી. ૮
કૃષ્ણાનો કંઠ કૃષ્ણે કંપીને સાંભળ્યો, નેત્રેભર્યાં રે નીર મોતી. ૯
પાંચાળી પટવિના થાય અમો જીવતાં, કોણે એ લાજ અરે લોપી. ૧૦
વસ્ત્રો વરસાવીઆં વૃષ્ટિની જેમ, સભા સ્થંભી રહી રે એને જોતી. ૧૧
નવસેંનવ્વાણું ચીર પૂર્યાં પ્રભુએ, પછી પીતામ્બરોએ સતી સ્હોતી. ૧૨
પેખી પીતામ્બરીને ભાખે છે ભીષ્મ અલ્યા, બુદ્ધિ શું ભાન તારી ખોતી. ૧૩
આવ્યા ઉપરણાને આવે આયુધ હવે, બચવાના ઠામ લે તું ગોતી. ૧૪
ભયનો ભરેલ ભૂપ ભોંયે પડીને કહે, આવી ખબર સતી ન્હોતી. ૧૫
દ્રૌપદીની લાજ જેમ રાખી રણછોડ એમ હુંએ સદાય વાટ જોતી. ૧૬
વૈરી વિષય થકી વૃત્તિ ઘેરાયલી, વ્હાલાની વાટચ રહી ગોતી. ૧૭
ચિન્તવનનાં ચીર એને પુરો ચતુર્ભુજરાજ, રૂપે જુવે એ આપ જ્યોતિ. ૧૮

## રૂક્ષ્મણી સુભદ્રા સંવાદ

( રામલક્ષ્મણ વનમાં સધાવતા,–એ રાગ. )

રાણી રૂક્ષ્મણી પરણીને આવીઆં, સુભદ્રા આવ્યાં ગુંથવાને શિર;
વ્હાલા જેને વીર– પધાર્યાં છે પ્રેમથી૦ ૧
નણદી હાથે છે રત્નની કાંસકી, લીધા હીરના દોરા એણે હાથ;
કચોલાંની સાથ. પધાર્યાં છે૦ ૨
શીશ ગુંથતાં નણદીએ પૂછિયું, ભાભી કાગળ લખ્યા તમે કેમ;
કહો એના નેમ. પધાર્યાં છે૦ ૩
ત્યારે ભાભી હશીને બોલીઆં, બેની એતો તમારા વ્હેમ;
થયું જેમ તેમ. પધાર્યાં છે૦ ૪
એની એવી વાતો નવ પૂછીએ, વાતો કરવાની લોકની ટેવ;
મૂકો એની બેવ. પધાર્યાં છે૦ ૫

ભાભી સાચી ખોટી તો જોઇએ જાણવી, મારે જાણવા એના મર્મ;
એ તે કેવાં કર્મ. પધાર્યા છે૦ ૬
મેં તો મારા વીરાને ભાભી પુછીયું, તમે હરણુ કર્યા કૃષ્ણુ કેમ;
આણી નહી રહેમ. પધાર્યા છે૦ ૭
ત્યારે વીરાએ પડદા ખોલીઆ, બેન, એણે લખ્યા મને પત્ર;
કે આવજો અત્ર. પધાર્યા છે૦ ૮
ભાભી બોલ્યાં બેની ત્યારે સાંભળો, અમે જાણ્યા એને ભગવાન;
કે મૂકીયાં માન. કહે ભાભી ભાવથી. ૯
અમે કુન્દનપુરમાં જ્યારે હતાં, બેની માતપિતા દરબાર;
કે રમતાં અપાર. કહે૦ ૧૦
ત્યારે વાતો એમની અમે સુણતાં, સુણી કીર્તિને મોહ્યાં તાં મન કે;
કે પરાક્રમ ધન્ય. કહે૦ ૧૧
ત્યાં તો નારદ મુનિ મંદિર આવીઆ, તેને પણ અમે પૂછીયું એમ;
કે કહો હોય જેમ. કહે૦ ૧૨
કૃષ્ણુ કીર્તિ ગવાય છે આવડી, મુનિ કહો મને એહના મર્મ;
એનાં કેવાં કર્મ. કહે મુનિ મર્મને. ૧૩
ત્યારે નારદઋષિ હસી બોલીઆ, બેની આવડાં તમે શું અજાણ,
એ યદુકુળ ભાણ. કહે૦ ૧૪
આજ યશ એના ત્રિભુવન જાણતું, એ છે ભક્તના જીવન પ્રાણ,
કહું સાચી વાણ; કહે૦ ૧૫
એણે જન્મતાં પ્રાક્રમ આદર્યાં, કારાગૃહના ખુલ્યાં તાં કમાડ
કે, લીધા ન પાડ; કહે૦ ૧૬
કૃષ્ણુ સ્તુતિઓ કરી ગયા દેવતા, પછી માતપિતાને દર્શન;
દીધાં થઈ પ્રસન્ન. કહે૦ ૧૭
બાળ રૂપે થઇ હરિ બોલીઆ, મને મૂકી આવો ગોકુળ ગામ;
કે, નંદને ધામ૦ કહે૦ ૧૮

નંદબાળાને ત્યાં થકી લાવજો, મારા મામાને સોંપજો હાથ;
કે, દુઃખની સંગાથ. કહે૦ ૧૯
બાર વરસે આવી મામા મારશું, સ્નેહે આપીશું આપને સુખ;
લેખવશો ન દુઃખ. કહે૦ ૨૦
એમ કહીને કૃષ્ણ રહ્યા બોલતા, વસુદેવ કહે લાવો બાળ;
જાવું ભર્યાં ફાળ. કહે૦ ૨૧
પુત્ર આપે નહીં માતા દેવકી, પ્રેમે પ્રગટયા છે માતને મન;
કે, કરતાં રૂદન. કહે૦ ૨૨
વસુદેવ વ્હાલા લઈ ચાલીઆ, ઝીણા ઝરમર વરસે છે મેહ,
કે ઢાંકે છે દેહ. કહે૦ ૨૩
ત્યાં તો શેષે આવી કર્યાં છાંયડા, તાત આવ્યા છે યમુનાને તીર,
વહે છે ગંભીર. કહે૦ ૨૪
એમને યમુનાએ મારગ આપીઆ, વસુદેવે જાણ્યા ભગવાન,
આવ્યાં છે જ્ઞાન. કહે૦ ૨૫
યશોદા સેજે સામળ મુકીઆ, લઈ કુંવરી વળ્યા તતખેવ;
સાક્ષી રાખી દેવ. કહે૦ ૨૬
માતા યશોદાજી જ્યારે જાગીઆં, ત્યારે દીઠાં વ્હાલાં એ વદન,
થયાં છે પ્રસન્ન. કહે૦ ૨૭
જસોદાએ જગાડ્યા છે નંદને, ઉઠો નાથ આવ્યો કુળદીપ;
સુખો છે સમીપ. કહે૦ ૨૮
નંદ નિરખીને ભાગ્ય વખાણતા, ધન્ય પ્રભુ તમે આપીઓ પુત્ર;
શોભ્યું ઘરસુત્ર. કહે૦ ૨૯
થયા આનંદ નંદના ધામમાં, જ્યાં પધાર્યા છે આનંદ કંદ;
શું કહેવા આનંદ. કહે૦ ૩૦
એણે ધાવતાં માશીને મારીઆં, જેને ન્હોતી એની ઓળખાણ;
કે લીધા છે પ્રાણ. કહે૦ ૩૧
બક શકટ તૃણ અઘ આદિ મારીઆ, જાણી અસુરને લીધા છે પ્રાણ
કે ગોકુળ ભાણ. કહે૦ ૩૨

માટી ખાધી એ મોહન મુખડે, માએ જોયાં હરિને વદન,
કે ચૌદ ભુવન. કહે૦ ૩૩
ભવબંધન છોડે જે ભક્તનાં, તેતો બંધાયા માતાને પ્રેમ;
કે રાખ્યા ન નેમ. કહે૦ ૩૪
ઇંદ્રે કોપી બારે ધન મોકલ્યા, એમણે ધાર્યો છે ગોવર્દ્ધન;
રક્ષા કરી વન. કહે૦ ૩૫
વળી બળતા દાવાનળ પી ગયા, ગોપગોપીના રક્ષણુ કાજ;
જેને દાસ દાઝ. કહે૦ ૩૬
કાળી નાગને નાથીને કહાડીઓ, કર્યાં નિર્વિષ યમુનાનાં નીર;
બળભદ્ર વીર. કહે૦ ૩૭
એવાં કૈક કામો એમણે છે કર્યાં, બ્રહ્માદિને ભૂલાવ્યાં છે ભાન;
દધ્ધ દયા દાન. કહે૦ ૩૮
એમણે ગોપી શું રાસો ખેલીઆ, જેની લીલાના મર્મ ન દેવ
લહે શુકદેવ. કહે૦ ૩૯
એણે ભકતોનાં લાડજ પાળીઆં, દુષ્ટોને યે આપ્યા છે મોક્ષ;
નહીં જે પરોક્ષ. કહે૦ ૪૦
બારે વરશે આવ્યા મથુરાં ફરી, મૂકી બાળપણાના સ્નેહ;
નિરંજન જેહ. કહે૦ ૪૧
આવી મથુરાંની વાડીમાં ઉતર્યા, મારી ધોબીને લીધાં છે વસ્ત્ર;
વિના જેણે શસ્ત્ર. કહે૦ ૪૨
માળી દરજીને વરદાન આપીઆં, જેણે ઓળખીઆ ભગવાન;
એને દેતા માન. કહે૦ ૪૩
વારી કુબ્જાએ ચંદન આપીઆં, પ્રભુ પૂજાનાં ફળ કેમ જાય;
સુંદર થઈ કાય. કહે૦ ૪૪
ઢાળ્યા ગજને દંતુસળ કાઢીઆ, જેના બળનાં નથી જ પ્રમાણુ;
નથી કોને જાણુ. કહે૦ ૪૫

મલ્લ માર્યા છે લીલા માત્રથી, મથુરાં જને જાણ્યા છે દેવ;
પ્રભુ અશ્વમેવ. કહે૦ ૪૬
મેડીએથી મામાજીને ઢાળીઆ, કંસાસુર પમાડયો છે મર્ણ;
હળવી થવા ધર્ણ. કહે૦ ૪૭

જય જયકાર જગતમાં થઈ રહ્યા, જાદવ માત્રનાં ભાગ્યાં છે દુઃખ;
જોતાં પ્રભુ મુખ. કહે૦ ૪૮

માત તાતનાં બંધન છોડીઆં, ઉગ્રસેનને આપીઆં રાજ;
જોતાં સૌ સમાજ. કહે૦ ૪૯

ઘણે કષ્ટે પિતા પાછા વાળીઆ, નંદ મનના ખેંચી લીધા નેહ;
તોયે આંસુ વેહ. કહે૦ ૫૦

ગુરૂઘેર રહ્યા વિદ્યા કારણે, જે છે ચૌદ વિદ્યાઓના જાણ,
દેવા એને લાણ. કહે૦ ૫૧
મૂવાં બાળ ગોરાણીએ માગીઆં, એમણે આણી આપ્યાં તતખેવ;
જે દેવના દેવ. કહે૦ ૫૨

થયા કાકાને ઘેર પરોણલા, પ્રભુએ આપ્યાં, તાં પ્રથમ વચન
કે ભક્ત આધીન. કહે૦ ૫૩
કૃષ્ણે કાકાને કુરૂ દેશ મોકલ્યા, લેવા ભક્ત પાંડવની સંભાળ
કે જે છે કૃપાળ. કહે૦ ૫૪

જરાસંધે તો યુદ્ધ જગાડીઆં, સત્તરવાર હરાવ્યો છે દુષ્ટ;
તોયે આપે કષ્ટ. કહે૦ ૫૫

ફરી ફરીને લાગ્યો જ્યારે આવવા, ત્યારે દ્વારિકાં વસાવી તત્કાળ;
સૌને સમ માળ. કહે૦ ૫૬

એવાં પરાક્રમ એનાં અતિ ઘણાં, આતો કહ્યા છે મ્હેં એના સાર;
નથી વેદે પાર. કહે૦ ૫૭
એની એતો જગતના તાત છે, તમે પણ છો ત્રિભુવન માત;
વરશો સાક્ષાત." કહે૦ ૫૮

એની એવાં વખાણ જ્યારે સાંભળ્યાં, ત્યારે સોંપ્યાં મેં તન મન ધન;
મૂકયાં ખાવાં અન્ન. કહે૦ ૫૯
પણ બંધુએ તો બીજાં ધારીઆં, એણે શિશુપાળ તેડીઓ તર્ત;
જાણ્યો મેં તો ગર્ત. કહે૦ ૬૦
મેંતો મનથી વર્યા તમ વીરને, પણ કોણ કહે જઈ તત્ર;
માટે લખ્યો પત્ર. કહે૦ ૬૧
સુણી વીરની કીર્તિ એની રીઝીઆં, ભાભી તમ જેવું ચતુર ન કોઈ;
જોયું જોઈ જોઈ. કહે૦ ૬૨
ધન્ય ભાગ્ય જે ભાભી આ પામીઆં, તમે કૃષ્ણને યોગ્ય જરૂર;
અમો મગરૂર. કહે૦ ૬૩
ભાભી અંતર આશિષ મ્હારી એટલી, પ્રભુ અખંડ રાખે તમ જોડ;
પૂરે સદા કોડ. કહે૦ ૬૪

  

## સીતાજીનું સમાધાન

( વનચર વીરા વધામણી, એ રાગ. )

સીતા સતી વન વિચરે, એક રામનાં ધ્યાન,
શુદ્ધિ નથી રે શરીરની, ભૂલ્યાં ખાનને પાન. સીતા૦ ૧
સાથે સખી એક સંચરે, જેનાં વાસંતી નામ,
દુઃખ દેખી રે સતી તણાં, સમજાવે એ આમ, સીતા૦ ૨
કઠણ કઠોર એ રામજી, એને ભૂલો ને બેન,
તમ સરખાં સતી છોડીઆં, એનાં છોડો રે વેન. સીતા૦ ૩
સુણીને સીતા ધરણી ઢળ્યાં, પડયાં થઇને અચેત,
સખી ઓશીયાળી થઈ ગઈ, આતો બગડયો રે વેત. સીતા૦ ૪
વાસંતી વાયરા નાખતી, લીધાં ખોળે રે શીષ,
ઉઠો રે સખી આમ નવ ઘટે, એમાં આવી શી રીસ. સીતા૦ ૫

જેમ તેમ શુદ્ધિમાં આણીઆં, ઢાળ્યાં સીતાએ નેણ,
બાઇ રે એની હવે બહુ થઇ, તને શાં કહું વેણ. સીતા૦ ૬
આ દુઃખમાં શી બાકી હતી, કે તું બોલે રે આમ,
સ્વામી નિંદા સખી સાંભળું, તેપેં જાઉં સ્વધામ. સીતા૦ ૭
અભિન્ન હું ને મ્હારા રામજી, સખી જાણે ન તું,
દેહ જૂદા જીવ એક છે, શેને સંભાળું હું. સીતા૦ ૮
અગમ્ય કારણ આનાં એક છે, સખી સાંભળ વાત,
શાપ થયા છે સતી તણા, ભોગવે મ્હારા નાથ. સીતા૦ ૯
વૃંદા સતીને રે છેતર્યાં, તેના આ રે પ્રતાપ.
મહાત્મ્ય સતીનાં મિથ્યા કરે, કેમ ધર્મી એ આપ. સીતા૦ ૧૦
દેવતણાં દુઃખ કારણે, એણે કરીઆં એ કામ,
નિષ્કામી છે મ્હારા નાથ એ, વળી છે આપ્તકામ. સીતા૦ ૧૧
નિતિ નિયમ એના આકરા, સખી સમજી રે જા,
પાપ પરિતાપ ટાળવા, એક રામને ગા. સીતા૦ ૧૨



## મુદ્રિકા દર્શન



( વનચર વીરા વધામણી—એ રાગ. )

વાયુનંદન કહો વારતા, ક્યાંય દીઠા શ્રીરામ,
આરે મુદ્રિકા તમને ક્યાં મળી, પામ્યા પ્રભુ શું વિરામ. વાયુ૦ ૧
આશ હતી મ્હારે અંતરે, મ્હને છોડવશે રામ,
ધીરજ ખૂટી ને આશા છૂટી, હવે જઇશું સ્વધામ. વાયુ૦ ૨
કોણ કરણીએ કઠણ થયા, હું તો છેક અજાણ,
એ કારણ જાણ સુજાણ તું, કહે, ધાર ધરે પ્રાણ. વાયુ૦ ૩
આરામ આપે એ જગતને, આજે કેમ કરાર,
જનક સુતા પિંજર પડી, તમને જગનો યે ભાર. વાયુ૦ ૪

વાંક નહી રઘુનંદનો, મ્હારા કર્મનો દોષ,
રંક હાથે રત્ન કયમ રહે, એ તો રહેતાં રે દોષ. વાયુ૦ ૫
છ છ મહિનાનાં વ્હાણાં વહી ગયાં, ધરે જીવ આ દેહ,
વાંક નહી રઘુનાથનો, એતો સાચા સંદેહ. વાયુ૦ ૬
દુઃખે બોલું પણ બીજું અંતરે, સાંભળ્ય સાચી રે વાત,
રામના સ્નેહ તો સાચા સદા, સંદેહે લાજે માત. વાયુ૦ ૭
જાણુ અજાણુ એ રામજી, મ્હારાં નહીં રે એધાંણુ,
કયમ રે કરી મ્હને છોડવે, આડાં દરિયા ને પ્હાણુ. વાયુ૦ ૮
આજ રે વીરા તું અહીં આવીઓ, મ્હારી લેવાને ભાળ,
તુજ રણુ કયારે છૂટશું, માડી જાયા કપિબાળ. વાયુ૦ ૯
તુજને દીઠે દુઃખ ઓસર્યા, નિશ્ચે મળશે શ્રીરામ,
સાક્ષી પૂરે મન માહરૂં, તુંથી સરશે રે કામ. વાયુ૦ ૧૦

  

## હનુમાનનો ઉત્તર–સીતા ન ભૂલે રામ

( વનચર વીરા વધામણી–એ રાગ. )

વચન સીતાનાં સાંભળી, વદે વાયુ-કુમાર,
ખંમા ખંમા માડી તુજને, મ્હારાં વંદન હજાર. વચન૦ ૧
સતી રે સીતા ત્હારા કારણે, અમે શોધ્યાં રે વન,
માત મેળાવો ના થયો, કપિએ તજીઆં છે અન્ન. વચન૦ ૨
રામ લક્ષ્મણ તો મા કુશળ છે, પણ એ કહેવા રે માત્ર,
આંખેથી આંસુ સૂકે નહી, શોકે ગળીઆં છે ગાત્ર. વચન૦ ૩
અધ ક્ષણુ રામ ન વિસરે, સીતા ત્હારાં રે નામ,
વિયોગે વીરા બેઉ વ્યાકુળા, મને નહીં રે આરામ. વચન૦ ૪
ત્હારે કારણુ બળી મારીઓ, વાળી સરખો કપીશ,
અમ સાથે રે મૈત્રી કરી, માતા ટાળો રે રીસ. વચન૦ ૫

શોધ લેવાને કપિ મોકલ્યા, જેના ગણતાં ન પાર,
આજે તે અમૃત પામીઆ, મળ્યાં માત આ વાર.  વચન૦ ૬
શાતા ધરો માતા માહરી, જાણો આવ્યા શ્રીરામ,
રાક્ષસ કુળ જાણો રણ ઢળ્યાં, રાવણ સંગ તમામ.  વચન૦ ૭
રામ તો જગદારામ છે, તમને કયમ ભૂલે માત,
રામ વિસારે જાનકી, કોઇ કયમ માને વાત.  વચન૦ ૮
અવળું અંતરમાં ન આણશો, એ છે પૂરણ કામ,
બ્રહ્મા ભૂલે સૃષ્ટિ સરજતાં, સીતા નવ ભૂલે રામ.  વચન૦ ૯
ઝાઝું કહું શું માતા જાણુ છો, હવે ધરજો રે ધીર,
સંદેશા આપો મા મુજને, લાવું લક્ષ્મણ વીર.  વચન૦ ૧૦

  

## મંદોદરી વચન



( ધન્ય જેણેયે હરિ ગુણ ગાયા, એ રાગ )

રાવણને રાણી એમ કહે છે, ઓ રાજવી, અંતર ઉદાસ મ્હારાં રહે છે,
કદી આંખેથી આંસુ વહે છે.  ઓ રાજવી૦ ૧
સીતા સતીને શીદ લાવ્યા લંકેશ, લક્ષ લલનાઓ આપણે ગૃહે છે. ૨
સીતાનો નાથ સ્વામી સરજનહાર છે, શંકર જેહને ચહે છે. ૩
સતીને સંતાપતાં સરવે શરમાય છે, એજ મારા દિલને દહે છે. ૪
શંકરના ભકતને આમ ભરમાવતી, માયાના ભેદ કો લહે છે? ૫

  

## રાવણનો પ્રત્યુત્તર

(ધન્ય જેણે૰ એ રાગ)

રાવણ કહે છે મયબાલે, હો સુંદરી, શંકર વિયોગ મ્હને સાલે.
રઘુનાથ વિના પદ એ કોણ આલે— હો સુંદરી૰ ૧
રંગ ભોગ કરતાં રે રાગ નથી વામતા, મરવું અજાણ આજકાલે. હો૰ ૨
અમ્મરપણાં અમે ઇચ્છયાં છે ઉરથી, સંગ અનિત્ય અંગ સાલે. હો૰ ૩
વૈર ભાવે કદી ભજીએ ભગવાન તોય, એને તાર્યા વિના ન ચાલે. હો૰ ૪
દોષોએ દેવ નથી જોતા મંદોદરી, ચંદ્ર ચડાવ્યો છે ભાલે. હો૰ ૫
જાણું છુ જાનકી આપે જગદંબ છે, જીવ એના પુત્રમય બાલે. હો૰ ૬
શંકરના દાસ કાજ આવે શ્રી રામ અહીં, કરવા સંયોગ વિભુ વ્હાલે. હો૰ ૭
વ્યક્ત અવ્યક્તે, સતી, શંકર સમાયલા, તોય મ્હારે રહેવું રૂંડમાલે. હો૰ ૮

  

## મોતીનું ઝાડ

(બ્રહ્મદૃશ્ય કહે છે૰ એ રાહ)

યમુના કાંઠે કૃષ્ણ કનૈયો સખા સર્વ શું ખેલે,
વ્રજવલ્લભ ત્યાં વાંસળીએથી રંગે રાગો રેલે. ૧
રમતી રમતી સખીઓ સાથે આવી રાધા ગોરી,
રૂપે રાગે અરસ પરસનાં દિલડાં લીધાં ચોરી. ૨
રૂપ રસીલાં આભરણ અંગે, ખૂબ કર્યોજ ઠઠારો,
કરમાં કંકણુ કાને કુંડળ કંઠે મોતી હારો. ૩
માનિની લટકે મટકે આવી, પાછી વળી છે પળમાં,
સખા સર્વ માળા જોઇ મોહ્યા રમતા'તા જે જળમાં. ૪
કહે કૃષ્ણુને મોતી હોય તો મઝા પડે ભાઇ કેવી,
ગાયો માળા પહેરે તો તો શોભે રાધા જેવી. ૫

કહે કનૈયો રાધા પાસે જઇને માગો મોતી,
એકજ મોતી માગી લાવો, છે માળાઓ સોતી. ૬
મોતી વાવી ઝાડ ઉગાડું, મનમાની કરો માળા,
નહીં ખૂટે એક મોતી દેતાં, છે મોટાની બાળા, ૭
બે ત્રણ આવ્યા રાધા પાસે, કેહે એક મોતી આપો,
મોહન માગ્યે માથાં દઇએ, મોતી કેમ ન આપો. ૮
કહે રાધિકા માગ્યાં મોતી, એમ કહીંથી મળશે,
રળી ખપીને મોતી પહેરો તો સઉ પ્રરાક્રમ કળશે. ૯
કોડ થયા છે કહાનાને ભાઇ મોતીના એ કેવા,
મોતી ખેતીએ નથી નિપજતાં શું જાણે એ જેવા. ૧૦
વ્હીલે મ્હોયે પાછા આવ્યા, નથી આપતી મોતી,
કો માગે ને કોને દેવું એય નથી એ જોતી. ૧૧
આવ્યા મોહન માતા પાસે, મા આપો એક મોતી,
એક થકી હું અનેક ઉગાડું, રહે રાધીકા જોતી. ૧૨
મા જાણે મોતી નવ ઉગે, પણ સુતથી શું વ્હાલું,
ઝટ લઇ આપ્યું કરમાં મોતી, જોતી મુખડું કાલું. ૧૩
પળમાં વળમાં લઇને આવ્યા યમુના તીર વિહારી,
સખા કહે સામળ લાવ્યા કે, આવ્યા છો ભાઇ, હારી. ૧૪
કહે કનૈયો લાવ્યો મોતી, વાળી દઇએ હમણાં,
સરસ ઘડી ચોઘડીયું આજે, મોતી ઉગે બમણાં. ૧૫
કાલિંદીને કાંઠે ખાડા, ખોદી આણ્યાં પાણી,
મોહન મોતી વાવે હાથે, કળા કોઇ નવ જાણી. ૧૬
જોતાં જોતાં ઝાડજ ઊગ્યું પળમાં ફૂલ્યું ફાલ્યું,
જૂનું ઝાડ જેમ હોય આ જગનું એમજ મૂળીયું ઘાલ્યું. ૧૭
લૂંબે ઝુંબે મોતી લાગ્યાં ઝાડ પડે છે તૂટી,
ભેરૂ કહે ભાઇ કૃષ્ણ કરે છે જરૂર જડી કો બુટી. ૧૮

જગકરતાને મોતી કરવાં, એ શું મોટી વાતો,
વળી સખા સામળીઓ જેના, એ યે અદ્દ્ભુત નાતો. ૧૯
જગજીવન કહે જોઇ રહ્યા શું ઉતારી લ્યો ભલી ભાતે,
પાકી ગયાં કોઇ તોડી જાશે આવી અડધી રાતે. ૨૦
કોડે તોડે જોડે ઝુમખે, તોયે એ નવ ખૂટયાં,
કૃષ્ણ કરેથી તોડે હરખી ઝાડો બમણાં ફુટયાં. ૨૧
મનમાની માળાઓ ગુંથી ગાયો કંઠે ઘાલી,
ત્યાં તો વાર્તા વાયુ વેગે ગોકુળ ગામે ચાલી. ૨૨
નવીન કર્યાં છે નંદ કુમારે, મોતી ઊગ્યાં ઝાડે,
નથી સાંભળ્યું નથી નિરખ્યું, આવું તો કો દહાડે. ૨૩
વ્રજવાશીએ નજરે જોયું જે નવ જોયું દેવે,
આશ્ચર્યો જોતા નિત નવલાં જે સામળને સેવે. ૨૪
રાધા પાસે આવી સખાઓ, અલી તે મોતી ના'ખ્યું,
અનંત મોતી ઉગાડી એણે દળદર સહુનું કાપ્યું. ૨૫
રાધા કહે હું માનું નહીં એમ મોતી ઉગે ક્યાંથી,
નમૂનો મુજને લાવી આપો જોયાં હોય એ જ્યાંથી. ૨૬
સખી કહે બાઇ તેં નવ આપ્યું કેમ હવે એ આપે,
ગઇ પળ પાછી નવ આવે તું શાણી શેં સંતાપે. ૨૭
ચાલો સખી જોવાને જઇએ, એમાં કયાં છે લેવું,
નજરે નિરખી પાછાં ફરશું મુખથી કાંઇ ન કહેવું. ૨૮
આવી રાધિકા સખાઓ સાથે જોતી મોતી લાજી,
અરે સખી આ મોતી મોંઘાં, નથી બ્હાનાની બાજી. ૨૯
મોતી જોતાં મોહનમાં મન જઇને લાગ્યાં, રાધા,
ચતુર ચકોરી કુંવરી શાણી બોલી મૂકી બાધા. ૩૦
મનમોહન આ મોતી આપો, અમેય માળા કરીએ,
કહો તો કહાના હાર કરીને તમ કંઠોમાં ધરીએ. ૩૧

કહાન કહે આ ત્હારે લીધે ઉગાડીઆં મ્હેં મોતી,
મન માન્યાં ગોતી લે મોતી શું મુખ સામે જોતી. ૩૨
હસી પડયાં બેઉ અરસપરસ ને રાધા ગર્વો ગળીઆ,
માયા લાગી મોહન સાથે અંતર આત્મા કળીઆ. ૩૩
માયાએ પહેરાવી માળા, મોહન કંઠે હાથે,
અમીદ્રષ્ટિએ પહેરી પોતે ત્રિલોક કેરે નાથે. ૩૪
નિજનાં મોતી નાથે આપ્યાં, લઇને રાધા ચાલી,
ગરજ ન રાખી ગિરધર કેરી પ્હેરી રૂપે મ્હાલી. ૩૫
એમ માયા માધવની દ્રષ્ટે આ સહુ સૃષ્ટિ કરતી,
મોતી જ્યોતિ એ લઇને આપે, એકલડી વિચરતી. ૩૬
આ રૂપક તો માયા કેરાં, રાધા તો રસ રૂપ,
પુરૂષોત્તમની પ્રેમ જ્યોતિ એ વિદ્યા રૂપ અનુપ. ૩૭
રાધા સ્યામ ન ન્યારાં કિંચિત્ એકજ રૂપ અખંડ,
ઓળખતાં અંતરમાં એને વિરમે યમના દંડ. ૩૮
રાધા કૃષ્ણને પ્રણમું પ્રેમે અખંડ ભક્તિ આપો,
અલબેલા અંતરમાં રૂપો કૃપા કરીને સ્થાપો. ૩૯



## મીરાંના બોલ



( કાયા કારણ ભેખ લીધો૦ એ રાગ )

મીરાં મનાવવાને રાણાજી આવ્યા, મીરાં મ્હેલોએ પાછાં ફરશો ?
મીરાંબાઇ બોલ્યાં કોનાથી કામ રાણા કરશો ? ૧
કાયાનાં દાન મ્હેં તો કરીઆં છે કહાનને,
મૂલો આપીને માગી લેશો. મીરાંબાઇ૦ ૨
માયાવી મન મ્હેં તો મારી રે મૂકીઆં,
મૃતક સજીવન કયાંથી કરશો ? મીરાંબાઇ૦ ૩

રસના રાણાજી મ્હારી રસીઆને રટતી,
બીજાં બોલે નહીં શું કરશો? મીરાંબાઈ૦ ૪
પ્રીતિ તો મ્હારી પ્રભુ ચરણોંમાં લાગી,
એ ચરણો શોધો તો તમે તરશો. મીરાંબાઈ૦ ૫
રામ રટો તો રાણા રહો અમ સંગમાં,
નહીંતર મ્હેલે પાછા ફરશો. મીરાંબાઈ૦ ૬



## પ્રેમ–વૈરાગ્ય



(કાયા કારણ ભેખ૦ એ રાહ)

પ્રેમતણી બલિહારી, મીરાં તારા પ્રેમતણી૦
તેં તો ઘેર રાખ્યા ગિરિધારી. મીરાં તારા૦ ૧
રાણાની રિદ્ધિએ તું નવ રીઝી,
જનમની જોગણ તું દુલારી. મીરાં તારા૦ ૨
રાજને મૂલ તેં તો મોહન વસાવ્યા,
પ્રેમ પ્યાલે વરાવ્યા મુરારી. મીરાં તારા૦ ૩
જીવના સંબંધ સાચા ઇશ્વરની સાથે,
જોઇ જગે ચાવી સાચી તારી. મીરાં તારા૦ ૪
વ્યવધાન રહિત ભક્તિ તેં રે બતાવી,
પ્રેમલક્ષણાની તું અધિકારી. મીરાં તારા૦ ૫
પ્રભુ પ્રીતિના મીરાં તેં તો આપ્યા સંદેશા,
પામ્યા એ કોક સંસ્કારી. મીરાં તારા૦ ૬
ધન્ય મીરાં તારા પ્રેમ–વૈરાગ્યને,
ધન્ય ભાગ્ય વર્યાં વ્રજના વિહારી. મીરાં તારા ૭



# શ્રીરામ વન-પ્રયાણ

( હું તો ઢોલે રમુંને૦ એ રાહ )

માત પૂછે હો રામ  કેમ જાઓ છો વને,
કંઈક કારણ સમજાવતા જાઓ રે મને;
કોણે કઠણ કહ્યાં એ કુંવર ખમ્મા તને.   માત પૂછે૦ ૧

હું તો દેવ પૂજીને પુત્ર પામી તને,
હું તો સુખી રે કુંવર એક ત્હારા ધને;
મને મૂકીને જાવ રામ કોની કને!   માત પૂછે૦ ૨

મને ઋષિએ કહ્યું છે રાજ મળશે તને,
એ તો ખોટાં પડે રે તમે જાવ જો વને;
સંત જૂઠા પડે એ કુંવર કેમ રે બને.   માત પૂછે૦ ૩

રામ ત્હારી રક્ષાઓ કોણ કરશે વને,
મ્હારા મોંઘેરા બાળ કોણ જોશે તને!
ત્હારા સૂના રે મ્હેલ ખાવા ધાશે મ્હને.   માત પૂછે૦ ૪

સુત જાવું જો હોય ત્હારે નિશ્ચે વને,
તો તો સાથે કુંવર તેડી જા ને મ્હને,
હું તો સર્વસ્વ ખોવાઉં રામ ત્હારી કને.   માત પૂછે૦ ૫

મને મૂકીને રામ  નવ જાશો વને,
વીરા વિધિના વિશ્વાસ  નથી પડતા મ્હને;
કુંવર શું રે કરશો એ હવે કહો રે મ્હને.   માત પૂછે૦ ૬

  

# શ્રીરામનો પ્રત્યુત્તર

( રાગ-ઉપરનો )

રામ બોલ્યા હો માત અમે જઈશું વને,
માત તાતની જ શાનો આજ થઈ છે મને,
મા હવેરે આજ્ઞાઓ માગું તારી કને. રામ બોલ્યા. ૧

માત માતાએ વચન સંભાર્યા મને,
આજ સતના બાંધ્યા તાત મોકલે વને,
માત આજ્ઞા લોપું તો લાજ લાગે તને. રામ બોલ્યા. ૨

માત તારી આશીષ રક્ષા કરશે વને,
મારા તાતનાં વચન શીર સાટે મને,
રાજ વન બે સમાન મને કહું શું તને. રામ બોલ્યા. ૩

માત ભરત સમાન છે વીરા મને,
એ તો કરશો સેવાઓ માત સાચે મને,
મા મ્હારા અજંપ નહીં થાય રે તને. રામ બોલ્યા. ૪

માત તારે તો રહેવું મારા તાતની કને,
મ્હારા સતવાદી તાત નવ ઝુરે મને,
માટે સોંપું સંભાળ મારા તાતની તને. રામ બોલ્યા. ૫

માત કાલે સવારે જઈ આવશું વને,
તારી સેવાનાં ભાગ્ય પ્રભુ આપશે મ્હને,
માત સંતે કહ્યાં તે કેમ ખોટાં બને! રામ બોલ્યા. ૬



## શ્રીરામ અને સીતા

( રાગ–ઉપરનો )

રામ બોલ્યા સીતા અમે જઈશું વને,
આજ સાચી શિક્ષાઓ, સતી, આપું તને,
માત તાતની સેવાઓ કરો સાચે મને. રામ બોલ્યા. ૧
સીતા આકરાં રે દુઃખ ભોગવવાં વને,
તારી કોમળ કાયાની બ્હીક લાગે મને,
માટે અહીંરે રહેવાનું સતી કહું છું તને. રામ બોલ્યા. ૨
સીતા ત્હારા વિયોગ અતિ આકરા મને,
પણ ધર્મ બંધન આજ આવ્યાં કને,
અમ વંશે ન ધર્મ કોઈ ચૂકે મને. રામ બોલ્યા. ૩
તું તો જનકસુતા હું ધર્મ કહું શું તને,
મર્મ જાણે સાચા તું સતી તારે મને,
માટે મનથી કહો જે અમે જઇએ વને. રામ બોલ્યા. ૪
સીતા કાલે સવારે જઈ આવશું વને,
તમે ધીરજ રાખીને સતી રહેજો મને,
મ્હારાં મનતો રહેશે સીતા ત્હારી કને. રામ બોલ્યા. ૫



## સીતાનો પ્રત્યુત્તર

( રાગ–ઉપરનો )

સીતા બોલ્યાં એ રામ શું કહો છો મને,
એ તો આજ્ઞાઓ થઈ આપ સંગે મને,
દેહ છાયા છૂટી રહે એ કેમરે બને. સીતા બોલ્યાં. ૧

મારી માતની આજ્ઞાઓ, આર્ય, થઈ છે મને,
"તારે છાયાની જેમ રહેવું રામની કને,"
મારી માતાની શીખ શીર સાટે મ્હને. સીતા બોલ્યાં. ૨

આપ સંગે રહેવું મ્હારે રાજ્ય કે વને,
એવાં શિક્ષણ મળ્યાં છે બાળાપણથી મને,
તમે ધર્મ સુજ્ઞાણ એ તો જાણો મને. સીતા બોલ્યાં. ૩

મારા નિશ્ચય એ, રામ, હું તો આવું વને,
નાથ બીજી આજ્ઞાઓ નવ કરશો મ્હને,
મ્હારાં તન મન ને ધન રામ આપની કને. સીતા બોલ્યાં. ૪

ચાલો સુખેથી જઈએ રામ આજે વને,
ધર્મપાલન એ મંત્ર રામ આપણી કને,
માટે દાસી જાણીને સંગ રાખો મને. સીતા બોલ્યાં. ૫



## શ્રીરામ ને લક્ષ્મણ



(રાગ—ઉપરનો)

રામ બોલ્યા લક્ષ્મણ અમે જઈશું વને,
માત તાતની સેવાઓ ભ્રાત સોંપું તને.
વીરા તારા વિયોગ અતિ આકરા મને. રામ બોલ્યા. ૧

માડી જાયા ઓછું રખે લાવો મને,
ધીર ધીરજના પાઠ શું પઢાવું તને,
તું તો ધર્મ સુજ્ઞાણ કેમ ઢીલો બને. રામ બોલ્યા. ૨

રઘુકુળની કીર્તિઓ વધે જાતાં વને,
તાત આજ્ઞા પાળીશું તનમનને ધને,
ધર્મ રાજથી વિશેષ વધુ કહું શું તને. રામ બોલ્યા. ૩

ભાઈ તન ધન તુચ્છ તમે માનો મને,
ધર્મપાલનથી જીવન ધન્ય બને,
દેહ જાતાં એ ધર્મ રહે આપણી કને, રામ બોલ્યા. ૪
તારા પ્રેમની તો જાણુ વીર છે રે મ્હને,
મારા પ્રેમની તો જાણુ વીર છે રે તને,
વીરા તુજને સંભારતાં વિચરશું વને. રામ બોલ્યા. ૫

## લક્ષ્મણનો પ્રત્યુત્તર

( રાગ-ઉપરનો )

બોલ્યા લક્ષ્મણ, શ્રીરામ, આજ્ઞા આપો મને
હું તો સેવાને અર્થ સાથ આવું વને,
વીરા વિધિનાં વિધાન કેમ ખોટાં બને, બોલ્યા લક્ષ્મણ. ૧
ભરત ભ્રાતના વિશ્વાસ વીરા આપણે મને,
એની પાસે માબાપ કેમ દુઃખીઆં બને,
એ તો લેશે સંભાળ તન મન ને ધને. બોલ્યા લક્ષ્મણ. ૨
સ્વપ્ને રામ વિયોગ નવ સહું રે મને,
વીર સત્ય સહેવાં એ હુંથી કેમ રે બને,
માટે દાસ જાણીને સંગ રાખો વને. બોલ્યા લક્ષ્મણ. ૩
રામ રાક્ષસના ત્રાસ અતિ આકરા વને,
એવે સમયે જરૂર લાગે મ્હારી મને,
સીતા એકલાં રહે કહો કોની કને. બોલ્યા લક્ષ્મણ. ૪
વીર થાય વિલંબ આજ્ઞા આપો મને,
મને તમથી જુદો નથી જોયો જને,
મારા જન્મોના મર્મો વિચારો મને. બોલ્યા લક્ષ્મણ. ૫
કરી કૃપા કાકુસ્થ સાથે રાખો મને,
આપ સેવાએ જીવન ધન્ય રે બને,
એથી અધિક બીજું ન મેં માન્યું મને. બોલ્યા લક્ષ્મણ. ૬

# ભરત-પ્રેમ

( રાગ - ઉપરનો )

ભરતબંધુના પ્રેમ ન સમાતા મને,
જેનાં અંતર રહે સદાય રામની કને,
એને રાજ્યોના લોભ ના લગાર રે મને. ભાઈ ભરતના૦ ૧

રાજ મનથી તજીને એ તો આવ્યા વને,
ઊભા અપરાધી જેમ એ રામની કને,
વીર દુઃખી દેખી રામજી દુભાયા મને. ભાઈ ભરતના૦ ૨

ભાઈ તુજને મળ્યાની હતી હોંશજ મને,
તારા પ્રેમે મારાં મન પરવશ બને,
વીર ઓછું અંતર રખે લાવો મને. ભાઈ ભરતના૦ ૩

બાપ તાતે કહ્યાં કરો તન મન ધને,
રાય દશરથના પુત્ર કેમ વ્હીલા બને,
તને વીર મહાધીર જગે જાણ્યો જને. ભાઈ ભરતના૦ ૪

શેના અંતર છે શોક વીર કહો રે મ્હને,
મારા જીવનનાં સુખ સુખી જોતાં તને,
ભાઈ અંતર ખોલીને કહો મારી કને. ભાઈ ભરતના૦ ૫

  

# ભરતનો ઉત્તર

( રાગ -ઉપરનો )

ભરત બોલ્યા ધીરજ જરી લાવી મને
વીરા વિધિએ વીંધ્યો હું જાઉં કોની કને,
ધિક્ક જન્મ મારો જે જાય રામ રે વને. ભરત૦ ૧

રામ, તાતે કહ્યું તે કેમ માન્યું મને,
મ્હારા કહોને અપરાધ રામ મારી કને,
કરૂં એનાં વારણુ તન મનને ધને. ભરત૦ ૨

રામ કૈકેયે જન્મ કેમ આપ્યો મને,
જેના જન્મે જગત આમ દુ:ખી બને,
એને જીવ્યું ઘટે શું રામ એ રે તને. ભરત૦ ૩

રઘુવંશે કલંક રામ આવાં મને,
જીવન રાખ્યાનાં જોમ નથી મારી કને,
આજ દેહ પડે તો સ્નેહ ધન્ય બને. ભરત૦ ૪

રઘુ વંશનાં વિધાન જ્યેષ્ટ રાજવી બને,
એના વંશજનાં ચિત્ત નવ લોભે ધને,
કોણુ કારણુ અધિકાર-ભ્રષ્ટ કરશો મને. ભરત૦ ૫

રામ શરણુ થવાને હું તો આવ્યો વને,
મૂકી અંતરયામીને જાઉં કોની કને.
કરો કરવી ઘટે જે હવે આજ્ઞા મને. ભરત૦ ૬



## શ્રીરામનો પ્રત્યુત્તર



( રાગ-ઉપરનો. )

રામ બોલ્યા હો વીર ધન્ય ધન્ય રે તને,
તારા જન્મે કૈકેયી કુખ ધન્ય રે બને;
ભાઈ ભાઈના આ પ્રેમ નથી દેવો કને. રામ બોલ્યા૦

મારા ધર્મો એ વીર તુંથી ઝાંખા બને,
તું સમાન વીર, ધન્ય હું તો માનું મને;
તારે કીર્તિ-કળશે કુળ પાવન બને. રામ બોલ્યા૦

તને જ્ઞાનીને શોક શાના હોય રે મને,
સુર સ્વર્ગે એ વીર સદા ગાશે તને;
અહોભાગ્ય રાય દશરથ એ માનશે મને. રામ બોલ્યા૦ ૩
વીર એવી કીર્તિઓ હવે આપ્ય રે મને,
તાત આજ્ઞા પાળું તો જન્મ ધન્ય રે બને;
એજ અંતરના મર્મ કહું ત્હારી કને. રામ બોલ્યા૦ ૪
ભાઈ ભેદોના ભાવ ભૂલી જાવ રે મને,
મારાં તારાં તે મન કેમ નોખાં બને;
દોષદૃષ્ટિઓ હોય કેમ આપણી કને. રામ બોલ્યા૦ ૫
તને ખંમા, ઓ વીર, રક્ષે ધર્મો તને,
તને પ્રીછે એ પ્રાણી ધન્ય ધન્ય રે બને,
ભ્રાત તાતે કહ્યાં એ કરો ધીરે મને. રામ બોલ્યા૦ ૬

  

## સીતા–સ્વયંવર

(મોસાળાનો રાગ.)

રાજા જનક વિચારે રે મન, હવે કરવાં સીતાનાં લગન,
પ્રભુ કરાવે નિર્વિઘ્ન, કંકોતરી મોકલી ચારે દેશ; ૧
રાયે સ્વયંવર વાત વિચારી, કારણ રૂપ એ કુંવરી છે મારી,
જોવા યોગ્યતા પણ વિધિ ધારી. કં૦ ૨
આવ્યા રાજાઓ શોભા વધારી, સૌને આશાઓ મનમાં છે ભારી,
જાણી જનકની કુંવરી કુંવારી. કં૦ ૩
રાજા સહસ્રાવધિ ત્યાં તો આવ્યા, આવ્યો રાવણ જાણે જે ફાવ્યા,
એને વિધિના વિચાર ન આવ્યા. કં૦ ૪
નથી આવ્યા અવધેથી શ્રીરામ, એ તો રોકાયા છે રૂષિ કામ,
જેનાં જગતે જાણીતાં છે નામ. કં૦ ૫

ત્યાં તો મુનિને કંકોતરી આવી, રઘુનાથને એમણે વંચાવી,
ચાલ્યા રામને લઈ લલચાવી. કં૦ ૬
જાણ્યાં જનકે જે ઋષિજી પધારે, મ્હારા યજ્ઞની શોભા વધારે,
એવા ઋષિઓ તો ભાગ્ય સુધારે. કં૦ ૭
રાયે ઉત્તમ ઉતારાએ થાપ્યા, જેને હર્ષ હૃદયમાં છે વ્યાપ્યા,
અંતરયામીએ સંદેશ આપ્યા. કં૦ ૮
રઘુનંદન વાડીમાં ફરતા, નાનાવિધના વિનોદ રે કરતા,
દીઠા સીતાએ લાગી છે સુરતા. કં૦ ૯
રામ પણ સીતા નજરે નિહાળ્યાં, નીચું જોઈ ને સત રે સંભાળ્યાં,
મળ્યાં નયનો સીતાએ નીચાં ઢાળ્યાં. કં૦ ૧૦
એ તો આત્માએ આત્મા રે મળીઆ, એના મર્મ ન કોઈએ કળીઆ,
રામ નીતિનાયક પાછા વળીઆ. કં૦ ૧૧
રાજા જનક સભાઓ ભરાવે, ત્ર્યંબક મંડપ મધ્યે ધરાવે,
થઈ આજ્ઞા જે રાજવીઓ આવે. કં૦ ૧૨
સહુ આવી સભામાં બીરાજ્યા, રાય રાવણ પણ આવ્યા ગાજ્યા,
આવ્યા રામ ને રાજવીઓ લાજ્યા. કં૦ ૧૩
રાજા જનકે પણ સૌને સુણાવ્યાં, સહુએ થાકીને શીષ ધુણાવ્યાં,
મિથિલેશને ઓછાં રે આવ્યાં. કં૦ ૧૪
રાયે બે ચાર વેણ નાખ્યાં કહી, સહુ સાંભળીને રહ્યા સહી,
લક્ષ્મણની તો ભ્રકુટી ભેગી થઈ. કં૦ ૧૫
મુનિએ લક્ષ્મણને રાખ્યા છે વારી, કહે રામને કરો તૈયારી,
જનક પુત્રી શું રહેશે કુંવારી? કં૦ ૨૬
રામે ૠષિની આજ્ઞાઓ પાળી, વળી નમન કર્યાં શીર ઢાળી,
કહે ૠષિ, વરો જનકની બાળી. કં૦ ૧૭
ધનુષ પાસે પધાર્યા શ્રીરામ, ફરકયાં સીતાનાં અંગો રે વામ,
એનાં ચિત્ત રહેતાં નથી ઠામ. કં૦ ૧૮
રામે ટંકાર ધનુષના કીધા, ત્રણ કટકા કરી તેના દીધા,
પાળી પણ ને અમર યશ લીધા. કં૦ ૧૯

દેવ પુષ્પની વૃષ્ટિઓ કરતા, જોઈ પરાક્રમ અભિમાન હરતા,
રાવણ મારશે એમ આશા ધરતા. કં૦ ૨૦
રાજા જનકના હર્ષ ન માય, એનાં વર્ણન કેઈ પેર થાય,
જેને વળી ગઈ છે રે શાતાય. કં૦ ૨૧
રાય બ્રહ્માનંદમાં ગળીઆ, કોણ ભાગ્યે જમાઈ આ મળીઆ,
મ્હારા આજ ઉજાગરા ટળીઆ. કં૦ ૨૨
સીતા ઉર પૂર હર્ષનાં આવ્યાં, એમણે શિવજીને શીર નમાવ્યાં,
જગદંબા મને મોહ લાવ્યાં. કં૦ ૨૩
તાતે કહેવરાવ્યું કુંવરીને આવો, સાથે સ્વયંવર માળને લાવો,
રઘુનાથને એ પહેરાવો. કં૦ ૨૪
સીતા વરમાળ લઇને રે આવ્યાં, મહાલક્ષ્મીનાં રૂપ ધરાવ્યાં,
પરિબ્રહ્મને પ્રેમથી ભાવ્યાં. કં૦ ૨૫
આરોપી વરમાળ ને વળીઆં, રઘુનાથ રૂપી વર રળીઆં,
પુરી શુદ્ધિ નથી નવ ઢળીઆં. કં૦ ૨૬
રામ બળ ને સીતાનાં રે રૂપો, જોઈ મૂર્છિત બનીઆ છે ભૂપો,
નવ ચાલ્યે ધરી છે ચૂપો. કં૦ ૨૭
રાય રાવણના ગર્વ ઉતાર્યાં, માંડ પાછા લંકામાં પધાર્યાં,
એણે દેવોના હર્ષ વધાર્યાં. કં૦ ૨૮
જયજયકાર મંડપમાં છવાયા, રઘુનંદનના યશ રે ગવાયા,
જાણે બ્રહ્માનંદ રેલાયા. કં૦ ૨૯
સીતારામના હર્ષને કે'વા, સો સો જન્મો પડે રે લેવા,
કોક જાણે વાલ્મિકજી જેવા. કં૦ ૩૦
રામ વરમાળ પહેરીને શોભ્યા, વિશ્વામિત્ર જનક મન લોભ્યા,
ક્ષણ એક નિજાનંદે થોભ્યા. કં૦ ૩૧
બેઉએ આશિષ બન્નેને દીધી, રામ હરખે જાણે પામ્યા રિદ્ધિ,
લક્ષ્મણની અભિલાષાઓ સિદ્ધી. કં૦ ૩૨
એના સુખને તો દેવો વખાણે, જીવબુદ્ધિઓ એ નવ જાણે,
કરે રામ કૃપા તે મન આણે. કં૦ ૩૩

રઘુનાથને ચરણે હું લાગું, એમની પાસ દયાઓ એ માગું,
માગું 'ભક્તિમાં હું અનુરાગું.' કં૦ ૩૪
જેને રામ સીતામાં છે સ્નેહ, એને લેવા નથી પછી દેહ,
એના આત્મારામે ન્યારા નેહ. કં૦ ૩૫

  

## સતીનો સંદેહ

( આજ ઊણી અણોસરી રાત, એ રાહ. )

ઉમા પૂછે શંકરને એમ, ધ્યાન કોનાં ધારતા રે,
સામ્બ તમને પૂજે સહુ લોક, ત્રિલોક તમે તારતા રે; ૧
શિવ શાસન તમારાં સદૈવ, સુરોએ સ્વીકારતા રે,
મારે અંતર અચંબા આજ, કહો નવી વારતા રે. ૨
ઈશ ઉરમાં વિચારે એમ, ઉમાને શું ઓરતા રે,
જગ માયાનાં જોર જરૂર, માટે મન ચોરતા રે; ૩
પછી હસીને બોલ્યા હર એમ, સતી તમે સાંભળો રે,
મુજ મન માંહે અચરજ થાય, ભવાની કેમ ના કળો રે. ૪
અમે ધરીએ રે જેહનાં ધ્યાન, એની એ માયા હશે,
જગ જાણે ન જેને કોઈ, એની એ છાયા હશે; ૫
ઉમા અવધે પ્રગટીઆ એહ, દેવ દુઃખ ટાળવા રે,
વળી સાધુને દેવા સુખ, સ્વરૂપે વાળવા રે. ૬
રઘુવંશે વધારીને પ્રેમ, રામ રૂપ ધારીઆં રે,
મ્હારાં ત્ર્યંબક તોડીને તત્કાળ, સીતાને સ્વીકારીઆં રે; ૭
અમે ધરીએ છે એનાં ધ્યાન, અખંડ આનંદમાં રે,
પરિબ્રહ્મ પરાત્પર એહ, સેવાતા સંતમાં રે. ૮
શિવ શિવાને પ્રીછવે એમ, પ્રભુ એને જાણજો રે,
સતી એ છે સરવમાં સમાન, મનમાં પ્રમાણજો રે; ૯

ઇશે આપ્યાં અનુપમ જ્ઞાન, તોય સતી સમજ્યાં નહીં,
મંમાયા એ જણુવ્યાં છે જોર, પડયાં ઉમા માયા મહીં. ૧૦
રામ શોધે સીતાને વન, પ્રિય પ્રિય મુખે કહી,
પરિભ્રહ્મ પોકારે ન આમ, ઉમાને ભ્રાન્તિ થઈ; ૧૧
ઘોર ગંભીર વનની મ્હાંય, ગૌરી આવીઆં રે.
એ તો કરવા પરિક્ષા પૂર્ણ, સીતા રૂપ લાવીઆં રે, ૧૨
રામ સીતાને પાડે સાદ, સતી ત્યાં ઓચરે રે;
હું તો આરે રહી ઓ રામ, જશો ન અગોચરે રે, ૧૩
રઘુનાથે સુણ્યા એ સાદ, તોય ત્યાં જોતા નથી,
પ્રભુ પૂર્ણ પ્રીછેછે પ્રપંચ, માયા એ મ્હોતા નથી, ૧૪
રામ જોઈ ઉમાના ઉન્માદ, અંતરમાં શોચતા રે;
શિવ-શક્તિના આવા પ્રમાદ, ઉરે નથી રોચતા રે, ૧૫
ઉમા આવ્યાં શ્રીરામની પાસ, સીતાના વેષમાં રે;
રામ પાછા ફરીને જાય, અંતર છે ક્લેશમાં રે. ૧૬
પાછાં આવ્યાં ઉમા એ દીશ, રામ શું ન સાંભળો રે,
કાંઈ ઘેલા થયા રઘુનાથ, હવે પાછા વળો રે; ૧૭
રામ બોલ્યા નમાવીને શીર, સતી મ્હને શું કહો રે.
ઉમા શંકર-વિખૂટાં આમ, વનમાં કાં રહો રે, ૧૮
મહાદેવના સમાચાર માત, દેવા શું આવીઆં રે;
નથી ભૂલ્યો હું એમનાં ધ્યાન, કહેજો કહાવીઆં રે, ૧૯
ઉમા તમને આશ્ચર્યો થાય, આશ્ચર્યો એ મ્હને રે.
સામ્બ સમજાવે એના ભેદ, જાવ એની કને રે, ૨૦
સતી પામ્યાં પૂરણ પરિતાપ, પરતાઈ પાછાં વળ્યાં રે;
પૂછે શંકર સતીને એમ, ગૌરી તમે શું રળ્યાં રે, ૨૧
મહાદેવ વિચારે છે મન, સતી સીતા છે થયાં રે.
છળે ધાર્યો જો એમણે પ્રેમ, મ્હારે યોગ્ય ના રહ્યાં રે, ૨૨

આપ્યાં આસન જૂદાં અવિનાશ, ઉમા મન પામીઆં રે;
પ્રભુ ભૂલી હું આપનાં ભાન, પદે શીર નામીઆં રે, ૨૩

મ્હારા દોષ દયાળુ દેવ, દિલે નવ લાવશો રે.
ઈશ અંતરયામી છો આપ, લહેજો ભાવ શો રે, ૨૪

સામ્બ તજશું જરૂર આ શરીર, તમોને પામવા રે;
મ્હને આપો હવે હર જ્ઞાન, માયાઓ વામવા રે, ૨૫

કહે શંકર સતી એ રામ, પ્રથમ અમે પ્રીછવ્યા રે.
જેને જ્ઞાની મુનિએ મન, ધ્યાનોથી રીઝવ્યા રે, ૨૬

રામ અવતરીઆ અવિનાશ, પરિત્રાણ કારણે રે;
ઝુલ્યા જગત ઝુલાવણ હાર, કૌશલ્યા પારણે રે, ૨૭

લીધાં દેવો એ વાનર રૂપ, વિધિ વર પાળવા રે.
રમારમણે લીધાં રામ રૂપ, દેવ દુઃખ ટાળવા રે, ૨૮

રૂષિ મુનિઓએ લીધાં છે રૂપ, ઉમા, ઝાડ પાનનાં રે;
જેને અંતર સદાય છે જ્ઞાન, રામના વાનનાં રે, ૨૯

તોય મળવાને પુરૂષ પુરાણુ, જડ રૂપ ધારીઆં રે.
રઘુનાથે એ જાણીને પ્રેમ, સ્નેહે સ્વીકારીઆં રે, ૩૦

રામ હૃદયે ચાંપે છે એહ, સીતાના મીષથી રે;
નથી જોયાં જતાં જડ રૂપ, એ જગદીશથી રે, ૩૧

રામ ભાવે ભીંજાય છે ઉર, નેત્રે નીરો વહે.
ભેટી ભેટીને ભાવે ભૂપ, છાનાં એને કહે, ૩૨

સીતા મીષે મળ્યા મહારાજ, અમે પ્રેમ પાળશું રે;
જડ રૂપે થયા રૂષિરાજ, એ રણ અમે વાળશું રે. ૩૩

હવે થઈશું શ્રીકૃષ્ણને સ્વરૂપ, નંદને આંગણે રે
ફરી લઈશું જરૂર અવતાર, તમારે માગણે રે ૩૪

વ્રજ વનિતાને રૂપ ઋષિરાય, રમી શું આપણે રે
આજ આપું અમો આ કોલ, રાખો રૂષિ થાપણે રે ૩૫

તમે દેહોના મૂકીને સ્નેહ, મ્હને છે મેળવ્યો રે
આત્મરૂપે થયા છો અસંગ, અનુભવ કેળવ્યો રે ૩૬

તમે જોયા નથી જડભાવ, અમે નહીં જોઇએ રે
જુવે જગત્ ભલે જીવરૂપ, આપણુ નવ મ્હોહીએ રે ૩૭

જેણ્યે જાણ્યા પરાના ભેદ, એને ભવ નડતા નથી
જેણ્યે જોયા જગતમાં ભેદ, એને બ્રહ્મ જડતા નથી ૩૮

તમે પામ્યા પરાના પાર, ભાન ના ભૂલો ભવે રે
તોય પોષીશું પ્રેમ આ જરૂર, જનમ લઇને હવે રે ૩૯

રામ આપાને એહ વરદાન, પંપા તીરે પળ્યા રે
અમે ધ્યાનોમાં જોતાં એમ, પૂરણુ પ્રેમે ગળ્યા રે ૪૦

સુણી શંકરનાં એહ વચન, ઉમા મન પ્રીછીઆં રે
નથી બ્રહ્મને ભવમાં ભેદ, પદો એ ઇચ્છીઆં રે ૪૧

ઉમા તજવાને નિજ શરીર, તાતને ત્યાં ગયાં રે
દક્ષ યજ્ઞે દઇને દેહ, પાર્વતી રૂપે થયાં રે ૪૨

ફરી શંકરનાં ધારીને ધ્યાન, તપ એણ્યે આદર્યાં રે
પૂરા પ્રેમે શંકરને પ્રસન્ન, કરીને કાયે વર્યાં રે ૪૩

એ ગિરિજા તો જ્ઞાન સ્વરૂપ, લીલા કરતાં નવી રે
અખિલેશ્વરી એ અંબ સ્વરૂપ, ભ્રાન્તિ એને ના હવી રે ૪૪

મા થાજો સદાએ દયાળ, બાળ અમે આપનાં રે
મા પ્રેમે કરૂં હું પ્રણામ, કારણુ નથી તાપનાં રે ૪૫

મા પામે તમારા પ્રસાદ, એને ભવ ભીતી નથી
મા બોલે જે બાળને ભાવ એને કો રીતી નથી ૪૬

માતાનાં ઉર પ્રેમ પૂર, સદાય ભરપુર છે રે
મા માતાને છાંયડે બાળ, જરાય ક્યાં દૂર છે રે. ૪૭

  

## હરિતાલિકા વ્રત મહિમા

(ગરબીઃ મનનો માન્યો મોહનવર પામિયાં જો–એ રાગ.)

પૂછે ગૌરી શંકરને પૂરા પ્રેમથી રે લોલ,
પ્રભુ પામી તમને હું કિયા નેમથી રે લોલ. પૂછે૦ ૧
કહે શંકર "પારવતી, તમે સાંભળો રે લોલ,
તમે કરીઆં એ વ્રતનાં કહું ફળો રે લોલ. કહે૦ ૨
સતિ ધરીઆ અવતાર હિમાલય ગૃહે રે લોલ,
અતિ અમને સ્મરો એ કોઈ ના લહે રે લોલ. કહે૦ ૩
તમે બાળાપણેથી તપ આચર્યાં રે લોલ,
જોતાં માત પિતાનાં મનને હર્યાં રે લોલ. કહે૦ ૪
થઈ ચિંતા ઉમા તમ માબાપને રે લોલ,
વળી દેખી તમારા તપતાપને રે લોલ. કહે૦ ૫
ત્યાં તો વિષ્ણુએ માગાં, સતિ, મોકલ્યાં રે લોલ,
આવ્યા નારદ ને ઉર હિમનાં ઉછળ્યાં રે લોલ. કહે૦ ૬
કર્યા પૂજન ને પાય ઋષિને નમ્યા રે લોલ,
તમો દર્શનથી તાપ તનના શમ્યા રે લોલ. કહે૦ ૭
કોણ કારણ પધાર્યા મ્હારે આંગણે રે લોલ,
ત્યારે કારણ ઋષિજી વળતા ભણે રે લોલ. કહે૦ ૮
ધન્ય પર્વતના રાય તમે હિમગિરિ રે લોલ,
પછી માગાની વાત કહે નારદ ધીરે રે લોલ. કહે૦ ૯
રાય કન્યા તમારી અતિ ગુણ ભરી રે લોલ,
તેને વરવાની વિષ્ણુએ મતિ કરી રે લોલ. કહે૦ ૧૦
ઉમા તાત તમારા સુણી હરખીઆ રે લોલ,
વર વિષ્ણુથી છે વડા બીજા કીયા રે લોલ. કહે૦ ૧૧
ગયા નારદ લઈને એ વધામણી રે લોલ,
પછી આવ્યા પિતાએ તમારા ભણી રે લોલ. કહે૦ ૧૨

ઉમા વિષ્ણુ વરવાને તને ઇચ્છતા રે લોલ,
તાત ત્હારા વિચાર નથી પ્રીછતા રે લોલ. કહે૦ ૧૩
સતિ ચાલ્યાં તમે તો સખીને ગૃહે રે લોલ,
ઉમા અંતરની વાત સખીને કહે રે લોલ. કહે૦ ૧૪
બેન તાતે અનેરૂં એક આદર્યું રે લોલ,
મેં તો તન મન શંકર ચરણે ધર્યું રે લોલ. કહે૦ ૧૫
સખી સાથે ઉમા તેં ઘર છોડીઆં રે લોલ,
વને આવી અમોશું મન જોડીઆં રે લોલ. કહે૦ ૧૬
હરિતાલિકાનાં વ્રત તમે આચર્યા રે લોલ,
નિરાહારે પૂજન શિવનાં કર્યા રે લોલ. કહે૦ ૧૭
વને વેળુની મૂર્તિ કરી માહરી રે લોલ,
પાસે પારવતી રૂપ, સતિ, તાહરી રે લોલ. કહે૦ ૧૮
ઉમા પ્રત્યે ચડાવ્યો તમે કેવડો રે લોલ,
મ્હેં તો જોયો ન ભાવ કોનો એવડો રે લોલ. કહે૦ ૧૯
કર્યાં પૂજન અર્ચન ને વળી જાગરણો રે લોલ,
જગે જેનો મહિમા છે સતિ અતિ ઘણો રે લોલ. કહે૦ ૨૦
ઉમા વ્રતથી આસન મ્હારાં ડોલીઆં રે લોલ,
ત્યારે તપથી ચક્ષુઓ અમે ખોલીઆં રે લોલ. કહે૦ ૨૧
ઉમા આવી કહ્યું મેં વર માગવા રે લોલ,
તમે બોલ્યાં વરોને દુઃખ ભાગવા રે લોલ. કહે૦ ૨૨
ઉમા માગ્યાં આપીને અમે તો વળ્યા રે લોલ,
પૂર્વ પ્રીત્યે ઉમા સતિ તને મળ્યા રે લોલ. કહે૦ ૨૩
ત્યાં તો તાત તમારા આવ્યા શોધતા રે લોલ,
તમે સૂતાંતાં થાકીને જયમ લતા રે લોલ. કહે૦ ૨૪
લઇ ખોળે ને તાત આસું સારતા રે લોલ,
પ્રિય પુત્રીને શું થયું વિચારતા રે લોલ. કહે૦ ૨૫

તારે અંગે અડેલી રજો લૂછતા રે લોલ,
તને શુદ્ધિ આવ્યેથી તાત પૂછતા રે લોલ. કહે૦ ૨૬
બાપ કેમ આવી તું અહીં એકલી રે લોલ,
હું તો શોધી વળ્યો છું ગલીએ ગલી રે લોલ. કહે૦ ૨૭
કહે ગૌરી પિતાજી તમે સાંભળો રે લોલ,
અમો બાળાનાં બળ કશાં મને કળો રે લોલ. કહે૦ ૨૮
મ્હારે વરવા છે નાથ કૈલાસના રે લોલ,
અન્ય વરને વરૂં એ રાખો આશ ના રે લોલ. કહે૦ ૨૯
હરિતાલિકાનાં વ્રત અમે આચર્યાં રે લોલ,
આવ્યા શંકર ને સ્નેહથી એને વર્યાં રે લોલ. કહે૦ ૩૦
બાપ બોલ્યા જે ધન્ય ત્હારા વ્રતને રે લોલ,
ધન્ય ધન્ય પુત્રી એ ત્હારા કૃત્યને રે લોલ. કહે૦ ૩૧
ઉમા શંકર આવે જો મ્હારે આંગણે રે લોલ,
તો તો ધન્ય ત્રિલોક મુજને ગણે રે લોલ. કહે૦ ૩૨
ઉમા, શંકર રહે સદા સમાધિએ રે લોલ,
ત્રણે લોકશું અમે એને આરાધીએ રે લોલ. કહે૦ ૩૩
ઉમા શંકર આવ્યા ને તને હા કહી રે લોલ,
તું તો જગદંબા રૂપ મેં મને લહી રે લોલ. કહે૦ ૩૪
ચાલો કુંવરી મેના જુવે છે વાટડી રે લોલ,
તને શંકરની એ ઓઢાડે ઘાટડી રે લોલ. કહે૦ ૩૫
ઉમા તાતે તમોને મને આપીઆં રે લોલ,
મને વરતાં એ વ્રત તમે સ્થાપીઆં રે લોલ." કહે૦ ૩૬
રીઝયાં ગૌરી શંકરથી એવું સાંભળી રે લોલ,
ખરે વ્રતની વિધિ એ મુજને ફળી રે લોલ. કહે૦ ૩૭
હરિતાલિકાના એવડા પ્રભાવ છે રે લોલ.
સદા સાઋ્ય ભજો એ એના ભાવ છે રે લોલ. કહે૦ ૩૮

સદા સામ્બ શરણુ મ્હને આપજો રે લોલ,
કરી કરૂણા કૈલાસ મ્હને સ્થાપજો રે લોલ. કહે૦ ૩૯
શિવ પાર્વતી પૂજતાં પતિવ્રતા રે લોલ,
પતિ સાથે કૈલાસ સોહે સુવ્રતા રે લોલ. કહે૦ ૪૦



## નર્મદા સ્તવન



(હરિગીત છંદની ચાલ)

નમું નમું માતા નર્મદા તેં ઉભય તટ પાવન કર્યાં.
મા યશ તમારા શું ભણું ૠષિ મુનિએ ધ્યાને ધર્યાં. ૧
અન્ય તીર્થે જાય ત્યાં જે સ્નાનથી અર્થો સરે,
આશ્ચર્ય મોટું એજ મા તું દર્શને પાવન કરે. ૨
મા પતિતપાવન જાહ્નવી તું કળિયુગે આ ભૂપરે,
મા સ્મરણુ કરતા તાહરૂં, દર્શન હૃદયમાં પાંગરે. ૩
મા અમર દર્શન તાહરાં, કોઇ સુભાગી જનને મળે,
જો પુન્યદાનો ત્યાં થયાં તો, ભાગ્ય તેનાં કો કળે! ૪
બળિરાય સરખા રાજવી, તેણે સત્ર તુજ તટમાં કર્યાં,
પરિબ્રહ્મ દર્શન પામીઆ ને અમર યશ એને વર્યાં. ૫
શુક વ્યાસ સરખા યોગીઓના આશ્રમો હું ત્યાં લહું,
મા પરસ્પર પાવન કરો, મુજ મતિ નહીં ને શું કહું. ૬
મા પુત્રી તું શંકર તણી, જે અખિલ આ જગના ધણી,
તુજ લાલને તુજ તટ રહે, એ સકળ દેવ શિરોમણિ. ૭
તું ઘોર ગંભીર ગાજતી, મા શીતળ જળ તારાં વહે,
તુજ સ્નાન મા જેને થયાં, તે ભાગ્યને કો ના લહે. ૮
તુજ તટ વિષે વાસો થયા, એ કૃપા કેવી તાહરી,
મા પુણ્ય એ કીઆં હશે, બુદ્ધિ ન પહોંચે માહરી. ૯

મા રિદ્ધિ આપી બુદ્ધિ આપી, શાન્તિ આપી સર્વદા,
રક્ષા કરી માતા સમી, પડતાં કદાએ આપદા. ૧૦
મા કૃપાઓ એ તાહરી, હું બાળબુદ્ધિ શું કહું,
અખંડ રહેજો અંતરે મા, બીજું કંઇ યાચું ન હું. ૧૧

✤ ✤ ✤

## શ્રી રણછોડરાય મહીમા



( ઉપજાતિ છંદની ચાલ. )

શ્રી દ્વારિકાધીશ રણછોડરાય, સ્મરૂં, પ્રભુ, હું મનમાં સદાય,
તથાપિ ઇચ્છા ઉરની ન જાય, દ્યો દર્શનો ચિત્ત અખંડ ચ્હાય. ૧
રણછોડ રાયા પ્રિય ભક્ત માટે, ડાકોર આવી ચડીઆ જ કાંટે,
ધારે ધણી ગુગળી શું જ ખાંટે, હરિકૃપા સાધન સર્વ આંટે. ૨
અનંત લક્ષ્મી પ્રભુ ચર્ણ લોટે, રાજાધિરાજા નહીં કોઈ જોટે,
વૈજયંતી વિલસે જ કોટે, અપાર શોભા ભરી રૂપ છોટે. ૩
શણગાર જોયા વિણ કેમ કહીએ, શ્રીકૃષ્ણ મૂકી કેમ એહ લહીએ,
તથાપિ શોભા નથી જેહ મહિએ, નેત્રો થતાં તૃપ્ત નહીં વહીયે. ૪
શ્રીકંઠમાં હાર અમુલ્ય રાજે, પગલાં ભરે તો નુપુરોજ ગાજે,
વક્ષઃ સ્થળે પાદ ભૃગુ બીરાજે, કુંડળ કડાં છે જડયાં પોખરાજે. ૫
કેસર ભર્યા ચંદન ભાલ મધ્યે, મંદિર ભર્યા છે પ્રભુએ સુગંધે,
કસબે ભર્યા ખેસ ધર્યોજ સ્કંધે, શાન્તિ ભર્યા અંતર આપ વંદ્યે. ૬
માણિકય મુક્તાફળ હેમ હીરા, પૂજારી પ્રેમે ધરતાજ ધીરા,
અદ્દભુત શોભા ન ગવાય ગીરા, નિરખે હરિભક્ત થઈ અધીરા. ૭
મણિ જડયા મુકુટ શીર રાજે, નવરંગ વેણુ કરમાં વિરાજે,
વાગા વિભુ નિત્ય નવીન સાજે, કંદર્પકાન્તિ કરી ભક્ત કાજે. ૮
કૃપાળ કાળા પણ છો રૂપાળા, છે ધન્ય ભાગ્યો વસુદેવ બાળા,
ગુંજા અને મોરમુકુટવાળા, પ્રેમી પ્રભુને નિરખે નિરાળા. ૯

નિજ મંદિરે દર્શન જે અમૂલાં, પ્રેમી થતાં રે પ્રભુ ભાનભૂલાં,
આપે શું આપે મન જે અટૂલાં, તૃપ્તિ નહીં એ સુખ ક્ષે અતૂલાં. ૧૦
ચરણાંબુજો તો તુલસીથી ઢાંકયા, જ્યાં ભક્તનાં નેત્ર રહેજ તાકયાં,
ભવાર્તિ ટાળે ભવદુઃખ થાકયાં, જે દર્શને પુણ્ય ન જાય આંકયાં. ૧૧
સર્વાંગ શોભા પ્રભુ અંગ સારે, અનંત કામો હરિ પાસ હારે,
કમનીય આવાં રૂપ આજ જ્યારે, કેવાં હશે કૃષ્ણુ હશો જ ત્યારે. ૧૨
વિરાગી યોગી વિભુ મોહ પામે, ધ્યાને ધરી અંતરમાં વિરામે,
કરે બીજું શું, પ્રભુ, શીર નામે, પીતાં અમી એ પ્રભુ મૃત્યુ વામે. ૧૩
ભોગો ધરાવે હરિભક્ત નાના, જમો ઉઘાડા વળી કોઈ છાના,
માખણુ વિના તૃપ્તિ નહીં શું કહાના, ભાવો ભર્યા ભક્તિ મહીં શું માના? ૧૪
શીરા અને સાકર દૂધ ધરતા, મગજો કરે તે તમ કાજ કરતા.
બ્હાને તમારે પ્રભુ કંઈક તરતા, સાનિધ્ય મુક્તિ લહું એજ વરતા, ૧૫
જ્યાં ગોમતી નીર પવિત્ર રાજે, અધિકાર આપે થતાં સ્નાન મા જે.
માતૃપદો મા ધરતાં સદાએ, ગંગા સમાં ગોમતી મા વિરાજે. ૧૬
લક્ષ્મીજી નિત્યે પ્રભુ પાસ રહેતાં, સ્વભક્તને સુખ અનંત દેતાં.
મા પાર ના'વે તુજ મહાત્મ્ય કે'તાં, કરો કૃપા દોષ સમસ્ત સ્હેતાં, ૧૭
કૈલાસનાથે વળી વાસ સ્થાપ્યા, એ ભાવ ભવના નવ જાય માપ્યા.
અહો ડંકનાથ, દિલે પ્રેમ વ્યાપ્યા, દઈ દર્શનો સ્વર્ગના માર્ગ આપ્યા, ૧૮
ગોપાળ ગોધેન હજી ધરાવો, લીલા તણાં પાન પ્રભુ કરાવો,
જે તે મિષે ભક્ત તમે તરાવો, અજ્ઞાન આંધી જીવની હરાવો. ૧૯
તુલસી ધરી ધન્ય દાસો થયા છે, ત્રિતાપ એના વિરમી ગયા છે.
મા, તાહરી જે ઉપરે મયા છે, શ્રીકૃષ્ણની તે ઉપરે દયા છે, ૨૦
કૃપા કૃપાનાથ અથાગ કીધી, દયા તણા આપ અગાધ નિધિ.
કરૂણા કરી ભક્તની ભાળ લીધી, દઈ દર્શનો દાસને મુક્તિ દીધી. ૨૧
રણછોડ રાયા અમ ઉર રહેજો, દયા કરી દર્શનો દિવ્ય દેજો,
સુખે દુઃખે સાર તમેજ લેજો, જન્માંતરે દાસ ગણીજ ગ્રહેજો. ૨૨
મહાત્મ્ય ત્હારાં પ્રભુ કેમ લહીએ, શરણ્ય જાણી શરણેજ રહીએ,
હૃદયે રહ્યા છો વધુ શુંજ કહીએ, તુજ ગુણ ગાતાં મહીએ રહીએ. ૨૩

## નવનવી કામના

(ધન્ય જેણે હરિગુણ ગાયા૦—એ રાહ)

જગે નામનાની કામના અનેરી, જણાય, જગે૦
રહે અણદીઠ ઉરમાં એ ઘેરી, જણાય, જગે૦ ૧
ઇચ્છે કો માનથી, ઇચ્છે કો દાનથી,
જળતે જીગર ધન વેરી. જણાય૦ ૨
કો કો ઇલ્કાબથી, કો કો ઉત્પાતથી,
નક્કી એ ઇચ્છા નમેરી. જણાય૦ ૩
ઇચ્છે કો ભુષણે, ઇચ્છે કો ભાષણે,
વગાડી સ્વગુણની ભેરી. જણાય૦ ૪
ઇચ્છે કો ભણતરે, ઇચ્છે કો વણપરે,
લાલા ગણાઇને લ્હેરી. જણાય૦ ૫
કોઇ ધર્મ પાળીને, કોઈ ભોમ ભાળીને,
કોઇ ધરે રૂપ કેરી. જણાય. ૬
કાવ્યો કરીને કો ઇચ્છે રે નામના,
નાંખે વિવેચક ચ્હેરી. જણાય૦ ૭
ઇચ્છે કો ગ્રંથથી, ઇચ્છે કો પંથથી,
મથતાં જણાય મોંઘેરી. જણાય૦ ૮
ઊંચી છતાંય પણ અંતે અહંકાર એ,
હૈયે રહ્યા છે હરિ હેરી, જણાય૦ ૯
કોને ન મૂકતી એ નામનાની કામના,
સૌને રહેલ ખંખેરી. જણાય૦ ૧૦
સંધ્યાના રંગ શા જીવનને કારણે,
સર્વસ્વ નાંખવાં શું વેરી! જણાય૦ ૧૧
જેનું મૂળે નામ ના, એને કેવી કામના,
વંધ્યાએ બેટી ઉછેરી. જણાય૦ ૧૨
છોડી સૌ કામના, જોડી મન રામમાં,
ભક્તો રાખે જ પ્રભુ કેરી. જણાય૦ ૧૩

# વેણુ

( ધન્ય જેણે૦-એ રાહ )

તારી વેણુને વ્યાસેજી વખાણે, ગોપાલ, તારી૦
જેના ભેદો અવર નવ જાણે. ગોપાલ૦ ૧

વાગે વૃંદાવને ઘેલી ગ્વાલન બને,
સૂર સ્નેહીના અંતરે પીછાને, ગોપાલ૦ ૨

સ્થાવર ઝુલાવતી, જંગમ થોભાવતી,
તુજ વિણ કળા એ કોણ જાણે. ગોપાલ૦ ૩

બંસીના ભાગ્યને વ્રજવધૂ વખાણતી
સ્પર્ધાએ રોષ જરી આણે. ગોપાલ૦ ૪

વાતો કરે જે સખી કાય એણે સૂકવી,
બહિરંતર વિંધાણી સરાણે. ગોપાલ૦ ૫

ભક્તિના સ્વાદુઓ, જાણે એ જાદુઓ,
ખેંચે તું પ્રેમીને પરાણે. ગોપાલ૦ ૬

ઉરમાં એ ભાવને, જીવન જગાવ ને
રમવા ગાણે ને વળી પ્રાણે. ગોપાલ૦ ૭

વિરહોની વેદના વ્હાલી શું, વિઠ્ઠલા !
અંતર વીંધે તું આમ શાને? ગોપાલ૦ ૮

તુજને ગમે એ મને ગમશે ગોપાલ રે
ક્યાં છે એ વિરહોની લ્હાણે ! ગોપાલ૦ ૯

  

# આરતી ક્યારે ?

(શું લઈ અર્ચન કરિયે૦ એ રાહ)

આરતી ક્યારે કરીશું ? જ્યારે, પૂજન પૂરાં થાશે ત્યારે.
કરીએ આવરણને અત્યારે, પૂજન૦ ૧
પૂજન પૂરાં કેમ હું માનું, અધુરે આ સંસારે. પૂજન૦ ૨
મન ધર્મો ધારે છે ત્યાં લગી, અર્ચું હું એક ધારે. પૂજન૦ ૩
દેવરૂપે થઈ પ્રભુને પૂજો, શાસ્ત્રો એમ ઉચારે. પૂજન૦ ૪
આરતીઓ ઉતરશે ત્યારે, જીવશિવનિશ્ચય જ્યારે. પૂજન૦ ૫
અત્યારે તો આમજ પૂજન, ઉરના આ ઉપહારે. પૂજન૦ ૬
હજી તો અર્ધ્યો અધુરા છે ત્યાં આરતી કોણ ઉતારે. પૂજન૦ ૭
આરતી થાશે આ જન્મે કે પરભવને ઉતારે. પૂજન૦ ૮
પ્રેમે પૂજન હમણાં માંડ્યાં, આરતીઓ પરવારે. પૂજન૦ ૯
આરતી તો નહીં રહે અધુરી, એ નિશ્ચય મન મારે. પૂજન૦ ૧૦
પૂજન જેહ કરાવે પ્રીતે, આરતી એ ઉતરાવે. પૂજન૦ ૧૧
કોની કરવી, કોણે કરવી, એ હજી મન વિચારે. પૂજન૦ ૧૨
એમ કરતાં યે એકજ રહેતાં આરતીઓ અત્યારે. પૂજન૦ ૧૩



# કાવ્ય પંક્તિઓની કક્કાવારી

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૮ | સૌદય | સૌંદર્ય |
| ૬ | ૭ | દ્રાષ્ટએ | દ્રષ્ટિએ |
| ૭ | ૫ | કીતને | કીર્તિને |
| ૧૫ | ૯ | મમ | મર્મ |
| ૨૦ | ૧૭ | ાવનવું | વિનવું |
| ૨૮ | ૫ | આસ્ત | અસ્તિ |
| ૭૭ | ૨૩ | ટકાને | ટીકાને |
| ૧૧૬ | ૨૩ | સવ | સર્વ |
| ૧૨૯ | ૯ | પસમ | સમ |
| ૧૩૬ | ૧૦ | મેળા | ભેળા |
| ૧૬૭ | ૫ | તોતો | તેતો |
| ૨૨૧ | ૨૪ | હોત | હો |
| ૨૩૦ | ૯ | સંપદન | સ્પંદન |
| ૨૫૩ | ૨૩ | ાપજરમાં | પિંજરમાં |
| ૨૫૪ | ૨ | દ્રાણ | દ્રોણુ |
| ૨૬૮ | ૧૧ | કરશો | કરશે |
| ૨૭૬ | ૯ | રામ | રામે |
| ૨૮૧ | ૨૩ | માતાનાં | મા માતાનાં |
| ૨૮૩ | ૧૩ | પ્રત્યે | પ્રીત્યે |

## Opinions on "Conservative India"

The Book begins with a beautiful and soul-stirring introduction from the pen of H. H. Jagadguru Shri Shankaracharya Maharaj of Puri. ................. It deals with the conservative side of Indian principles and practices. — *The Divine Life.*

Really we require such thought-provoking books these days. — Editor, *the Siddhanta.*

That a book like this should appear in this time of storm and stress is itself a tribute to the quality of the soul of India. *Obiter Dicta* are interesting and reveal the essentials of conservatism. — *The Hindu.*

In this book the author presents different perspectives of various phases of life from the conservative angle.

— *The Bombay Chronicle.*

I have read it overnight....It is a book which one cannot leave without its completion, especially if one is of a religious temperament.

— *M. R. Dholakia* (*Founder of the Mother's Lodge.*)

The frankness with which you have dealt with the burning questions of the day is really praiseworthy. You have unmasked many of the false notions that are passing current. ......... You have thereby done a greater service to Sanatan Dharma and to the political cause of India than can be rendered even by gifted persons of new light. — *Rao Bahadur S. M. Parande.*

Like all your writings it bears the clear impress of your wide reading and plain-speaking.

— *Dewan Bahadur K. M. Jhaveri.*

Your work will supply a long-felt want in this direction. — *Rao Bahadur C. S. Pandya.*

